# પ્રજાબંધુની ભેટો.

| પુસ્તકનું નામ. | ઇ. સ. | મૂલ્ય. |
|---|---|---|
| * અઢારમી સદીનું મહારાષ્ટ્ર. | ૧૯૧૦ | રૂ. ૧ા |
| ધારાનગરીનો મુંજ. | ૧૯૧૧ | રૂ. ૧ા |
| * સિંધ ઉપર સ્વારી. | ૧૯૧૨ | રૂ. ૧ા |
| * સોમનાથનું શિવલિંગ. | ૧૯૧૩ | રૂ. ૧ા |
| * નિઝામશાહીનો વફાદાર વઝીર. | ૧૯૧૪ | રૂ. ૧ા |
| પાટણની પડતીનો આરંભ. | ૧૯૧૫ | રૂ. ૧ા |

* આ પુસ્તકોની થોડી થોડી પ્રતો સીલીકે છે, તે 'પ્રજાબંધુ'ના ગ્રાહકોને દરેક રૂ. ૦-૧૨-૦ ની કીંમતે મળશે. બીજાઓને પૂરી કીંમતે મળશે.



રોળાવૃત્ત.

શૂરો સોળો ભીમ, ભીમના જેવો જોદ્ધો,
શૂરાઓમાં જેહ, ધરે બહુ ઉંચો ઓદ્ધો;
દિલ્હિપતિ પ્રથિરાજ, તેહ પણ જેથી ડરતો,
ભીમ તેહવો આજ, કોણ છે રણમાં લડતો ?
કહાં કહાં કહાં તે શૂર, ભર ઉંચું રણતુરથી;
ગયું જંગનું નૂર, જુદ્ધ જોએ નહિ દુરથી.

નર્મદ.

# પ્રસ્તાવના.

સંવત્ ૮૦૨ ના માહ વદી ૭ ને શનિવારે પાટણની સ્થાપના થઈ અને તેમાં વનરાજની આણ વર્તાઇ, તે જ વખતે તેનું એવું ભવિષ્ય ભાખવામાં આવ્યું હતું કે સંવત્ ૧૩૫૩ માં એ નગરનો નાશ થશે. આ ભવિષ્ય ગુજરાતના છેલ્લા રજપૂત રાજા કરણ વાઘેલાના વખતમાં ખરૂં પડ્યું, કારણકે તે વખતે અલાઉદ્દીન ખીલજીએ માધવની ઉશ્કેરણીથી ગુજરાત પર ચડાઇ લાવીને પાટણનો નાશ કર્યો હતો. વનરાજે સ્થાપેલી નગરીનું અસ્તિત્વ સાડી પાંચસો વર્ષ ચાલ્યું અને ત્યારપછી તે પડીને જમીનદોસ્ત થઈ ગયું, પરન્તુ ઇતિહાસ કહે છે કે પાટણની પડતીનો પ્રારંભ તો તેથી ઘણો વહેલો થઇ ચૂક્યો હતો. ચાવડા વંશના રાજાઓએ પાટણની આબાદીને ટકાવી રાખવા ઉપરાંત તેમાં મોટો વધારો કર્યો હતો અને ચૌલુક્ય વંશના મૂળરાજ, સિદ્ધરાજ, કુમારપાળ વગેરે પરાક્રમી રાજાઓએ તો પાટણને હિંદુસ્તાનના બીજા છેડાસુધી જાણીતું કર્યું હતું. એ રાજાઓના વખતમાં જૈન ધર્મ તથા બ્રાહ્મણ ધર્મનાં અનેક ધર્મસ્થાનકો બાંધવામાં આવ્યાં હતાં જેનાં ખંડેરોનું તથા અવશેષોનું દર્શન અત્યારે પણ કરી શકાય છે. ભીમદેવ બાણાવળીએ પોતાની અસ્ત્રકુશળતાથી સારૂં નામ કાઢ્યું હતું. સોમનાથ પટ્ટણના રક્ષણાર્થે તેણે મહમૂદ ગઝનવીની સામે થઇને જાનમાલનો મોટો ભોગ આપ્યો હતો. જે વખતે ભીમદેવ સોમનાથના રક્ષણાર્થે ગયો હતો ત્યારે પાછળથી મહમૂદ ગઝનવીએ પાટણમાં પેસીને કેટલુંક દ્રવ્ય લૂંટ્યું હતું. એ પાટણના અસ્તિત્વકાળમાં તેના પરનો પહેલો મુસલમાન હલ્લો હતો, પરન્તુ એ વખતે મહમૂદ સોમનાથ લૂંટવાના ઉત્સાહથી ઘેલો બની ગયો હતો તેથી તેણે પાટણને બહુ સતાવ્યા વિના પોતાનો પ્રવાસ આગળ ચાલુ રાખ્યો હતો. મહમૂદે પાટણને કરેલી થોડીએક ઇજા ભીમદેવ અને તેની પછીના રાજાઓના વખતમાં નાબૂદ થઈ ગઇ હતી અને કુમારપાળના વખતમાં તો પાટણની આબાદી તેની ટોચે પહોંચી હતી; પરન્તુ ત્યારપછી ગુજરાતના રાજા ભોળા ભીમદેવના વખતમાં શાહાબુદ્દીન ઘોરીનો સરદાર કુતુબુદ્દીન ઐબક ગુજરાતપર જે સ્વારી લાવ્યો હતો તેથી પાટણની આબાદીને ગંભીર પ્રકારની હાનિ થઇ હતી. જાનમાલની જ નહિ પણ પાટણની નામાંકિત ઇમારતોની, ઐતિહાસિક સ્થળોની અને વિશાળ દેવમંદિરોની હાનિ એ સ્વારીમાં થઇ હતી. એ જ વખતથી પાટણની પડતીનો પ્રારંભ થઈ ચૂક્યો હતો! ભોળા ભીમદેવે પછીથી પાટણને મુસલમાનોના હાથમાંથી પાછું મેળવ્યું ખરૂં, પરન્તુ તે એટલો ન-

બળો થઇ ગયો કે સામંત સરદારો સ્વતંત્ર થઈ ગયા અને વાઘેલા વંશ જોરમાં આવ્યો. **ભોળા ભીમદેવના** વખતમાં આરંભાએલી પાટણની પડતી વાઘેલા વંશના છેલ્લા રાજા કરણના વખતમાં અલાઉદ્દીનને હાથે સંપૂર્ણ થઇ! **વનરાજની** નગરીનું અસલ સ્થાન ઉજ્જડ થયું અને દેશના એક ખૂણાથી બીજા ખૂણાસુધી નામીચું ગણાએલું, ગુજરાતના રાજાઓના પરાક્રમોની પ્રતીતિરૂપ મનાએલું તથા જૈન અને શૈવ ધર્મનાં અનેક પવિત્ર સ્થાનકોવાળું એ પ્રાચીન નગર ઇતિહાસનાં પાનાંઓમાં માત્ર સ્મરણ રૂપે જ અવશેષ રહ્યું!

**ભોળા ભીમદેવના** વખતમાં મુસલમાનોએ **પાટણપર** કરેલી સ્વારીનો ઇતિહાસ આ નવલકથામાં આપવામાં આવ્યો છે અને એ વખતે બન્ને પક્ષો તરફથી જે પાત્રોએ યુદ્ધમાં અગત્યનો ભાગ લીધો હતો તે ઉપર લક્ષ રાખીને આ નવલકથાની ગુંથણી ઉચિત કલ્પનાના મિશ્રણ સાથે કરવામાં આવી છે. ઇતિહાસ સંબંધી વિગતોને માટે જાણીતાં ગુજરાતી અંગ્રેજી ઇતિહાસોમાં આપવામાં આવેલા વૃત્તાન્તોનો આધાર લેવામાં આવ્યો છે. તેમાં અગત્યનો ભાગ લેતા સેનાપતિ **જીવનરાજના** કથાનકને કથાના રસની જાળવણીને માટે તથા વસ્તુસંકલનાની ખીલવણીને માટે ઇતિહાસમાં આપેલા વૃત્તાન્ત કરતાં કેટલુંક લંબાવ્યું છે. વાચકને આ કથામાં ઇતિહાસનાં વૃત્તાન્ત ઉપરાંત એક નવું રૂપક પણ જણાઇ આવશે અને તે કથાની નાયિકા **વિશ્વમોહિનીનું** છે. આ રૂપક શ્રીયુત **સચીશચંદ્ર ચટ્ટોપાધ્યાય** પ્રણિત 'બાંગાલીર બલ' ની શૈલીનો આધાર લેઇને યોજ્યું છે અને રસિક વાંચનારને જણાઈ આવશે કે આખી કથામાં એ ઘણું આકર્ષણ કરે છે.

ઐતિહાસિક નવલકથાઓના સાહિત્યમાં ગુજરાતના ઇતિહાસને લગતી કથાઓની ઘણી મોટી અગત્ય છે અને એ અગત્ય પૂરી પાડવાને વધારે સમર્થ લેખકોએ આગળ આવવું જોઇએ છે. એ ઇતિહાસમાં નવલકથાઓને યોગ્ય પ્રસંગો હજી ઘણા છે અને સાંસારિક વાર્તાઓના ભાષાન્તરકારો એ કાર્ય કરવાને બદલે આ દિશાએ લક્ષ આપે તો તેઓને કેવળ નવીન ઐતિહાસિક કથાઓ ઉપજાવી કાઢવાનું વિશાળ ક્ષેત્ર માલૂમ પડયા વિના રહે નહિ.

**અમદાવાદ;**
તા. ૧ લી જાન્યુઆરી ૧૯૧૫. } **ચુનીલાલ વર્ધમાન શાહ.**

# અનુક્રમણિકા.

## પ્રથમ ખંડ-પૂર્વદર્શન.



## દ્વિતીય ખંડ-મુક્તિ.



## તૃતીય ખંડ-મોહમુગ્ધતા.



## ચતુર્થ ખંડ-આક્રમણ.

## પંચમ ખંડ-પતન.



---

# પાટણની પડતીનો પ્રારંભ.

## પ્રથમ ખંડ-પૂર્વદર્શન.

### પરિચ્છેદ ૧ લો.

#### વટેશ્વર.

આપણી કથાનો પ્રારંભ ઇ. સ. ૧૧૮૬ માં થાય છે.

શ્રીસ્થળ-સિદ્ધપુરના પાધરમાં થઇને વહન કરતી કુમારિકા નદી સરસ્વતી વનરાજની પ્રાચીન નગરી અણહીલપુર પાટણને પણ સ્પર્શ કરતી દોડે છે. તે જ સરસ્વતીના ઉત્તર તટ ઉપર દધિસ્થળી નામક ગ્રામની નિકટમાં એક શિવમંદિર આવી રહેલું છે. શિવનું નામ વટેશ્વર છે. મંદિરની નિકટમાં બીજી પણ નાની દહેરીઓ આવેલી છે અને તેમાં પણ શિવલિંગ સ્થાપિત છે. સઘળાં શિવલિંગ અતિપ્રાચીન છે અને તે કયારે સ્થપાયાં તે વિષે લોકો કશું જાણતા નથી. પાંચ દહેરીઓમાંનાં શિવલિંગોને પાંડવેશ્વરને નામે ઓળખવામાં આવે છે. એમ કહેવાય છે કે વૈરાટનગરમાં જતાં પહેલાં પાંડવોએ આ સ્થળે જ ગુપ્ત વાસ કર્યો હતો અને ત્યાં તેમણે લોમશ મુનિને હસ્તે પાંડવેશ્વરનાં પાંચ શિવલિંગોની સ્થાપના કરાવી હતી.

શિવમંદિર અતિપ્રાચીન હોવાથી કેવળ જીર્ણાવસ્થામાં આવી રહેલું છે, તોપણ મજબૂત બાંધણીને લીધે હજી પણ ટકી રહેલું છે. જો કદિ એ મંદિર પાંડવોના સમયમાં જ સ્થાપિત થયું હોય તો આપણી કથાના સમયમાં લગભગ પાંત્રીશસો વર્ષ તેની સ્થાપના થયા પછી વીતી ગયાં લેખાય.

વટેશ્વર મહાદેવના મંદિરનું સ્થાન અતિસુંદર હતું. તેની ત્રણ દિશાએ આછાં-પાંખાં વૃક્ષોનો સમૂહ હતો અને બાકીની એક દિશાએ કુમારિકા સરસ્વતીનો સલિલપ્રવાહ મધુર નિનાદ કરતો વટેશ્વરના પાદનું પ્રક્ષાલન કરતો વહન કરી રહ્યો હતો. ફરતી ચારે બાજુએ બબ્બે ગાઉ સુધીમાં માણસોનો નિવાસ નહોતો. ત્રણેક કોસને અંતરે સિદ્ધપુર, આઠ-નવ

કોસને અંતરે અણહીલપુર પાટણ અને બેએક કોસને અંતરે દધિસ્થળી આવી રહેલું હતું. લોકોમાં એવી કિંવદન્તી ચાલતી હતી કે સરસ્વતીના તટપર પૂર્વે દધિચી ઋષિનો આશ્રમ હતો અને આશ્રમને સ્થળે જે ગામ વસ્યું તે દધિસ્થળીને નામે ઓળખાય છે. મહાદેવનું સ્થાન એટલું મધુર અને એકાન્ત–નિર્જન જોવામાં આવતું હતું કે તેને એક વાર જોયા પછી ફરીથી ભૂલી જઇ શકાય નહિ. સરસ્વતીના છીછરા જળમાં સ્નાન કરી રહેલાં પક્ષીઓનું મનોહર દૃશ્ય નેત્રોને અને તેઓનું કલકલ ગાન કર્ણને તૃપ્ત કર્યા વિના રહેતું નહિ. શિવમંદિરના શિખરપર ઊભા રહીને જો ચારે દિશાએ નજર કરીએ તો ઉત્તર દિશાએ દધિસ્થળીનાં ઝુંપડાં, પૂર્વ દિશાએ સિદ્ધપુરનાં મંદિરોનાં શિખર અને રૂદ્રમાળનો આકાશ સાથે વાતો કરતો ઘુમ્મટ, પશ્ચિમે પાટણના કોટના દૃષ્ટિગોચર ક્ષિતિજમાં ભળી જતા કાંગરા અને સામે–દક્ષિણે સરસ્વતીની રેતીનો વિસ્તાર, તેની પાછળ થોડુંએક નિબિડ અરણ્ય, તેની પાછળ આછાં આછાં વૃક્ષોની કૃષ્ણાકૃતિઓ, તેની પાછળ નીલું–ભૂરૂં આકાશ અને આકાશની સીમાપર પર્વતની ઉંચી નીચી ટેકરીઓ ધુમ્મસથી ઘેરાએલી દૃષ્ટિગોચર થતી. સામે પર્વતોની ટેકરીઓ જોયા પછી પાછળ નજર કરતાં નાનું–નમી જતું જીર્ણાવસ્થામાં આવી રહેલું અને કાળના અનેક પ્રચંડ ઝપાટા સહન કરી ચૂકેલું શિવમંદિર જ્યારે નજરે પડતું, ત્યારે ઉચ્ચ નીચની સ્વાભાવિક તુલના કરવાના પરિચયવાળું હૃદય ભૂત–ભાવીના અનેક ભણકારાઓને પોતામાં સ્થાન આપ્યા વિના રહેતું નહિ.

સરસ્વતીનું વહન અતિરમણીય છે. કોઇ સ્થળે તે શાન્ત, તો કોઇ સ્થળે ગંભીર અને ગર્જના કરતી ભાસે છે. તેનો સ્રોત અતિકોમળ છે, છતાં તેનો સુમધુર ધ્વનિ વટેશ્વર મહાદેવનું યશોગાન કરતો હોય તથા પાસે આવેલું વડનું ઘટા છાઇ રહેલું વૃક્ષ મહાદેવના શિખર પર ચામર ઢાળી રહ્યું હોય તેવી રીતે અતિઆહ્લાદજનક દૃશ્ય અર્પી રહે છે. સરસ્વતી કુમારિકા છે–નદીઓના સ્વાભાવિક પતિ સાગરથી તેનું લગ્ન થયું નથી, પણ તેનો પ્રવાહ પોતાનું જળ કચ્છના રણમાં વિસ્તારી દે છે. જેવી રીતે સુમધુર નવયૌવના બાળાનું લાવણ્ય માત્ર વાયુમાં પ્રસરી જાય છે, તેવી રીતે સરસ્વતીનું જળ રણના રેણુકામય પ્રદેશમાં ફેલાઇ જાય છે, અને તેથી તે અજ્ઞાતયૌવના મુગ્ધા બાળા છે, છતાં કોઈ સ્થળે તે બાલિકા જેવી, કોઇ સ્થળે પૂર્ણયૌવના સુંદરી સરખી, એક સ્થળે મરણ પામતી વૃદ્ધા જેવી તો બીજે સ્થળે પુનઃ શ્વાસોચ્છ્વાસ લેતી સન્નારી જેવી દૃશ્યમાન થાય છે. તેનો સર્પાકૃતિ પ્રવાહ જ એવો છે કે તેને માટે સ્થળભેદે કરીને એવાં જૂદાં

જૂદાં રૂપો કલ્પવાની જરૂર પડે છે. આ રમણીય સરિતાના તટે વટેશ્વર મહાદેવના મંદિરનું પુણ્ય દર્શન અત્યારે પણ અર્ધે જીર્ણ અને અર્ધ ઉદ્ધાર પામેલી અવસ્થામાં થઈ રહ્યું છે.

---

## પરિચ્છેદ ૨ જો.

---

### વિલક્ષણ સંન્યાસી.

આપણી કથાને સમયે વટેશ્વરના શિવાલયમાં એક **સંન્યાસી** નિવાસ કરી રહ્યો છે, પરન્તુ બધો વખત તે તે સ્થળે જોવામાં આવતો નથી. કોઇ કોઈ વાર તે ત્યાંથી ચાલ્યો જાય છે અને થોડા વખત પછી પાછો તે ત્યાં આવીને રહે છે. તે ત્યાંથી જતો રહે છે ત્યારે ક્યાં જાય છે તે કોઈ કહી શકતું નથી, તેમ જ પોતે ક્યાં જાય છે તે કોઇને તે કહી જતો નથી; પરન્તુ જ્યારે પોતાને અન્ય સ્થળે જવાનું હોય છે, ત્યારે વટેશ્વરની પૂજા-અર્ચના નિમિત્તે એક વૃદ્ધ બ્રાહ્મણને તે રાખતો જાય છે.

**સંન્યાસી**નું નામ **નૃસિંહ** સ્વામી હતું, પરન્તુ તેનું તે નામ લોકોમાં બહુ જાણીતું નહોતું. 'સંન્યાસી બાવા' કહીને લોકો તેને બોલાવતા હતા. **સંન્યાસી** બાવાનું ઘર ક્યાં હતું, તેમની જાતિ કઇ હતી અથવા તે ત્યાં શામાટે આવીને રહ્યા હતા એ સઘળું કોઇના જાણવામાં નહોતું; તોપણ લોકોની તેમનાપર સારા પ્રમાણમાં શ્રદ્ધાભક્તિ હતી. **સંન્યાસી** બાવા કેટલા વખતથી તે સ્થળે આવીને રહ્યા હતા એ વાત આસપાસનાં ગામડાંના વૃદ્ધ જનો પણ કહી શકતા નહિ. તેમની વય કેટલી થઇ હશે તેનો બરાબર નિર્ણય કરી શકાય તેમ નહોતું, તોપણ તેમને અનુમાને એંશી ઉપરાંત વર્ષો થયાં હશે એમ કહી શકાય ખરૂં. તેમનું ઉન્નત પ્રચંડ શરીર, જટા-મંડિત મસ્તક, ઉજ્જ્વલ નેત્રો, પ્રશસ્ત લલાટ, વિશાળ વક્ષસ્થળ અને સુવર્ણ સરખી કાન્તિ એ સઘળું જોઇને સ્વાભાવિક રીતે લોકોમાં તેમના પ્રત્યે શ્રદ્ધા તથા ભક્તિનો સંચાર થતો હતો.

**સંન્યાસી** બાવા ક્યારે આહાર કરતા તે લોકો જોઇ કે જાણી શકતા નહિ, તેથી આસપાસના પ્રદેશમાં તત્સંબંધે વિધ વિધ પ્રકારની વાતો બોલાતી હતી. કોઇ કહેતું કે **સંન્યાસી** બાવાએ યોગ સાધ્યો હોવાથી તેમને ભૂખ-તરશ લાગતાં જ નથી ! કોઇ કહેતું હતું કે તે **સરસ્વતી**માં તણાઈ આવતાં માછલાં વગેરે જીવજંતુ ખાઇને નિર્વાહ કરે છે ! કેટલાક લોકો એવું

માનતા કે રાત્રે વટેશ્વર મહાદેવ પોતે નાના પ્રકારના ખાદ્ય પદાર્થો લાવીને કોઇ ગુપ્ત સ્થાને સંન્યાસી બાવાને ખવરાવે છે! અને કેટલાક લોકો એવી વાતો પણ ઉરાડતા કે સરસ્વતીને તીરે રાત્રે જે મુડદાં બળે છે તેમાંનું શેકાએલું માંસ કાઢીને સંન્યાસી બાવા એક અઘોરી બાવાની પેઠે તેનું ભક્ષણ કરે છે! લોકોની આવી આવી ગપ્પો ઉપરથી ખરૂં શું છે તે સમજી શકાતું નહિ, તોપણ નૃસિંહ સ્વામી સાધારણ રીતે લોકોમાં પૂજ્ય અને વંદનીય કહેવાતા એ તો સ્પષ્ટ હતું.

લોકો વટેશ્વર મહાદેવને વંદન કરતા અને પછી સંન્યાસી બાવાને પણ વંદન કરતા, પરંતુ સંન્યાસી બાવા તે વંદનને ગ્રહણ નહિ કરતાં પાછા ફરીને ઊભા રહેતા. કોઇ લોક નૃસિંહ સ્વામીના પગને સ્પર્શ કરીને તેમની ચરણરજ પોતાને શિરે ચડાવવા ઇચ્છતા તો તેઓને સંન્યાસી બાવા મહાદેવ તરફ આંગળી કરીને સૂચવતા કે 'એની ચરણરજ શિરપર ચડાવો!' કોઇ ભક્ત જન સંન્યાસી બાવાને કાંઈ ધન આપતો તો તે તેનું ગ્રહણ કરતા નહિ અને એકદમ ત્યાંથી ચાલ્યા જતા. કોઇ રોગી પોતાના રોગને માટે તેમની પાસે ઔષધ લેવા આવતો, તો સંન્યાસી બાવા સરસ્વતીનું જળ મહાદેવની આગળ ધરીને રોગીને તે આપી વિદાય કરતા. તેમને કોઇ હોમ અથવા યજ્ઞ કરતાં જોતું નહિ, છતાં લોકો એવું બોલતા કે સંન્યાસી બાવા રાતદહાડો યાગયજ્ઞ કર્યા કરે છે! તંત્રોક્ત ભીષણ કાર્ય કરતાં તેમને કોઇ જોતું નહિ, છતાં લોકોમાં એવી વાતો ચાલતી કે સંન્યાસી તો ઘોર તાન્ત્રિક છે! એ પ્રમાણે જે કાંઈ એ સંન્યાસી બાવા કરતા નહોતા તે વિષે લોકો વિવિધ વાતો ફેલાવતા, પરંતુ જે કાંઇ તે કરતા હતા તે વિષે લોકો સ્વલ્પ પણ જાણતા નહોતા!

જ્યાં જ્યાં કાંઇ દુઃખ કે કલહ ઉભાં થતાં, ત્યાં ત્યાં સંન્યાસી બાવા જતા અને તુરત જ તે દુઃખ તથા કલહ શમી જતાં. તેમને જોતાં જ રોગી બિછાનામાંથી ઉઠીને બેઠો થતો, પરપીડક મનુષ્ય લજ્જા પામી જતો, અત્યાચારી ભય પામી જતો અને સર્વત્ર દુઃખનો નાશ થઇ જતો. કોઇને ધન આપીને તે મદદ કરતા નહિ, અથવા કોઇને કર્કશ વચનોથી ભય પમાડતા નહિ, તેમ જ યાગયજ્ઞ–મંત્રતંત્ર કે બીજી કાંઇ ક્રિયાથી તે સ્વહેતુને સિદ્ધ કરતા નહિ, પરન્તુ લોકો તેમને દેવસ્વરૂપ માનતા અને તેથી સર્વે તેમનાથી ભય પામતા તેમ જ તેમની સેવાભક્તિ કરતા.

નૃસિંહ સ્વામી વયમાં વૃદ્ધ હોવા છતાં તેમનું શારીરિક બળ અસાધારણ હતું. એક વાર એક પાડો એક બાળકની પાછળ તેને મારવાના હેતુથી દોડયો

જતો હતો, તેને સંન્યાસીએ શીંગડાં પકડી લેઇને એક ક્ષણમાં ઉભો રાખી દીધો હતો. બીજી એક વાર એક વાઘ એક ગાય ઉપર હુમલો કરતો હતો, પરન્તુ સંન્યાસી બાવાએ પોતાના હાથવડે વાઘનું ગળું એવા તો જોરથી દબાવી રાખ્યું કે ગાયનો બચાવ થયો અને વાઘને ભય પામી જંગલમાં નાસી જવું પડ્યું ! એ પ્રમાણે સંન્યાસી બાવાની અસાધારણ શારીર શક્તિની વાતો લોકોમાં સંભળાતી હતી.

આસપાસનાં ગામોના લોકો નૃસિંહ સ્વામી પ્રત્યે અત્યંત શ્રદ્ધાભક્તિ ધરાવતા હતા, છતાં નૃસિંહ સ્વામી વટેશ્વરમાં એકલા નિવાસ કરી રહ્યા હતા. શિવાલયની બાજુમાં લાકડાં–પાંદડાંની બનાવેલી એક પર્ણકુટી હતી તેમાં તે રહેતા હતા. લોકોએ તેમને રહેવા માટે એક મોટી ઇમારત બંધાવી આપવાની ઇચ્છા દર્શાવી, પરન્તુ સંન્યાસી બાવાએ સસ્મિત વદને પર્ણકુટી તરફ આંગળી કરીને સૂચવ્યું કે 'મારે માટે એ પર્ણકુટી જ ઇમારત છે' એટલે લોકો વિશેષ આગ્રહ કરી શક્યા નહિ.

સાંજ પડતી એટલે મહાદેવના દર્શનાર્થે આવતા લોકોની આવજા બંધ પડી જતી અને તેથી તે વખતે ત્યાં સંન્યાસી બાવા સિવાય બીજું કોઇ જોવામાં આવતું નહિ. વાઘવરૂના ભયવાળા જંગલમાં કોણ આવે ? સાંજે જ્યારે મંદિર જનશૂન્ય થઈ જતું, ત્યારે સંન્યાસી બાવા સરસ્વતીમાં સ્નાન કરીને મહાદેવને ભોગ ધરાવી પોતે થોડો પ્રસાદ આરોગતા. રાત્રે આરતીનું કાર્ય પૂરૂં થઇ રહેતાં સરસ્વતીને તીરે એક શિલાખંડ ઉપર યોગાસને બેસીને તે સમાધિસ્થ થઇ જતા. એ જ અવસ્થામાં રાત્રિ પૂર્ણ થતી એટલે પર્ણકુટીમાં પાછા ફરીને થોડા સમયને માટે આરામ લેતા.

---

## પરિચ્છેદ ૩ જો.

### બાલિકા.

આજે બપોરે સરસ્વતીમાં પૂર આવ્યું છે. વર્ષા સખીના સમાગમથી તે આજે આનંદમાં દોડી રહી છે. માથા ઉપર ફેનરૂપી પુષ્પોની માળા ધારણ કરી છે. તેની દ્રુતગતિથી એવું ભાસે છે કે એ અભિમાનિની યુવતી પિતૃગૃહ છોડીને સખીને સાથે રાખી પુષ્પોના શણગાર ધારણ કરી કોઈ સ્થળે વિહાર–વિનોદ કરવા જવા માટે અધીરી બની ગઈ છે ! તેના હૃદયના આનંદનું માપ એટલા ઉપરથી જ થઇ શકે છે તે બે કાંઠામાં ફુલી

સમાતી પણ નથી. આકાશ મેઘાચ્છાદિત થઇ ગયું છે. પવન જળબિંદુને અહીં તહીં ફેંકી રહ્યો છે. ગાયો અને વાછરડાં તીરપ્રાંતથી થોડેક દૂર લીલું ઘાસ ચરી રહ્યાં છે, છતાં સરસ્વતીનું પૂર જોઈને તેઓ પણ વિસ્મયમાં પડી ગયાં લાગે છે. મનુષ્યો નદી પાર કરવાની તો શું પણ સ્નાન માટે જળમાં પ્રવેશ કરવાની હિંમત પણ ચલાવી શકતા નથી.

સરસ્વતી એકસરખા વેગથી વહન કરી રહી છે. તુરતમાં નદી ઉતરી શકાય તેમ નહિ લાગવાથી લોકો વટેશ્વરના ઘાટ પાસે આવી, ક્ષણભર ઊભા રહીને પૂર તરફ નજર કરી, કિંચિત્ વિચાર કરી, પાછા ફરતા જોવામાં આવે છે. કોઇ નદીમાં તણાઇ આવતા ફીણનો પુષ્પગુચ્છ સરખો મનોહર દેખાવ જોઇ આનંદ પામી રહ્યા છે. સંન્યાસી બાવા પણ શિવાલયના આંગણામાં ઊભા રહીને જલમાં નૃત્ય કરતા એ ફેનગુચ્છને આનંદભરિત ચિત્તે અવલોકી રહ્યા છે! શાંતિપૂર્ણ ભાસતા એ શિવાલયની પાસે સુવર્ણકાન્તિમય સંન્યાસી બાવા અપૂર્વ દેખાવ અર્પી રહ્યા છે! તેમની શ્વેત દીર્ઘ જટા પીઠ સ્કંધ તથા વક્ષ ઉપર પ્રસરી રહી છે અને તેનો દેખાવ વૃક્ષની ડાળી પરથી નીચે લટકી રહેતી નાગણીઓના જેવો જ દૂરથી લાગે છે! તેમની શ્વેત દાઢી વૃક્ષસ્થળનું સંમાર્જન કરતી વાયુતરંગની સાથે આમતેમ ફરકી રહી છે.

સંન્યાસી બાવાની પાસે એક વૃદ્ધ નર પણ ઊભો છે અને તે પણ સંન્યાસી છે. તેને લોકો ગોસ્વામી કહીને બોલાવે છે. એ બે જણ સિવાય ત્રીજું કોઇ તે સ્થળે જોવામાં આવતું નથી. બન્ને જણ શિવાલયના આંગણામાં ઊભા ઊભા સરસ્વતીનું રમણ નિહાળી રહ્યા છે. એકાએક બન્ને જણાએ ચકિત મુદ્રાથી જોયું કે એક મોટું વૃક્ષ પાણીના વેગમાં ઘસડાતું તણાતું આવે છે. વૃક્ષ એકાએક આવીને વટેશ્વરના ઘાટનાં પગથીયાં પાસે આવીને ભરાયું. એક મોટા લોઢની સાથે પાછું તે તણાવા લાગ્યું પણ તે સાથે ઘાટનાં પગથિયાંને પણ ઉખેડી નાંખતું ગયું. ઘાટની આવી અવસ્થા થએલી જોઇને ગોસ્વામીએ સંન્યાસી બાવાની સામે જોયું. સંન્યાસી બાવા તે વખતે બીજું કાંઇ જોવામાં ગુંથાયા હતા. ફીણના નાના મોટા ઢગ તણાતા આવે છે તેની પાછળ પાછળ કાંઇ એક વસ્તુ તણાતી આવતી હતી તે જોવામાં તેમનું ચિત્ત લાગી રહ્યું હતું. જોતજોતાંમાં તે વસ્તુ નજીક આવી પહોંચી, એટલે બન્નેએ જોયું કે તે તણાઇ આવતી વસ્તુ એક નાનું માનવ શરીર હતું. તેને જોતાં જ સંન્યાસી બાવાથી વધારે વખત સ્થિર

ઊભાં રહેવાયું નહિ. તે એકદમ ઘાટ પાસે દોડી ગયા અને તત્ક્ષણ સરસ્વતીના પ્રવાહમાં કૂદી પડ્યા !

ગોસ્વામી તો સંન્યાસી બાવાનું આ કાર્ય જોઇને સ્તંભિત થતો ઊભો રહ્યો. જોતજોતાંમાં સંન્યાસી બાવાનું શરીર તરતું તરતું અદૃશ્ય થઇ ગયું! પ્રવાહમાં ફીણના ઢગ સિવાય બીજું કશું દેખાતું નહોતું. તે વખતે પૂર એક જ સ્થિતિમાં ગંભીર અને ભયંકર વેગથી ચાલ્યું આવતું હતું. એની એ સ્થિતિમાં એકાદ બે ઘટિકા વ્યતીત થઈ ગઇ પરન્તુ સંન્યાસી બાવા પુનઃ ક્યાંય જોવામાં આવ્યા નહિ, તેમ જ જળપૂરમાં કશો ઘટાડો થયો નહિ. ગોસ્વામીના હૃદયમાં ચિત્રવિચિત્ર વિચારો જન્મવા લાગ્યા. ગુરૂદેવના વિરહથી તેનું ચિત્ત ઉદ્વિગ્ન થવા લાગ્યું. તુરત જ તે મંદિરમાં આવ્યો અને મહાદેવની સમક્ષ પ્રણિપાત કરી ગુરૂદેવનું મંગલ કરવાની પ્રાર્થના કરવા લાગ્યો. કેટલીક વારે તેનું ચિત્ત સ્વયમેવ શાન્ત થઇ ગયું એટલે તે મંદિરમાંથી ઉઠીને બહાર આવ્યો. બહાર આવતાં જ તેણે જોયું કે આંગણામાં સંન્યાસી બાવા ઊભા છે. ગુરૂદેવને જોતાં જ ગોસ્વામી ભક્તિગદ્‌ગદ્ કંઠે બોલી ઉઠ્યો: "છેવટે મહાદેવજીએ મારી પ્રાર્થના સાંભળી ખરી!"

તે વખતે સંન્યાસીએ પોતાના હાથમાં એક બાલિકાને તેડી હતી. બાલિકાની ઉમર પાંચ–છ વર્ષની દેખાતી હતી. ગોસ્વામીએ જોયું કે તે બાલિકા અત્યંત રૂપવતી અને તેજસ્વી હોઈ સુભાગ્યવતી હતી. તેના લલાટનું નિરીક્ષણ કરતાં કરતાં ગોસ્વામી બોલ્યો: "આ બાલિકા એક દિવસ રાજાની રાણી થશે."

સંન્યાસી બાવાએ કહ્યું: "નહિ, બાલિકાના ભાગ્યમાં તે સુખ લખેલું જ નથી."

ગોસ્વામીએ પ્રશ્ન કર્યો: "એમ કેમ? ચિહ્નો જોતાં આ બાલિકા સુભાગ્યવતી જ જણાય છે."

સંન્યાસી બાવાએ કહ્યું: "ના, તેમ નથી. એ બાલિકાનાં ચિહ્નો તે દુર્ભાગ્યવતી છે એમ જ કહે છે. જેના ગૃહમાં તે જશે અને જેનો સ્પર્શ તેને થશે તેનું તે સર્વનાશ કરશે!"

ગોસ્વામી બોલ્યો: "ત્યારે એક હુતાશની દેવીને જ્યાંથી લઈ આવ્યા છો ત્યાં પાછી પધરાવી આવો!"

"શું તેને પાછી સરસ્વતીના જળમાં પધરાવવી? ના, ના, એમ તો ન કરાય!"

"ત્યારે તેનું શું કરશો ?"

"તેને અહીં રાખીશ."

"અહીં એટલે મહાદેવમાં રાખશો ? આપને ઘેર રાખશો ?"

"સંન્યાસીને વળી ઘર હોય ખરૂં ?"

"ત્યારે એ હુતાશનીને તમારી પાસે રાખીને શું તમે પોતાનો સર્વનાશ કરશો ?"

"સંન્યાસી પાસે કાંઇ હોતું જ નથી, પછી શેનો નાશ થવાનો હતો ?"

"ધર્મનો તો ખરો ?" ગોસ્વામીએ ઉત્તર આપ્યો.

ગોસ્વામીનો આ ઉત્તર સાંભળીને સંન્યાસી બાવાએ માત્ર મંદ સ્મિત કર્યું. ગોસ્વામીએ પ્રશ્ન કર્યો: "ત્યારે બાલિકાને સંન્યાસિની બનાવશો ?"

સંન્યાસીએ ઉત્તર આપ્યો: "જો બાલિકાનું કોઇ આત્મીય સ્વજન મળી આવશે, તો તેને તે સોંપી દઇશું, અને જો નહિ મળી આવે તો ઇશ્વરસાક્ષીએ જીવનપર્યંત કન્યા રૂપે બાલિકાનું હું પ્રતિપાલન કરીશ."

"ત્યારે હું આશીર્વાદ આપું છું કે તમે કોઇ રાજાના શ્વસુર બનો !"

"પહેલાં જ હું કહી ચૂક્યો છું કે બાલિકા મંદ ભાગ્યવાળી છે; પછી એ આશીર્વાદ નિષ્ફળ જ છે."

"વારૂ, તે ભવિષ્યમાં જોઇ લેવાશે અને કદાચ મારો આશીર્વાદ જ ખરો નીવડશે !" ગોસ્વામીએ કહ્યું અને બન્ને શિવાલયમાં ચાલ્યા ગયા.

## પરિચ્છેદ ૪ થો.

### ગુજરાતનું પૂર્વદર્શન-શ્રી કૃષ્ણની ભૂમિ.

'દેશના બગીચા' રૂપ ગુજરાત-ગુર્જ્જર રાષ્ટ્રના પ્રાચીન સમયના ગૌરવનું ચિત્ર આલેખવાને આપણી પાસે અતિન્યૂન સાધનો છે, છતાં તે એવાં તો સબળ સાધનો છે કે તે વડે આપણે અંતશ્ચક્ષુઓદ્વારા માસ્તિષ્કભૂમિકા ઉપર જે ચિત્ર આલેખી શકીએ તે યથાર્થ હોય કિંવા ઝાંખું-પાંખું હોય, તોપણ આપણને સુખસ્વપ્નમાં અને સ્વપ્નને અંતરે દુઃખજાગૃતિમાં લાવી મૂકયા વિના રહે નહિ. આપણી કથાના સમયની પૂર્વેની એ દેશની જાહોજલાલીનુ સંક્ષિપ્ત દિગ્દર્શન આપણે અત્ર કરીશું, અને પછી આપણે આપણી કથાના પ્રવાહમાં વહીશું.

ઇ. સ. પૂર્વે ચારથી પાંચ હજાર વર્ષે ગુજરાતની ભૂમિ એ શ્રી કૃષ્ણની ભૂમિ હતી. રામાયણના વખતમાં ગુજરાત દેશ કયે નામે ઓળખાતો હતો તે વિષે કે તેની સ્થિતિ વિષે કશો ઉલ્લેખ મળી શકતો નથી. પરન્તુ મહાભારતની પહેલાં આ ભૂમિની ઓળખાણ વિષે ઉલ્લેખ આર્યાવર્તની પ્રમુખ સંપત્તિ રૂપ ધર્મગ્રંથોમાંથી–પુરાણોમાંથી મળી આવે છે. તે સમયે આપણો હાલનો ગુજરાત દેશ 'આનર્ત'ને નામે પ્રસિદ્ધ હતો, અને મનુનો પૌત્ર આનર્ત નામે રાજા તેના ઉપર રાજ્ય કરતો હતો. એ આનર્તનો પુત્ર રેવત થયો. તે પોતાની રાજધાની કુશસ્થલી (આધુનિક દ્વારિકા) નામની નગરીમાં રાખીને આનર્ત દેશપર રાજ્ય કરતો હતો. રેવતને સો પુત્રો હતા જેમાંનો સૌથી મોટો રૈવત નામે હતો. રૈવતની પુત્રી રેવતી શ્રીકૃષ્ણના મોટા ભાઇ બળદેવને પરણાવવામાં આવી હતી. રૈવત પાસેથી બળદેવે આનર્ત દેશનું રાજ્ય જીતી લીધું હતું અને પછી રૈવતે પોતાની પુત્રીનું લગ્ન બળદેવ સાથે કર્યું હતું. ત્યારથી આનર્ત દેશનું રાજ્ય મનુના વંશમાંથી યદુના વંશના હાથમાં આવ્યું અને યાદવો આનર્ત દેશમાં સર્વોપરી થયા. મથુરામાંથી નાસીને આવેલા યાદવો આનર્ત દેશમાં આવતાં જ પોતાને પરાક્રમે કરીને રાજ્યાધિપતિ થયા.

પાંડવોની સાથે શ્રીકૃષ્ણની અતુલ મૈત્રી હોવાની વાત સુપ્રસિદ્ધ છે. અર્જુનની સાથેનો શ્રીકૃષ્ણનો સખાભાવ જગતમાંની બીજી કોઇ પણ મૈત્રી સાથે સરખાવી શકાય તેવો નથી. પોતાના મોટા ભાઇ બળદેવની ઇચ્છા વિરૂદ્ધ કૃષ્ણે પોતાની બ્હેનનું લગ્ન અર્જુન સાથે કરવાની ધારણાથી અર્જુનને સુભદ્રાનું હરણ કરવામાં સાહાય્ય કરી હતી તેમ જ કૌરવો સાથેના યુદ્ધમાં કૃષ્ણે અર્જુનનું સારથીપણું કરીને તેમાં કૌરવોની મોટી સેના સામે પાંડવોની નાની સેનાને વિજય અપાવ્યો હતો. આનર્ત દેશની પૂણ્ય ભૂમિના રાજા કૃષ્ણનું એ પરાક્રમ આજે ઘેર ઘેર ગવાય છે, તેના 'ગીતા' ના ઉપદેશનો પ્રત્યેક મુખપાઠ કરે છે, તેણે ઉપદેશેલું તત્ત્વજ્ઞાન દેશી–વિદેશી, બાળ–યુવા–વૃદ્ધ સૌ કોઇનાં મસ્તકને ડોલાવે છે!

મહાભારતના યુદ્ધમાં કૃષ્ણે જે ભાગ લીધો હતો તેથી તે 'દ્વારિકાનો કૃષ્ણ' કહેવાયો અને દ્વારિકાના પવિત્ર ક્ષેત્રદ્વારા આનર્ત દેશની સ્તુતિ દેશ દેશ ગવાઇ રહી. પરન્તુ ઉન્નતિના શિખરે ચડેલી એ કીર્તિ બહુ વખત ટકી નહિ. યાદવોના માંહોમાંહેના યુદ્ધ અને કલહને પરિણામે એમનો નાશ થયો. એક વાર ગ્રહણને દિવસે બધા યાદવોને સહકુટુંબ લેઇ શ્રીકૃષ્ણ દ્વારિકામાંથી પ્રભાસના પુણ્યક્ષેત્રમાં યાત્રાર્થે ગયા. યાદવોએ મદ્યપાનની ઝુમમાં હિતાહિ-

"ત્યારે તેનું શું કરશો ?"

"તેને અહીં રાખીશ."

"અહીં એટલે મહાદેવમાં રાખશો ? આપને ઘેર રાખશો ?"

"સંન્યાસીને વળી ઘર હોય ખરું ?"

"ત્યારે એ હુતાશનીને તમારી પાસે રાખીને શું તમે પોતાનો સર્વનાશ કરશો ?"

"સંન્યાસી પાસે કાંઇ હોતું જ નથી, પછી શેનો નાશ થવાનો હતો ?"

"ધર્મનો તો ખરો ?" ગોસ્વામીએ ઉત્તર આપ્યો.

ગોસ્વામીનો આ ઉત્તર સાંભળીને સંન્યાસી બાવાએ માત્ર મંદ સ્મિત કર્યું. ગોસ્વામીએ પ્રશ્ન કર્યો: "ત્યારે બાલિકાને સંન્યાસિની બનાવશો ?"

સંન્યાસીએ ઉત્તર આપ્યો: "જો બાલિકાનું કોઇ આત્મીય સ્વજન મળી આવશે, તો તેને તે સોંપી દઇશું, અને જો નહિ મળી આવે તો ઇશ્વરસાક્ષીએ જીવનપર્યંત કન્યા રૂપે બાલિકાનું હું પ્રતિપાલન કરીશ."

"ત્યારે હું આશીર્વાદ આપું છું કે તમે કોઇ રાજાના શ્વસુર બનો !"

"પહેલાં જ હું કહી ચૂકયો છું કે બાલિકા મંદ ભાગ્યવાળી છે; પછી એ આશીર્વાદ નિષ્ફળ જ છે."

"વારૂ, તે ભવિષ્યમાં જોઇ લેવાશે અને કદાચ મારો આશીર્વાદ જ ખરો નીવડશે !" ગોસ્વામીએ કહ્યું અને બન્ને શિવાલયમાં ચાલ્યા ગયા.

---

## પરિચ્છેદ ૪ થો.

---

### ગુજરાતનું પૂર્વદર્શન-શ્રી કૃષ્ણની ભૂમિ.

'દેશના બગીચા' રૂપ ગુજરાત–ગુર્જ્જર રાષ્ટ્રના પ્રાચીન સમયના ગૌરવનું ચિત્ર આલેખવાને આપણી પાસે અતિન્યૂન સાધનો છે, છતાં તે એવાં તો સબળ સાધનો છે કે તે વડે આપણે અંતશ્ચક્ષુઓદ્વારા માસ્તિષ્કભૂમિકા ઉપર જે ચિત્ર આલેખી શકીએ તે યથાર્થ હોય કિંવા ઝાંખું–પાંખું હોય, તોપણ આપણને સુખસ્વપ્નમાં અને સ્વપ્નને અંતરે દુઃખજાગૃતિમાં લાવી મૂકયા વિના રહે નહિ. આપણી કથાના સમયની પૂર્વેની એ દેશની જાહોજલાલીનુ સંક્ષિપ્ત દિગ્દર્શન આપણે અત્ર કરીશું, અને પછી આપણે આપણી કથાના પ્રવાહમાં વહીશું.

અર્થાત્—સુરાષ્ટ્ર દેશમાં ઉજ્જયંત નામનો એક પવિત્ર પર્વત છે, તે ...ત ઉપર પશુપક્ષીઓ વાસ કરીને રહે છે. તે પર્વત ઉપર જે પુરૂષ તપ...ર્યા કરીને કાયાને ક્લેશ આપે છે, તે સ્વર્ગ લોકમાં પૂજાય છે. વળી તે સુરાષ્ટ્ર દેશમાં દ્વારવતી નામની એક પવિત્ર નગરી છે જેમાં સાક્ષાત્ ...રાણ પુરૂષોત્તમ મધુસૂદન નામના ભગવાન્ રહે છે, અને તે જ પોતે સ...તન ધર્મની મૂર્તિ છે. જે બ્રાહ્મણો વેદ ભણેલા છે અને જે માણસો આ...જ્ઞાની છે, તેઓ મહાત્મા શ્રીકૃષ્ણને સનાતન ધર્મમૂર્તિ કહે છે........ ...ક્ષર, ક્ષર, ક્ષેત્રજ્ઞ, પરમેશ્વર, અચિંત્ય મૂર્તિ અને જેણે મધુ દૈત્યનો નાશ ...ર્યો હતો એવા શ્રી હરિ ભગવાન્ દ્વારિકાપુરીમાં બિરાજે છે."

[1]ધૌમ્ય મુનિ કહે છેઃ "હે ધર્મરાજા! હવે પશ્ચિમ દિશામાં આનર્ત...માં પવિત્ર અને પુણ્ય આપનારાં દેવમંદિરોનાં તથા તીર્થોનાં નામ હું ...મને કહું છું તે તમે સાંભળો. હે ભારત! તે ક્ષેત્રમાં પશ્ચિમ તરફ વહે...ારી નર્મદા નામની એક નદી છે, જેના તીર ઉપર પ્રિયંગુ અને આંબાનાં ...નેક વૃક્ષો ઝુકી રહ્યાં છે. નેતરનાં ફૂલોની માળાઓવડે તે અલંકૃત દે...ાય છે, અને મહાપુણ્ય આપનારી છે. ત્રણ લોકમાં જેટલાં પવિત્ર તીર્થો, ...ધર્મંદિરો, નદીઓ, વનો, પર્વતો અને બ્રહ્મા સાથે દેવતાઓ છે, તે સર્વ ...ણ્યવંત સિદ્ધો, ઋષિઓ, ચારણો અને પુણ્યના સમૂહોની સાથે નિત્ય નર્મ...ા નદીના પાણીમાં સ્નાન કરવા માટે આવે છે. તે નદીના તીર ઉપર વિ...ાવા મુનિનું પવિત્ર મંદિર છે તથા ત્યાં આગળ નરનું છે વાહન જેને એવા ...નપતિ કુબેરનો પૂર્વે જન્મ થયો હતો.[2] ત્યાં વૈદૂર્યશિખર નામનો એક ...વિત્ર અને ઉત્તમ પર્વત પણ છે, જે પર્વત ઉપર આવેલાં વૃક્ષો નિરંતર ...રંગનાં પાંદડાંવાળાં રહે છે. હે રાજા! તેના ઉપર ...પણ આવેલું છે અને દેવો તથા ગંધર્વો તે ત... મહારાજ! દેવર્ષિગણોથી સેવાતા અને સ્વર્ગ સ... ...વેલાં તે તળાવમાં અનેક આશ્ચર્ય જોવામાં ... કરનાર હે રાજા! ત્યાં રાજર્ષિ વિશ્વા... નદી વહે છે, જે નદીના તીર ઉપર એ... યયાતિ ...માંથી પડ... અને ... વા... હતા ...મન ... મૈનાક

તનો વિચાર કર્યા વિના માંહોમાંહે ઝપાઝપી ચલાવી અને એ ઝપાઝપીમાં સઘળા યાદવો માર્યા ગયા! તેમાંથી માત્ર એક શ્રીકૃષ્ણ બચ્યા અને તેમનું એક પારાધીએ તીર મારીને મરણ નીપજાવ્યું! આ પ્રમાણે યાદવો પોતેજ પોતાના સંહારના કારણીભૂત થયા અને તે સર્વેનો કારણીભૂત 'મદ્ય' નીવડ્યો. જે સ્થળે યાદવો માંહેમાંહે કપાઇ મૂઆ તે સ્થળ આજે પણ 'જાદવાસ્થળી' ને નામે ઓળખાય છે અને જ્યાં તીર વાગવાથી શ્રીકૃષ્ણનું મરણ થયું હતું તે સ્થળ 'દેહોત્સર્ગ' ને નામે ઓળખાય છે. કૃષ્ણે અર્જુન પ્રત્યેના સખાભાવથી તેને જે સાહાય્ય કરી હતી તે સાહાય્યનો બદલો અર્જુને પોતાના સખાના મરણ પછી તેની ઉત્તર ક્રિયા કરીને વાળ્યો. યાદવોની વિધવા સ્ત્રીઓને અર્જુને આશ્રય આપ્યો અને તેમને લઇને તે પોતાની રાજધાની ઇંદ્રપ્રસ્થ તરફ ચાલ્યો. પરન્તુ માર્ગમાં આહીર લોકોએ તે સ્ત્રીઓનું હરણ કર્યું અને એ પ્રમાણે આનર્ત દેશપર રાજ્ય કરનારા યાદવોનો ટૂંક સમયમાં નાશ થઇ ગયો.

આધુનિક ગુજરાત અને આસપાસના કેટલાક પ્રદેશનો સમાસ એક 'આનર્ત' નામમાં થાય છે. મહાભારતનું યુદ્ધ તથા પૂર્વે પાંડવોને દેશવટો મળ્યો હતો. તે વખતે તેમણે ગુજરાત અને સૌરાષ્ટ્રના પ્રદેશમાં પણ યાત્રા કરી હતી. એ સમયની આ પ્રદેશની રમણીયતા, પવિત્રતા, તથા આબાદીનો ખ્યાલ મહાભારતના નીચેના અવતરણપરથી આવી શકશે.

[1]ધૌમ્ય મુનિ યુધિષ્ઠિર રાજાને કહે છે: "રાજા! હવે હું તમને સૌરાષ્ટ્ર દેશમાં આવેલાં પુણ્યપ્રદ દેવમંદિરો, આશ્રમો, નદીઓ અને તળાવોનાં નામ તથા તેઓનું વર્ણન કરી બતાવીશ. હે યુધિષ્ઠિર! બ્રાહ્મણો કહે છે કે ચમસોદ્ભેદ નામનું તીર્થ તથા સર્વ દેવતાઓએ સ્થાપન કરેલું પ્રભાસ નામનું તીર્થ, સૌરાષ્ટ્ર દેશમાં સમુદ્રના કીનારા ઉપર આવેલાં છે. ત્યાં કલ્યાણકારક અને તપસ્વીઓથી સેવાતું પિંડારક નામનું એક તીર્થ છે અને ઉજ્જયંત નામનો એક મહાપર્વત પણ છે. તે પર્વત સેવવાથી તુરત મહાસિદ્ધિ આપે છે. હે યુધિષ્ઠિર! તે તીર્થના સંબંધમાં દેવર્ષિમાં શૂરવીર એવા મહાત્મા નારદે એક પુરાણો શ્લોક આ પ્રમાણે કહેલો સાંભળવામાં આવે છે તે તમે સાંભળો:

पुण्ये गिरौ सुराष्ट्रेषु मृगपक्षिनिषेविते ।
उज्जयन्ते स्म तप्तांगो नाकपृष्ठे महीयते ॥

---

૧ વનપર્વ; અધ્યાય ૮૮ મો.

અર્થાત્—સુરાષ્ટ્ર દેશમાં ઉજ્જયંત નામનો એક પવિત્ર પર્વત છે, તે પર્વત ઉપર પશુપક્ષીઓ વાસ કરીને રહે છે. તે પર્વત ઉપર જે પુરૂષ તપશ્ચર્યા કરીને કાયાને ક્લેશ આપે છે, તે સ્વર્ગ લોકમાં પૂજાય છે. વળી તે જ સુરાષ્ટ્ર દેશમાં દ્વારવતી નામની એક પવિત્ર નગરી છે જેમાં સાક્ષાત્ પુરાણ પુરૂષોત્તમ મધુસૂદન નામના ભગવાન્ રહે છે, અને તે જ પોતે સનાતન ધર્મની મૂર્તિ છે. જે બ્રાહ્મણો વેદ ભણેલા છે અને જે માણસો આત્મજ્ઞાની છે, તેઓ મહાત્મા શ્રીકૃષ્ણને સનાતન ધર્મમૂર્તિ કહે છે........ અક્ષર, ક્ષર, ક્ષેત્રજ્ઞ, પરમેશ્વર, અચિંત્ય મૂર્તિ અને જેણે મધુ દૈત્યનો નાશ કર્યો હતો એવા શ્રી હરિ ભગવાન્ દ્વારિકાપુરીમાં બિરાજે છે."

[1]ધૌમ્ય મુનિ કહે છેઃ "હે ધર્મરાજા! હવે પશ્ચિમ દિશામાં આનર્ત દેશમાં પવિત્ર અને પુણ્ય આપનારાં દેવમંદિરોનાં તથા તીર્થોનાં નામ હું તમને કહું છું તે તમે સાંભળો. હે ભારત! તે ક્ષેત્રમાં પશ્ચિમ તરફ વહેનારી નર્મદા નામની એક નદી છે, જેના તીર ઉપર પ્રિયંગુ અને આંબાનાં અનેક વૃક્ષો ઝુકી રહ્યાં છે. નેતરનાં ફળોની માળાઓવડે તે અલંકૃત દેખાય છે, અને મહાપુણ્ય આપનારી છે. ત્રણ લોકમાં જેટલાં પવિત્ર તીર્થો, દેવમંદિરો, નદીઓ, વનો, પર્વતો અને બ્રહ્મા સાથે દેવતાઓ છે, તે સર્વે પુણ્યવંત સિદ્ધો, ઋષિઓ, ચારણો અને પુણ્યના સમૂહોની સાથે નિત્ય નર્મદા નદીના પાણીમાં સ્નાન કરવા માટે આવે છે. તે નદીના તીર ઉપર વિશ્રવા મુનિનું પવિત્ર મંદિર છે તથા ત્યાં આગળ નરનું છે વાહન જેને એવા ધનપતિ કુબેરનો પૂર્વે જન્મ થયો હતો.[2] ત્યાં વૈદૂર્યશિખર નામનો એક પવિત્ર અને ઉત્તમ પર્વત પણ છે, જે પર્વત ઉપર આવેલાં વૃક્ષો નિરંતર ફળવાળાં તથા હરિયાળા રંગનાં પાંદડાંવાળાં રહે છે. હે રાજા! તેના ઉપર ખીલેલા કમળવાળું તળાવ પણ આવેલું છે અને દેવો તથા ગંધર્વો તે તળાવનો ઉપયોગ કરે છે. હે મહારાજ! દેવર્ષિગણોથી સેવાતા અને સ્વર્ગ સમાન તે પવિત્ર પર્વત ઉપર આવેલાં તે તળાવમાં અનેક આશ્ચર્ય જોવામાં આવે છે. શત્રુના નગરનો વિજય કરનાર હે રાજા! ત્યાં રાજર્ષિ વિશ્વામિત્રની વિશ્વામિત્ર નામની એક નદી વહે છે, જે નદીના તીર ઉપર બેઠેલા ઋષિઓની મધ્યમાં નહુષનો પુત્ર યયાતિ રાજા સ્વર્ગમાંથી પડયો હતો, અને તેણે ફરીને સનાતન ધર્મ તથા સનાતન એવા લોકો મેળવ્યા હતા. આ વિશ્વામિત્ર નામની નદીમાં ઘણા ધરા છે અને તે એક પવિત્ર તીર્થ ગણાય છે. ત્યાં મૈનાક

---

૧ વનપર્વ; અધ્યાય ૮૯ મો.

૨ નર્મદા નદીના તટપર કરનાળીમાં કુબેરભંડારીનું મંદિર છે.

નામનો એક પર્વત છે, તેના ઉપર ઘણાં ફળ, ફૂલ અને કંદ વગેરે થાય છે. ત્યાં વળી અસિત નામનો પણ એક પર્વત છે. તેના ઉપર પુષ્કળ ફળ ફૂલ અને કંદો થાય છે. હે પાંડવ! વળી તે પર્વત ઉપર કક્ષસેનનું અને ચ્યવનનું પ્રખ્યાત અને પુણ્યપ્રદ આશ્રમ છે. હે વ્યાપક રાજા! ત્યાં અલ્પ તપશ્ચર્યા કરવાથી જ મનુષ્યોને સિદ્ધિ મળે છે. હે ક્ષમાવંત શ્રેષ્ઠ યુધિષ્ઠિર મહારાજ! ત્યાં વળી જંબુમાર્ગ નામનો પક્ષીઓથી ભરપૂર એક આશ્રમ છે જેમાં આત્મજ્ઞાની ઋષિઓ વસે છે. હે ભૂમિપાળક! તે પછી આગળ અધિક પુણ્યવાળી અને નિત્ય તપસ્વીઓથી સેવાતી કેતુમાલા નદી, મેધ્યા નદી અને ગંગાદ્વાર એવાં ત્રણ તીર્થો છે, તથા સૈંધવારણ્ય નામનું એક પવિત્ર અને પ્રખ્યાત તીર્થ છે, જે તીર્થમાં બ્રાહ્મણો વસે છે. વળી ત્યાં પુષ્કર નામનું પણ એક બ્રહ્માનું પુણ્યદાયી સરોવર છે.[1] કર્મમાર્ગ મૂકીને ધ્યાનમાર્ગમાં આરૂઢ થએલા યોગીઓને તે સરોવર અત્યંત પ્રિય આશ્રમ થઇ પડ્યું છે. હે કુરુશ્રેષ્ઠ! હે પુણ્યવંતોમાં શ્રેષ્ઠ રાજા! બ્રહ્માએ એ પુષ્કર તીર્થમાં વાસ કરવા માટે આ પ્રમાણે ગાથા ગાઇ હતી.

मनसाप्यभिकामस्य पुष्कराणि मनस्विनः ।
विप्रणश्यन्ति पापानि नाकपृष्ठे च मोदते ॥

અર્થાત્—જે મનસ્વી પુરૂષ પોતાના મનમાં પણ પુષ્કર તીર્થમાં જવાની ઇચ્છા કરે છે તો તેનાં પાપો નાશ પામે છે અને તે સ્વર્ગલોકમાં આનંદથી રહે છે."

[2]લોમશ મુનિ કહે છે: "આ સરસ્વતી નામની રમણીય, દિવ્ય અને પાણીના પૂરથી ભરેલી નદી છે. વળી હે રાજા! આ વિનશન તીર્થ છે. અહીં આગળ સરસ્વતી નદી પૃથ્વીમાં અદૃશ્ય થઇને વહે છે. હે વીર! આ સરસ્વતી નદી નિષાદો (ભીલ્લો) 'મને જુએ નહિ' એવા વિચારથી અહીં આગળ ભીલ્લોના દોષથી પૃથ્વીમાં સમાઇ ગયાં છે. [3]આ સ્થાન ચમસોદ્ભેદ નામનું છે. આ ઠેકાણે સરસ્વતી નદી દર્શન આપે છે અને અહીં આગળ સમુદ્રમાં મળનારી સર્વ પવિત્ર નદીઓ સરસ્વતી સાથે મળે

૧ પુષ્કર તીર્થ હાલમાં રાજપૂતાનામાં અજમેરની પાસે આવેલું છે. આ ઉપરથી જણાય છે કે પૂર્વે આનર્ત દેશની—ગુજરાતની સીમા રાજપૂતાના સુધી લંબાઇ હશે.

૨ વનપર્વ; અધ્યાય ૧૩૦ મો.

૩ સરસ્વતી નદી શીરોહીના ડુંગરી પ્રદેશમાંથી નીકળે છે કે જેની આસપાસ આજે પણ ભિલ્લોનો નિવાસ છે.

છે. [1]આ સિંધુ નદીનું મોટું તીર્થ છે. અહીં આગળ લોપામુદ્રા અગસ્ત્યનો સમાગમ કરીને તેમની સાથે પરણ્યાં હતાં. હે સૂર્ય સમાન કાન્તિવાળા રાજા! આ પ્રભાસ નામનું પવિત્ર તીર્થ દેખાય છે. આ તીર્થ ઇંદ્રને વ્હાલું છે, પવિત્ર છે અને પાપનો નાશ કરનારૂં છે."

આજથી ચાર–પાંચ હજાર વર્ષ પૂર્વેનાં ગુજરાત અને સૌરાષ્ટ્રનાં શ્રી તથા સંપત્તિનું આ પુણ્યપ્રદ દિગ્દર્શન છે! આજે તેમાંનું શું છે?

---

## પરિચ્છેદ ૫ મો.

---

### પાટણની સ્થાપના અને જાહોજલાલી.

જે વખતે કાઠિયાવાડમાં વલ્લભીપુર નામે નાગરમાં વલ્લભી વંશના રાજાઓ રાજ્ય કરતા હતા, ચાલુક્ય વંશના રાજાઓ, ગુર્જ્જર રાજા તથા રાષ્ટ્રકૂટ વંશના રાજાઓ દક્ષિણ ગુજરાતમાં રાજ્ય કરતા હતા અને ચુડાસમા તથા જાડેજા રાજપૂતો કાઠિયાવાડમાં પોતાનાં સ્વતંત્ર નાનાં મોટાં રાજ્યો જમાવી બેઠા હતા, ત્યારે ઉત્તર ગુજરાતમાં ઈ. સ. ૭૨૦ માં ચાવડા વંશની શરૂઆત થઇ હતી. એ વંશે પોતાના રાજ્યની શરૂઆત પંચાસરમાં રાજ્યધાની સ્થાપીને કરી. એ પંચાસર કચ્છના રણને કાંઠે આવેલું છે. ચાવડા લોકો પહેલાં સૌરાષ્ટ્રને કાંઠે આવેલા દેવપટ્ટણમાં રહેતા અને ચાંચીયા અથવા દરિયાઈ ચોરનું કામ કરતા; ત્યાંથી તેઓ પંચાસરમાં પોતાનું રાજ્ય કેવી રીતે જમાવી શક્યા તે વિષેનો કશો ઇતિહાસ ઉપલબ્ધ થતો નથી.

ચાવડા વંશનો સૌથી પહેલો થએલો રાજા જયશિખર પંચાસરમાં રાજ્ય કરતો હતો. જયશિખર બળવાન્ અને તેજસ્વી રાજા હતો તથા દેશમાં ચોમેર તેની કીર્તિ ગવાતી હતી. તેની આ કીર્તિ ચાલુક્ય વંશના ભૂવડ રાજાએ સાંભળી તે પરથી જયશિખરને હરાવીને પંચાસરનું રાજ્ય જીતી લેવાની ભૂવડની ઇચ્છા થઈ. ભૂવડ મોટા સૈન્ય સાથે ગુજરાતમાં આવ્યો અને તેના તથા જયશિખરના સૈન્ય વચ્ચે દારૂણ યુદ્ધ મચ્યું. છેવટે જ્યારે જયશિખરને યુદ્ધમાં જીતવાની આશા રહી નહિ ત્યારે તેણે

---

[1] આજે સરસ્વતી કચ્છના રણના શુષ્ક પ્રદેશમાં ફેલાઇ જાય છે. પૂર્વે કદાચ રણનો પ્રદેશ સમુદ્રનો એક ભાગ હશે.

પોતાની ગર્ભવતી રાણી રૂપસુંદરીને જંગલમાં એક નિર્ભય જગ્યાએ પોતાના સાળા સુરપાળની સાથે મોકલી દીધી અને પોતે યુદ્ધમાં મરાયો.

ગર્ભવતી રૂપસુંદરીએ વનમાં એક પુત્રને જન્મ આપ્યો અને એક જૈન યતિએ તેનું નામ વનરાજ પાડ્યું. જેવી રીતે વનનાં સર્વ પશુઓમાં સિંહ રાજા હોઇને વનરાજ લેખાય છે, તેવી રીતે વનરાજ આખા જંગલમાં સિંહ તુલ્ય હતો. તે સિંહનાં બચ્ચાંઓની સાથે રમતો અને તીર તથા ધનુષ્ય સિવાય બીજી કશી રમત રમતો નહિ! તેણે પોતાના મામા સુરપાળ પાસે યુદ્ધ કરવાની તાલીમ લીધી અને ગુજરાતમાં રહી ભૂવડની સામે બ્હારવટું કરવા માંડ્યું. રાજા ભૂવડે ગુજરાતની ઉપજ પોતાની કુંવરી મિનલદેવીને આપી હતી. મિનલદેવીના માણસો દેશમાંથી ઉપજ ઉઘરાવીને જતા હતા તે સર્વ ઉપર વનરાજે ધાડ પાડી અને સઘળું દ્રવ્ય લૂંટી લીધું. તેમાંથી તેને ૨૪ લાખ સોનૈયા અને ચાર હજાર ઘોડા મળ્યા. દ્રવ્યમાંથી તેણે સૈન્ય એકઠું કર્યું અને તે સૈન્યની મદદથી તેણે અણહીલ નામના પોતાના મદદગાર ભરવાડના નામપર અણહીલપુર પાટણ નામનું નગર વસાવ્યું અને ત્યાં તેનો પાટણના રાજા તરીકે રાજ્યાભિષેક થયો. ૪૯ વર્ષની વયે ગાદીએ બેસીને તેણે ૬૦ વર્ષ રાજ્ય કર્યું એટલે એકંદર વનરાજ ૧૦૯ વર્ષનું આયુષ્ય ભોગવી મરણ પામ્યો. અણહીલપુર પાટણમાં પંચાસરા પારસનાથના દહેરામાં વનરાજે પોતાની મૂર્તિ મુકાવેલી તે હજી પણ પાટણમાં અણીશુદ્ધ રહેલી છે. તેમાં રાજાએ દાઢી રાખી છે, કાનમાં કુંડળ, હાથે કડાં, પગે તોડા અને કોટમાં કંઠો પહેરેલો છે. ટુંકું ધોતીઉં પહેરી કેડે કમરબંધ બાંધ્યો છે અને ખભે ઉપરણો નાંખ્યો છે. રાજાની પાસે એક જણ છત્ર ધરીને ઊભો છે અને બીજા પાંચ હજુરીયા ઊભા રહેલા છે. પ્રાચીન સમયમાં મનુષ્યની પ્રતિકૃતિ આલેખવા ઉપરાંત કોતરી કાઢવાનું જ્ઞાન પણ આપણા શિલ્પીઓ ધરાવતા હતા તેનું એ સુખસ્વપ્ન અનુભવાવે છે.

ધીમે ધીમે પોતાનું રાજ્ય વધારીને વનરાજે ગુજરાતનો મોટા ભાગનો પ્રદેશ પોતાના તાબામાં લેઇ લીધો હતો. વનરાજની પછી યોગરાજ ગાદીએ બેઠો. યોગરાજ ડાહ્યો રાજા હતો. તેણે પોતાનું રાજ્ય વધાર્યું હતું અને ઉપજમાં મોટો વધારો કર્યો હતો. તે યુદ્ધકળામાં પ્રવીણ હતો અને ઇંદ્રના જેવો બાણાવળી હતો. પોતાના પૂર્વજો ચોર–ચાંચિયા કહેવાતા તે કલંક ધોઈ નાંખવાને તે પ્રજા સાથે ન્યાયી રીતે વર્તતો હતો. તેની પછી રત્નાદિત્ય, વૈરીસિંહ અને ક્ષેમરાજ અનુક્રમે ગાદીએ બેઠા, તેઓએ પોતાના

પૂર્વજોનું રાજ્ય ટકાવી રાખ્યું હતું. તેમની પછી ચામુંડ, ઘાઘડ (રાહડ અથવા સામંતસિંહ) અને ભૂભટ ગાદીએ આવ્યા.

આ સમયની ગુજરાતની સંપત્તિ વિષે એક ચીના મુસાફરે લખ્યું છે કે: "હિંદુ રાજાઓ હીરે જડેલી સોનાની કડીઓ પહેરે છે. વળી તેઓ જૂદા જૂદા રંગનાં રત્નના મૂલ્યવાન્ ગલુબંધ પહેરે છે, તેમાં મુખ્યત્વે કરીને લીલમ અને લાસો હોય છે; પણ તેમને મોતી વધારે પસંદ પડે છે, અને તેનું મૂલ્ય બીજાં બધાં જવાહીર કરતાં ચડે છે. હાલમાં તેઓ પોતાની બીજી મૂલ્યવાન્ વસ્તુ સાથે રાખી મૂકે છે. દરબારના રાજ્યથી લોક, મોટા અધિકારી અને વ્યૂહપતિઓ એવા જ જવાહીરના હાર પહેરે છે. તેઓ ટૂંકી ચાળનાં કડિયાં પહેરે છે અને પોતાના પરિવાર સહિત બહાર નીકળે છે ત્યારે સૂર્યનો તડકો અટકાવવા મોરનાં પીંછાંનું છત્ર ધરાવે છે."

ચાવડા વંશના રાજાઓની પછી અણહીલપુર પાટણની રાજ્યગાદી સોલંકી વંશના હાથમાં આવી, અને એ વંશનો પહેલો રાજા મૂળરાજ સોલંકી થયો. મૂળરાજ છેલ્લા ચાવડા રાજા ભૂભટની બ્હેનનો દિકરો હતો અથવા તો સામંતસિંહની બ્હેનનો દીકરો હતો. એક વાર્તા એવી છે કે જયશિખર ઉપર હલ્લો કરનાર ભૂવડ રાજાના વંશના રાજ, બીજ અને દંડક એ નામના ત્રણ ભાઇઓ સોમનાથની યાત્રાએ ભિક્ષુકનો વેશ લેઈ ગયા હતા. પાછા ફરતાં તેઓએ પાટણમાં મુકામ કર્યો. ત્યાં ચાવડા વંશનો છેલ્લો રાજા સામંતસિંહ અશ્વક્રીડા કરતો હતો તે જોવાને તેઓ ગયા. સામંતસિંહે ઘોડીને ચાબૂક મારી તે પ્રત્યે રાજે નાપસંદગી બતાવી અને તેનું કારણ પૂછતાં જણાવ્યું કે ઘોડીની મનોહર ગતિ છતાં વિના કારણે તમે ચાબૂક મારી તે બરાબર કર્યું નહિ, કારણકે તે ચાબૂકથી ઘોડીના પેટમાં પંચકલ્યાણી વછેરો છે તેની ડાબી આંખ ફૂટી ગઇ! જ્યારે એ ઘોડીએ વછેરાને જન્મ આપ્યો, ત્યારે ખરેખર તેની ડાબી આંખ ફૂટેલી જ હતી! આ ઉપરથી ખુશ થઇને સામંતસિંહે પોતાની બ્હેન લીલાદેવીને રાજની વેરે પરણાવી અને તેને મૂળરાજ નામે પુત્ર થયો. તેનો પ્રસવ થતાં પહેલાં લીલાદેવીનું મરણ થવાથી મૂળરાજને તેની માતાનું પેટ ચીરીને કાઢવામાં આવ્યો હતો અને તે વખતે 'મૂળ' નક્ષત્ર ચાલતું હોવાથી તેનું નામ મૂળરાજ રાખવામાં આવ્યું. એકવાર દારૂના કેફમાં સામંતસિંહે મૂળરાજને ગાદીએ બેસાડી દીધો અને જ્યારે તે ભાનમાં આવ્યો ત્યારે તેને ગાદીપરથી ઉઠાડી મૂક્યો, પરંતુ મૂળરાજે ગાદીપરથી ઉઠી જવા માટે વાંધો લીધો અને સૈન્ય એકઠું કરવા માંડ્યું. છેવટે ભાણેજે મામાને હરા-

વીને મારી નાંખ્યો અને ત્યારથી પાટણની ગાદી ચાવડા વંશમાંથી સોલંકી વંશના હાથમાં ગઇ.

મૂળરાજ એક પરાક્રમી રાજા થઇ ગયો. એક ઇતિહાસલેખક તેને ઘાતકી અને દુષ્ટ કહીને ધિક્કારી કાઢે છે અને સામંતસિંહ પ્રત્યેના તેના વર્તન ઉપરથી તે તેવો જણાય છે પણ ખરો. પશ્ચિમમાં કચ્છ અને કાઠિયાવાડ સુધી તેણે પોતાની સત્તા જમાવી હતી. દક્ષિણ ગુજરાતના રાજા બારપ અને અજમેરના રાજા સાથે તેણે લડાઇઓ કરી હતી. બારપને તેણે હરાવીને માર્યો હતો અને અજમેરના રાજા સાથે મિત્રાચારી કરી હતી. સોરઠના ચુડાસમા રાજા ગ્રહરિપુ સાથે તેણે યુદ્ધ કર્યું હતું અને તેને હરાવ્યો હતો. ગ્રહરિપુ પ્રજાને બહુ પીડતો હતો તેથી મૂળરાજે તેના સામે ચડાઈ કરીને તેને કેદ કરી પ્રજાને નિર્ભય કરી હતી. ગ્રહરિપુને તેના પુત્રો તરફથી લશ્કરની સારી મદદ મળી હતી તેમજ કચ્છનો લાખો અને સિંધનો રાજા પણ તેની મદદે આવ્યા હતા. મૂળરાજની મદદે શ્રીલાપ્રસ્થ, મારવાડ, બનારસ અને શ્રીમાળના રાજા પોતાનાં સૈન્યો લેઇને આવ્યા હતા. જંબુમાળી નદીપર મોટું યુદ્ધ થયું તેમાં ગ્રહરિપુ કેદ પકડાયો અને લાખો મરાયો. લાખા ફુલાણી વિષે બીજી અનેક દંતકથાઓ ચાલે છે.

મૂળરાજે અણહીલપુર પાટણમાં મૂળ સ્વામી ત્રિપુરૂપપ્રાસાદનાં દહેરાં બંધાવ્યાં. વૃદ્ધાવસ્થામાં તેણે સઘળો સમય સરસ્વતીને તીરે શ્રીસ્થળપુર (સિદ્ધપુર) માં ગાળ્યો હતો. જુવાનીમાં રાજ્ય લેવાને ઘાતકી કામો કર્યાં છતાં આ અવસ્થામાં તેણે સારી પેઠે દાન-પુણ્ય કર્યું. તેણે બ્રાહ્મણોને બહુ દાન આપ્યાં હતાં. ઔદિચ્ય, શ્રીગોડ અને કનોજીઆ બ્રાહ્મણોને તેણે બોલાવીને ગુજરાતમાં વસાવ્યા હતા અને તેમને જૂદાં જૂદાં ગામો દાનમાં આપ્યાં હતાં. સિદ્ધપુરમાં મૂળરાજે રૂદ્રમહાલય બંધાવ્યું હતું જે સિદ્ધરાજે પૂરૂં કરાવ્યું હતું. તેનું શિલ્પ કામ અત્યારે પણ થોડા અવશેષોના દર્શનદ્વારા ચકિત કરી નાંખે તેવું છે.

મૂળરાજની પછી ચામુંડ, વલ્લભસેન અને દુર્લભસેન અનુક્રમે અણહીલપુરની ગાદીએ બેઠા. ચામુંડ વિલાસી હતો અને વલ્લભસેન તથા દુર્લભસેને પોતાની ઉત્તરાવસ્થામાં તીર્થક્ષેત્રમાં જઇને વાસ કર્યો હતો. તેની પછી દુર્લભસેનનો ભત્રીજો ભીમદેવ ગુજરાતની ગાદીએ આવ્યો જે ‘ભીમ બાણાવળી’ ને નામે ઓળખાયો.

ભીમદેવ અતુલ પરાક્રમી રાજા હતો. તેની પૂર્વેના સઘળા સોલંકી રાજાઓ કરતાં તે વધારે બળવાન્ અને પ્રતાપી લેખાતો હતો. તેણે સિંધ

અને ચેદિ દેશના રાજાઓને હરાવ્યા હતા અને માળવાના ભોજને પણ નમાવ્યો હતો. જે રાજાઓ શત્રુની બીકથી નાસેડું લેતા તેઓ ભીમને શરણે આવીને રહેતા અને ભીમ તેઓને આશ્રય આપતો. કેટલાક રાજાઓ તો તેના રાજ્યમાં ચાકરીએ રહ્યા હતા તેથી ભીમ 'રાજાધિરાજ' કહેવાતો હતો. તેના વખતમાં સુપ્રસિદ્ધ સોમનાથ પાટણના સોમનાથ મહાદેવના દેહરાપર મહમૂદ ગઝનવીએ સ્વારી કરી હતી. સોમનાથની આબાદીનું દિગ્દર્શન એક મુસલમાન ઇતિહાસકારના શબ્દોમાં જ આ પ્રમાણે છેઃ

"હીજરી ૪૧૪ માં મહમૂદે હિંદનાં કેટલાંક શહેર અને કેટલાક કિલ્લા તાબે કરી લીધા અને વળી તેણે સોમનાથ નામની મૂર્તિ લીધી. હિંદની સૌ મૂર્તિઓમાં આ મૂર્તિ સૌથી મોટી હતી. દરેક ગ્રહણને વખતે હિંદુ લોકો ત્યાં જાત્રા કરવા જતા અને એક લાખ માણસ ભેગું થતું. હિંદુ લોકોના પુનર્જન્મના મત પ્રમાણે હિંદુ લોકો એવું માને છે કે શરીરમાંથી જૂદા પડયા પછી બધા માણસના આત્મા સોમનાથમાં ભેગા થાય છે; દરિયામાં ભરતી ઓટ થાય છે એ સોમનાથની પૂજા કરવાનો દરિયે ગ્રહણ કરેલો સૌથી સરસ રસ્તો છે. હિંદુસ્તાનની કિંમતીમાં કિંમતી વસ્તુઓ સોમનાથમાં આવતી હતી. એ મંદિરના પૂજારીઓને કિંમતીમાં કિંમતી દાન મળતાં અને મંદિરને ૧૦૦૦૦ ગામ દાનમાં આપેલાં હતાં. મંદિરમાં ઘણામાં ઘણાં મૂલ્યવાળાં અને ઘણામાં ઘણાં પાણીવાળાં રત્નો એકઠાં થયાં હતાં. હિંદમાં ગંગા નામે એક મોટી નદી છે, જેને હિંદુ લોકો ઘણું માન આપે છે, અને મૂઆ પછી સ્વર્ગે પહોંચવાની ધારણાથી મરેલા માણસનાં હાડકાં તેમાં નાંખે છે. આ નદી અને સોમનાથ વચ્ચે આશરે ૨૦૦ પારસંગ (૧૨૦૦ માઇલ) નું અંતર છે, તોપણ સોમનાથની મૂર્તિને ન્હવડાવવા માટે ત્યાંથી દરરોજ પાણી લાવવામાં આવતું. દરરોજ હજાર બ્રાહ્મણ સોમનાથની પૂજા કરતા હતા અને યાત્રાળુઓને પૂજા કરાવતા. આ યાત્રાળુઓની હજામત કરવાને ૩૦૦ હજામો કામે લાગતા. મંદિરને દરવાજે ૩૫૦ ગવૈયા ગાતા બેસતા અને એ બધાને દરરોજ નક્કી કરેલો પગાર મળતો."

"સોમનાથના મંદિરને સીસાથી જડેલા સાગના ૫૬ થાંભલા હતા. મૂર્તિ એક અંધારા ઓરડામાં હતી. મૂર્તિની ઉંચાઇ પાંચ હાથ અને ફરતો ઘેર ત્રણ હાથ હતો. આટલી તો બહાર દેખાતી હતી પણ તે સિવાય બે હાથ ભોંયમાં દાટેલી હતી. તેની ઉપર કોતરકામ જણાતું નહોતું. મહમૂદે મૂર્તિ પકડી લીધી, તેનો થોડો ભાગ બાળી નાંખ્યો અને થોડો ગઝની

ખાતે સાથે લેઈ ગયો તેનું જુમામસીદના દરવાજા આગળ પગથીઉં કરાવ્યું. અંધારા મંદિરમાં અજવાળું કરવા રત્નજડિત ઝુમરૂખ લટકાવેલાં હતાં. મૂર્તિની પાસે ૨૦૦ મણ સોનાની સાંકળ હતી અને એ સાંકળને ઘંટડીઓ બાંધેલી હતી. રાત્રે જ્યારે એક ચોકી પૂરી થતી ત્યારે સાંકળ હલાવવામાં આવતી તેથી ઘંટના ખડખડાટથી પૂજા કરનાર બીજા બ્રાહ્મણો જાગી ઉઠતા. મંદિરની પાસે સંદૂકો હતી તેમાં સોનારૂપાની બીજી ઘણી મૂર્તિઓ હતી. સંદૂકોમાં રત્નજડિત કપડાં અને ઘણાં કિંમતી રત્નો હતાં. ૨૦ લાખ દીનાર કરતાં પણ વધારે કિંમતનો માલ મંદિરમાંથી મળ્યો. ૫૦ હજાર કરતાં વધારે હિંદુઓ કપાઇ ગયા."*

અજમેરના સાજા સાથેના કુસંપથી ભીમદેવ મહમૂદને હિંદુ ધર્મ ઉપર હલ્લો કરતાં અટકાવી શકયો નહિ, પણ તે મહમૂદની સામે બહાદુરીથી લડયો અને હજારો સૈનિકોએ ધર્મરક્ષણને માટે યુદ્ધમાં ઝંપલાવીને પોતાના દેહનો ભોગ આપ્યો.

ભીમદેવના રાજત્વકાળમાં એક વર્ષ ગુજરાતમાં વર્ષાદ પડયો નહિ, ત્યારે ડંડાહી અને વિશોપક ગામના કણબી, રાજાને ઉપજનો ભાગ આપવાને શક્તિમાન્ નહોતા. રાજાએ એક મંત્રીને તે ગામોની તપાસ કરવા માટે મોકલ્યો, તે જે લોકોની પાસે કાંઈ માલ–મિલકત માલુમ પડી તેમને રાજધાનીમાં લાવ્યો અને ભીમ આગળ રજુ કર્યા. ભીમદેવનો કુંવર મૂળરાજ ફરતો ફરતો ત્યાં આગળ આવ્યો ત્યારે આ સર્વ માણસોને ડરીને માંહોમાંહે વાત કરતા તેણે જોયા. પૂછપરછ કરતાં તેમની હકીકત તેના જાણવામાં આવી ત્યારે તેની આંખમાં આંસુ આવ્યાં. પછી તુરત જ ઘોડા ઉપર બેસવાની પોતાની કળાથી તેણે રાજાને પ્રસન્ન કર્યો, અને મૂળરાજે ઇનામમાં માગી લીધું કે પેલા કણબીને છૂટ આપો. રાજાએ આ માંગણી કબૂલ રાખી અને પેલા કણબીઓ ખુશ થઇને ઘેર ગયા. ત્યારપછી થોડે દિવસે મૂળરાજ મરણ પામ્યો. બીજે વર્ષે પુષ્કળ વરસાદ પડવાથી અનાજ સારી પેઠે પાકયું તેથી ખેડૂતો ગયા વર્ષનો અને ચાલતા વર્ષનો ભાગ રાજાને આપવા આવ્યા. ગયા વર્ષનો ભાગ લેવાની ભીમદેવે ના કહી. પણ ખેડૂતોએ પ્રાર્થના કરવાથી તેનો નિર્ણય કરવાને પંચ નીમ્યા. પંચે એવો ઠરાવ કર્યો કે બન્ને વર્ષની ઉપજનો ભાગ રાજાને હસ્તગત કરવો અને મૂ-

* મહમૂદની સોમનાથની સ્વારીનો વધુ ઇતિહાસ જાણવા માટે 'સોમનાથનું શિવલિંગ' નામક પુસ્તક જોવું.

ળરાજની સદ્‌ગતિને અર્થે ત્રિપુરૂષપ્રાસાદ નામનું નવું દેવાલય બંધાવવામાં તેનો ઉપયોગ કરવો. ભીમદેવે તે પ્રમાણે કર્યું.

ભીમદેવના બીજા કુંવર ક્ષેમરાજે યુવાવસ્થામાં જ તીર્થવાસ સ્વીકાર્યો હતો અને તે દેથળી પાસે મુંડિકેશ્વર મહાદેવના મંદિરમાં રહેતો હતો. ભીમદેવની રાણી ઉદયમતિએ એક સુંદર વાવ પાટણમાં બંધાવી હતી જે આજે ખંડેર જેવી હાલતમાં જૂના પાટણમાં ટકી રહેલી જોવામાં આવે છે. ભીમદેવની પછી કરણ ગાદીપર આવ્યો. કરણે કરણસાગર તળાવ તથા કેટલાંક દેવાલયો બંધાવીને પોતાનું નામ રાખ્યું. તેને સિદ્ધરાજ નામે પુત્ર થયો. સિદ્ધરાજ ત્રણ વર્ષની વયનો હતો ત્યારે એક વાર તે પોતાની મેળે રાજસિંહાસન પર ચડી બેઠો, તે જોઇને રાજાએ જોશીઓને બોલાવ્યા અને રાજ્યાભિષેકને માટે તેજ મંગળ મુહૂર્ત હોઇને તે વખતે સિદ્ધરાજનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. ત્યારપછી કરણ મરી ગયો ત્યારે પણ સિદ્ધરાજ નાની વયનો જ હતો, તેથી તેની મા મીનળદેવી રાજ્યકાર્યભાર ચલાવતી હતી.

સિદ્ધરાજનું રાજ્ય અણહીલપુર પાટણના સુપ્રસિદ્ધ રાજાઓના રાજ્યમાં પહેલી પંક્તિનું લેખાયું છે. તેણે સોમનાથના યાત્રાળુઓ પાસેથી લેવાતો યાત્રા નિમિત્તનો કર માફ કર્યો હતો. સૌરાષ્ટ્રમાં જૂનાગઢના રાજા રા'ખેંગારને મારીને તેની સ્ત્રીનું હરણ કરવા માટે સિદ્ધરાજનો રાજત્વકાળ પ્રસિદ્ધ છે. રા'ખેંગારની સ્ત્રી રાણકદેવીને પાટણ લેઇ જઇને પોતાની રાણી બનાવવાનો સિદ્ધરાજે બહુએ યત્ન કર્યો હતો પણ રાણકદેવી પોતાના પતિની પાછળ વઢવાણ આગળ સતી થઈ બળી મૂઈ અને સિદ્ધરાજે જૂનાગઢના રાજ્યપર સજ્જન નામના હકેમને નીમી તે રાજ્ય પોતાના કબ્જામાં લીધું. એ સજ્જનના સંબંધમાં એક વાર્તા એવી છે કે તેણે ગીરનાર ઉપર નેમીનાથનું દહેરૂં ફરીથી બાંધવા માટે રાજ્યની ત્રણ વર્ષની ઉપજ રાજાની મંજુરી વિના વાપરી દીધી. ચોથે વર્ષે રાજાએ તેને પાટણમાં બોલાવીને પાછલી ત્રણે સાલોની ઉપજ બતાવવા કહ્યું. સજ્જને કહ્યું: "મહારાજ ! આપને ઉપજ જોઇએ છે કે ઉપજ ખર્ચીને બાંધેલા દહેરાનું પુણ્ય જોઇએ છે ?" પુણ્ય લેવાનું પસંદ કરીને રાજાએ મંજુરી આપી અને સજ્જનને ફરીથી સૌરાષ્ટ્રનો હાકેમ નીમ્યો.

સિદ્ધરાજે માળવાના રાજા યશોવર્માને હરાવીને કેદ કર્યો હતો. સિદ્ધરાજે યશોવર્માને મારીને તેની ચામડીમાંથી પોતાની તલવારનું મ્યાન બનાવવાની પ્રતિજ્ઞા લીધી હતી તેથી તેને મારી નાંખવાને તે તૈયાર થયો, પર

ન્તુ મંત્રીઓએ જણાવ્યું કે શાસ્ત્રમાં રાજાને ' અવધ્ય ' એટલે નહિ વધ કરવાયોગ્ય કહ્યો છે; આ પરથી રાજાએ યશોવર્માને જીવતો રહેવા દીધો અને પોતાની પ્રતિજ્ઞા પૂરી કરવાને તેની થોડી ચામડી લેઇ તેમાં બીજું ચામડું મેળવી પોતાની તલવારનું મ્યાન કરાવ્યું. સિદ્ધરાજે શ્રીસ્થળને ઠેકાણે સિદ્ધપુર નામનું નગર વસાવ્યું હતું જે હાલ હયાત છે. મૂળરાજે બંધાવવા માંડેલો રૂદ્રમહાલય સિદ્ધરાજે પૂરો કરાવ્યો એમ કહેવાય છે. પાટણમાં તેણે સહસ્રલિંગ તળાવ બંધાવ્યું હતું જેનું આજે નામ નિશાન પણ નથી ! જે સ્થળે તે તળાવ હતું તેના પર આજે રેલના પાટા અને ખેડૂતોનાં હળ ફરી વળ્યાં છે !

સિદ્ધરાજને પુત્ર નહિ હોવાથી તેની પછી ભીમદેવના પ્રપૌત્ર ત્રિભુવનપાળના પુત્ર કુમારપાળને અણહીલવાડની ગાદી મળી. કુમારપાળનો ઇતિહાસ જૈન ગ્રંથકારોએ મોટા વિસ્તારથી આપ્યો છે. તેનો રાજત્વકાળ મુખ્યત્વે કરીને જૈન ધર્મના ઇતિહાસની સાથે વધારે જોડાએલો છે. પોતાની પછી કુમારપાળ ગાદીએ બેસશે એવું જ્યોતિષીઓનું ભવિષ્યકથન સાંભળીને સિદ્ધરાજ કુમારપાળને મારી નાંખવાની ગોઠવણ કરતો હતો, પરન્તુ કુમારપાળ તે વાત જાણી જવાથી યાત્રાળુને વેશે મુસાફરમાં નીકળી પડચો હતો અને તેથી તેનો બચાવ થયો હતો. પોતાની મુસાફરીના વખતમાં જેઓએ તેને મદદ કરી હતી તેઓને તેણે પોતાનો રાજ્યાભિષેક થયા પછી સારો બદલો આપ્યો હતો. કુમારપાળ દેશાટન કરવાથી રાજ્યસૂત્ર ગ્રહણ કરવામાં બહુ કુશળ રાજા નીવડચો. તેણે શાકંભરીના રાજા અર્ણોરાજને, માળવાના રાજા બલ્લાળને અને કોંકણના મલ્લિકાર્જુનને હરાવ્યા હતા. તેના રાજ્યની સીમા ઉત્તરે તુરૂષ્ક ( તુર્ક ) દેશ સુધી, પૂર્વે ગંગા નદી, દક્ષિણે વિંધ્યાચળ પર્વત અને પશ્ચિમે સિંધુ નદી સુધી હતી. વિદ્વાન્ જૈન યતિ હેમાચાર્યનું કુમારપાળના રાજ્યમાં સારૂં પરિબળ હતું. કુમારપાળે જૈન ધર્મનાં તેમ જ શૈવ ધર્મનાં મંદિરો બંધાવ્યાં હતાં અને બન્ને ધર્મ ઉપર પોતાની આસ્થા હોવાનું તે દર્શાવતો હતો.

કુમારપાળે સોમનાથનું શિવાલય ફરીથી બંધાવ્યું હતું, કારણકે ભીમદેવે તેનું જે સમારકામ કરાવ્યું હતું તે બગડી ગયું હતું. ત્યારપછી મુસલમાન લોકોએ એ શિવાલયને ઘણું નુકસાન કર્યું હતું. પહેલાં અલેફખાંએ ઇ. સ. ૧૩૦૦ માં, પછી મુઝફ્ફરશાહે ઇ. સ. ૧૩૯૦ માં, પછી મહમદ બેગડાએ ઈ. સ. ૧૪૯૦ માં અને છેવટ મુઝફ્ફરશાહ બીજાએ ઇ. સ. ૧૫૩૦ માં એ પ્રમાણે ચાર વખત એ શિવાલયની ભાંગફોડ કરવામાં આવી

હતી. મુસલમાનો પાછા જતા એટલે શિવાલયનું સમારકામ કરાવવામાં આવતું. સૌથી સરસ સમારકામ જુનાગઢના ચુડાસમા રાજા એંગાર ૪ થાના વખતમાં (ઈ. સ. ૧૨૭૭-૧૩૨૩) માં કરવામાં આવ્યું હતું. અલાઉદ્દીન ખીલજીના વખતમાં સોમનાથના શિવાલયને નુકસાન પહોંચ્યા પછી એ રાજાએ તેનું સમારકામ કરાવ્યું હતું. છેવટે મુઝફરશાહ બીજાના વખતમાં તે શિવાલયને મસ્જીદનું રૂપ આપવામાં આવ્યું હતું. ત્યારપછી તે શિવાલયને હિંદુઓએ ત્યજી દીધું હતું અને આજે તેનાં ખંડેરો વેરાવળ પાસેના દરિયાકિનારાપર જોવામાં આવે છે! એક શિલાલેખમાં એવું લખેલું છે કે સોમેશ્વરનું શિવાલય પ્રથમ સોમે સોનાનું બંધાવ્યું હતું, પછી રાવણે રૂપાનું બંધાવ્યું હતું અને પછી ભીમદેવે પત્થરનું બંધાવ્યું હતું; ત્યારપછી કુમારપાળના વખતમાં સમારકામ થયું હતું.

કુમારપાળ અપુત્ર મરણ પામવાથી તેની પછી તેના ભાઈ મહીપાળનો પુત્ર અજયપાળ, અને અજયપાળની પછી તેનો પુત્ર મૂળરાજ ગાદીએ આવ્યા. મૂળરાજ બાલ્યાવસ્થામાં ગાદીએ બેઠો હતો તેથી તેની માતા રાજ્યનો કાર્યભાર ચલાવતી. તેણે મુસલમાન લોકોને યુદ્ધમાં હરાવ્યા હતા, અને જ્યારે લડાઈ ચાલતી ત્યારે પોતાના પુત્ર મૂળરાજને ખોળામાં રાખી પોતે ગઢ ઉપર ચડીને લડાઇ ચલાવતી હતી.

ગુજરાત અને તેની રાજધાની પાટણનું પ્રાચીન સમયનું દર્શન કરાવવાને આટલો ઇતિહાસ આપી ગયા પછી આપણે આપણી કથાના સમયનું અવલોકન કરીશું.

---

## પરિચ્છેદ ૬ ઠ્ઠો.

### ભોળો ભીમદેવ.

મૂળરાજ ઇ. સ. ૧૧૭૯ માં નાની ઉમરમાં જ મરણ પામ્યો, અને તેની પછી ભીમદેવ ગાદીપર આવ્યો. ભીમદેવ અજયપાળનો નાનો ભાઇ થતો હતો અને મૂળરાજનો કાકો થતો હતો. ભીમ ગાદીએ બેઠો ત્યારે પૂરતો ઉમરલાયક થયો નહોતો, તથાપિ તે શૂરો, પ્રતાપી અને બળવાન્ હતો. મૂળરાજના વખતમાં ઇ. સ. ૧૧૭૮ માં શહાબુદ્દીન ઘોરી ગીઝનીથી ઉછ અને મુલ્તાન ઉપર ચડી આવ્યો હતો અને ત્યાંથી રેતીના મેદાનના રસ્તે ગુજરાત ઉપર ઉતરી આવ્યો હતો. આ વખતે મૂળરાજની વતી ભીમદેવે સેનાનું આધિપત્ય લેઇને મુસલમાનોની સામે યુદ્ધ કર્યું હતું અને તે-

ઓની કતલ કરીને હરાવ્યા હતા. મુસલમાનો નાસી ગયા અને રણને રસ્તે ગીઝની પહોંચતાં તેમને અનેકાનેક સંકટો વેઠવાં પડ્યાં.

આ પરાક્રમ બતાવ્યા પછી બીજે જ વર્ષે મૂળરાજનું મરણ થવાથી પાટણની ગાદી **ભીમ**દેવના હાથમાં આવી. આ વખતે મુસલમાનો ગુજરાતપર ઝઝૂમી રહ્યા હતા, પણ **ભીમ**દેવના પ્રાબલ્યથી તેઓ જરા પણ ફાવી શકતા નહોતા. પરન્તુ ગુજરાતને દુર્ભાગ્યે **ભીમ**દેવ અને દિલ્હી તથા **અજમેર**ના ચૌહાણ રાજા **પૃથ્વીરાજ** વચ્ચે એક નજીવા કારણસર વૈર બંધાયું અને તેમાં મુસલમાનો ધીમે ધીમે પ્રબળ થવા લાગ્યા.

**આબુ**માં **જેત**સી પરમાર નામે રાજા રાજ્ય કરતો હતો. તેને ઇચ્છનકુમારી નામે સર્વાંગસુંદર કન્યા હતી. તે કન્યાને પૃથ્વીરાજ વેરે પરણાવવાની હતી. કન્યાના સૌંદર્યની વાત સાંભળીને **ભીમ**દેવે પણ માગું મોકલ્યું પણ કન્યાના ભાઈ **સલખે** કહ્યું કે જૈનધર્મી **ભીમ**ને હું મારી બ્હેન નહિ પરણાવું. આ ખબર જ્યારે **ભીમે** જાણી ત્યારે તેનું મસ્તિક ક્રોધથી ભ્રમિત બની ગયું. તેણે લડાઇની નોબત વગડાવી અને સૈન્ય એકઠું કરવા માંડ્યું. પાટણથી તેણે કચ્છ અને **સૌરાષ્ટ્ર** વગેરે સર્વ સ્થળે ચોમેર આજ્ઞાપત્રો લખી મોકલ્યાં. ગિરનારનો રાજા, કતારિયો લોહાણો, **વીર**ધવળ વાઘેલો, **રામ** પરમાર, **પીરમ**નો ધણી, **રાણીંક** ઝાલો, **સોઢો** સારંગદેવ, ગંગ ડાભી, **અમર**સિંગ શેવડો અને જૈન મંત્રીશ્વર **આંચિંગ** વગેરે **ભીમ**દેવની મદદે આવી પહોંચ્યા. તેમને લેઇને **ભીમે આબુ**ગઢ ઉપર ચડાઇ કરી અને તુરત કિલ્લાને ઘેરો ઘાલ્યો. ચાલુક્ય **અને** પરમારો વચ્ચે ઘણા જોરથી યુદ્ધ થયું. છેવટ **સલખ** અને **જેત**સી પરમારને પાછા હઠવું પડ્યું. **ભીમ**દેવ આગળ ધસ્યો, તેણે **અચળ**શ્વર જોયો. **પરમારો મરુ**ભૂમિ તરફ નાસી ગયા અને કિલ્લો ચાલુક્યોને માટે મૂકતા ગયા. **ભીમ**દેવ જયવંત થઇને **આબુ**ની ટોચ ઉપર ચડ્યો.

હવે **ભીમ**દેવ ચૌહાણોની સામે ચડ્યો અને તેણે પોતાના લશ્કર સાથે **અજમેર** તરફ કૂચ કરી. આ વખતે મુસલમાનો તાકીને જ બેઠા હતા. **ભીમ**દેવ **અજમેર**ની નજીક આવીને પડ્યો એટલે મુસલમાનો પણ **શાહ**બુદીન ઘોરીની આગેવાની હેઠળ આવીને **અજમેર**ની પડોશમાં પડ્યા. ચૌહાણો તરફથી **ચંદ** બારોટે રાત્રે એકાએક ગુજરાતની ફોજ ઉપર છાપો માર્યો તેથી ગુજરાતની ફોજ નાસભાગમાં પડી. **ભીમ** લડાઇના મેદાનમાં ગયો પણ અંતે તેને પાછા હઠવું પડ્યું. ગુજરાતીઓને હરાવીને ચૌહાણોએ મુસલમાનોને પણ હરાવીને પાછા હાંકી કાઢ્યા.

એવામાં **ભીમ** અને ચૌહાણો વચ્ચે વૈરનું એક બીજું કારણ ઉપસ્થિત થયું. **ભીમ**ના કેટલાક પિત્રાઇઓ **ભીમ**ના ઉપર ખ્હારવટું કરતા હતા તેઓ ચૌહાણોની છત થએલી જોઇને તેમને આશ્રયે જઇને રહ્યા હતા. કોઇ વાત પ્રસંગે કચેરીમાં તેમનામાંના એક પ્રતાપસિંહે મૂછે હાથ નાંખ્યો. આથી ચૌહાણો પોતાનું અપમાન થએલું માનવા લાગ્યા અને તેમણે પ્રતાપસિંહનો હાથ કાપી નાંખ્યો. આ જોઇ તેના ભાઈઓને ક્રોધ ચડ્યો અને તુરત તેઓ લડવાને તૈયાર થયા. તેમાં તે ભાઇઓ તથા બીજા ઘણા મરણ પામ્યા.

જ્યારે **ભીમ**ને આ વાતની ખબર પડી ત્યારે તે ઘણો ક્રોધે ભરાયો, અને પોતાના પિત્રાઇઓનું વેર ચૌહાણો ઉપર લેવાને ચડાઇ કરવાનો તેણે ઠરાવ કર્યો. **સોમેશ્વર** ચૌહાણ પણ તૈયાર થયો. બન્ને રાજાઓ વચ્ચે ભીષણ યુદ્ધ ચાલ્યું અને તેમાં **સોમેશ્વર** ચૌહાણ મરાયો. જ્યારે પૃથ્વીરાજે દિલ્હીમાં રહ્યા રહ્યા આ ખબર સાંભળી, ત્યારે તે પોતાના બાપને માર્યાનું વૈર લેવાનો વિચાર કરવા લાગ્યો. પરમારોએ તેને ઉશ્કેર્યો એટલે પૃથ્વીરાજને વધારે જોસ ચડ્યો અને સૈન્ય ભેગું કરી તે ગુજરાત ઉપર ચાલ્યો. **ભીમ**ને ખબર મળી કે ચૌહાણો મોટી ફોજ લેઇને આવે છે, ત્યારે તેણે સઘળા સામંતોને એકઠા કરીને લડાઇની તૈયારી કરી. ગુજરાતમાં પ્રવેશીને ચૌહાણો લોકોનો નાશ કરવા લાગ્યા. **અણહીલપુર–પાટણ** કેટલેક દૂર રહ્યું એટલે પૃથ્વીરાજે દીવો, નિસરણી, જાળ, કોદાળી, અંકુશ, અને ત્રિશૂળ આપીને **ચંદ** બારોટને ભીમદેવ પાસે મોકલ્યો. **ચંદે** ભીમદેવની કચેરીમાં આવીને જણાવ્યું કે “પૃથ્વીરાજનો હુકમ છે કે જો તમે અંધારામાં છુપાઈ જાઓ તો તમને દીવો લેઇને શોધવા, આકાશમાં નાસી જાઓ તો નિસરણીવતી ચડીને પકડવા, સમુદ્રમાં જાઓ તો જાળ નાંખીને ઝાલવા અને પૃથ્વીમાં પેસો તો કોદાળીથી ખોદી કાઢવા, અંકુશથી તમને તાબે કરવાના છે અને ત્રિશૂળથી મારવાના છે!” **ભીમે** **ચંદ**ને જવાબ આપ્યો કે “તારા રાજાને કહેજે કે હું તેનાથી ડરતો નથી, માટે યુદ્ધ કરવા તૈયાર થાય!”

બન્ને સેનાઓ વચ્ચે તુમુલ યુદ્ધ મચ્યું. **ભીમે** પોતાની સેનાની એવી વ્યૂહરચના કરી હતી કે તે ભેદીને પૃથ્વીરાજ નગરમાં પેસી શકે નહિ. ચૌહાણો પણ અડગ હતા. યુદ્ધના પરિણામે ચૌહાણોનો વિજય થયો અને ગુજરાતીઓએ રણક્ષેત્રમાં નિઃસીમ પરાક્રમ દર્શાવ્યા છતાં તેઓ પરાજિત થયા.

આ અરસામાં મુસલમાનો વધારે પગભર થતા જતા હતા. હિંદુઓ માંહોમાંહેની લડાઇથી નિર્બળ બનતા જતા હતા અને ગુજરાતની ગાદી

ચડેલી જાહોજલાલીને નીચે ઉતરતી બનાવનારા એ માંહોમાંહેનાં કુસંપી યુધ્ધો જ હતાં. જે વખતે પૃથ્વીરાજ અને ભીમદેવની વચ્ચે યુદ્ધ ચાલતું હતું, તે વખતે શાહાબુદ્દીન ઘોરીએ દગલબાજીથી લાહોર લેઇ ગીઝની વંશના છેલ્લા રાજા સુલ્તાન ખુશરૂ મલેકને પકડી તેને ઝુરીસ્તાનમાં મોકલી મરાવી નાંખ્યો હતો અને પોતે ગીઝનીનો રાજા થઈ બેઠો હતો. આ રીતે શાહબુદ્દીન વધારે બળવાન્ થતાં તેણે તરત જ હિંદુસ્તાનના હિંદુ રાજાઓની સામે લડાઇઓ કરવા માંડી. ૧૧૯૧ માં તેણે પહેલો હલ્લો પૃથ્વીરાજ ઉપર કર્યો. કર્નાલ અને થાણેશ્વર આગળ યુદ્ધ થયું અને તેમાં પૃથ્વીરાજના દિલ્હીના સરદાર ચામુંડરાયે મુસલમાનોને હરાવીને હાંકી કાઢ્યા. ફરી ઇ. સ. ૧૧૯૩ માં શાહાબુદ્દીન ઘોરી ફરીથી ચડી આવ્યો, તેમાં પૃથ્વીરાજની હાર થઈ તથા તે મુસલમાનોનો કેદી બન્યો. શાહાબુદ્દીને તેને મરાવી નાંખ્યો. ત્યારપછી શાહાબુદ્દીન અજમેર ગયો અને ત્યાં તેણે ઘણા હિંદુઓને ક્રૂરતાપૂર્વક મારી નંખાવ્યા. ત્યાંથી તે ગીઝની તરફ પાછો ફર્યો અને હિન્દુસ્તાનનું રાજ્ય તેણે મલેક કુતુબુદ્દીન એબકના હાથમાં સોંપ્યું. ઈ. સ. ૧૧૯૪ માં શાહાબુદ્દીન ફરીથી હિંદુસ્તાનમાં આવ્યો અને કનોજના રાજા જયચંદ્રને હરાવી કનોજ તથા બનારસ શહેર લીધાં અને ત્યાંની મૂર્તિઓ વગેરે ભાંગી નાંખીને હિંદુ ધર્મ ઉપર તેણે ઘણો જુલમ ગુજાર્યો. આ પ્રમાણે મુસલમાનો દિવસે દિવસે હિંદુસ્તાનમાં વધારે ને વધારે પગભર થવા લાગ્યા.

તે જ સાલમાં ઈ. સ. ૧૧૯૪ માં કુતુબુદ્દીને ગુજરાત ઉપર હલ્લો કર્યો. તે પોતાની ફોજને પાટણના પાધર સુધી દોરી લાવ્યો. મૂળરાજના વખતમાં શાહાબુદ્દીને ગુજરાતપર સ્વારી કરી હતી, તે વખતે ભીમદેવે શાહાબુદ્દીનને હરાવીને નસાડી મેલ્યો હતો તથા તેને હેરાન કરી નાંખ્યો હતો. તે સમયને કુતુબુદ્દીન ભૂલી ગયો નહોતો. તે સમયનું વૈર લેવાના નિશ્ચયથી જ આ વખતે તે આવ્યો હતો. તેણે પાટણની આસપાસનો સઘળો પ્રદેશ લૂંટી લીધો અને અનર્ગળ દ્રવ્ય એકઠું કર્યું. પ્રજાના દુઃખની આ વાત જાણીને ભીમદેવ તુરત જ પોતાના સૈન્યની સાથે લડવાને રણક્ષેત્રમાં આવીને ઊભો.

રણક્ષેત્રમાં ભીમદેવના જમણા હાથ રૂપ તેનો યુવાન્ સેનાપતિ અને મિત્ર જીવનરાજ હતો. ભીમદેવ જીવનરાજને પોતાના નાના ભાઈ તુલ્ય જ માનતો હતો અને જીવનરાજ પોતાના રાજા કરતાં પોતાના મિત્રનું–વડીલ ભાઈનું રાજ્ય સાચવવા માટે પોતે નોકરી કરે છે એમ માનતો હતો. જીવનરાજ બળવાન્ તેમ જ ઝનુની પ્રકૃતિનો, અડગ, શૂરવીર અને ભોળો

હતો. સિદ્ધપુરનો કિલ્લો ભીમદેવે તેને સોંપ્યો હતો અને સિદ્ધપુર કસ્બાની આવકનો કેટલોક ભાગ ખર્ચવાની તેણે જીવનરાજને પરવાનગી આપી હતી. આથી લોકો જીવનરાજને સિદ્ધપુરનો રાજા જ માનતા હતા, અને તેને ભીમદેવના જેટલું માન આપતા હતા. કુતુબુદ્દીન સામેના યુદ્ધમાં જીવનરાજે અતુલ પરાક્રમ બતાવ્યું અને ત્રણ દિવસ સુધી યુદ્ધ ચલાવ્યું; પરન્તુ રણક્ષેત્રમાં હિંદુઓની સંખ્યા મર્યાદિત જ હતી. બહારના પ્રદેશમાંથી તેમને લશ્કરી મદદ મળી શકતી નહોતી. આસપાસનાં ગામડાંના લોકો મુસલમાનોના ત્રાસથી ડરીને ઘરબાર મેલી નાસી ગયા હતા. સોરઠીયા સરદારો અને મેહેર લોકોનાં ટોળાંઓ ભીમદેવને મદદ કરવાને તૈયાર હતા, પરન્તુ તેઓને ભીમદેવની સાથે મળી જવાનો એકે માર્ગ મળી શકતો નહોતો. આ સ્થિતિમાં આવી પડવાથી હિંદુઓની મોટી સંખ્યા કપાઈ ગઈ, જીવનરાજ મુસલમાનોને હાથે કેદ પકડાયો અને ભીમદેવને કિલ્લાના દરવાજા બંધ કરવાની જરૂર પડી.

એ જ અરસામાં કુતુબુદ્દીનને ગઝની ખાતેથી હુકમ મળ્યો કે તેણે તુરત દિલ્હીમાં હાજર થવું. આ કારણથી પાટણની સામે વધુ હુમલો કર્યા સિવાય તે દિલ્હી તરફ ચાલ્યો. લશ્કરને અને પોતાના મોટા કેદી જીવનરાજને તેણે અજમેર મોકલાવી દીધાં અને પોતે થોડા વખત દિલ્હીમાં રહીને અજમેરમાં પાછો ફર્યો.

ભીમદેવ જીવનરાજને ગુમાવીને બ્હાવરા સરખો બની ગયો. પોતાનો એ વહાલો બંધુ ક્રૂર મુસલમાનોને હસ્તે મરણ પામશે તો પોતાનું જીવન પણ વૃથા થઈ પડશે એવાં એવાં દુઃખસ્વપ્નો તેના ચિત્તમાં આવવા લાગ્યાં. જીવનરાજ વિના ભીમદેવને ક્ષણવાર પણ ગમતું નહિ. જીવનરાજને જો કે સિદ્ધપુરનો વહીવટ ભીમદેવે સર્વથા સોંપી દીધો હતો, તોપણ ભીમદેવ તેને પોતાની પાસે પાટણમાં જ બહુ વાર રાખતો. ભીમદેવનો સહવાસ જીવનરાજને પણ એટલો પ્રિય થઈ પડ્યો હતો કે તે પણ સિદ્ધપુરમાં રહેવાની ભાગ્યે જ દરકાર કરતો. આ કારણથી જીવનરાજ પણ રાજમહાલયની પાસેના જ એક મકાનમાં પોતાની એકની એક બ્હેનની સાથે રહેતો હતો અને ભીમદેવની સાથે આનંદમાં દિવસો ગુજારતો હતો. જીવનરાજ વિના હવે ભીમદેવને આખું પાટણ શૂન્ય લાગવા લાગ્યું! પોતાની પત્ની લીલાદેવી ઉપર ભીમદેવનો અત્યંત પ્રેમ હતો, તથાપિ જીવનરાજ વિના ક્ષણભર લીલાદેવીની પાસે પણ બેસવાનું ભીમદેવને ગમતું નહિ.

જે મુસલમાનોને માંકડની પેઠે મસળી નાંખવા જેટલો આવેગ ભીમદેવના હૃદયમાં હતો તે મુસલમાનો હવે તેને કૃતાંત કાળના સરખા ભયંકર લાગવા માંડ્યા. પરાક્રમી ગુર્જરાધિપતિનું પરાક્રમ એકાએક જીવનરાજની સાથે અજમેરમાં કેદ બની ગયું હોય તેવો જ આભાસ થવા લાગ્યો. તેનું શૌર્ય હણાઈ ગયું હોય, તેજ વિલિપ્ત બની ગયું હોય અને મુખકમળ ચીમળાઇ ગયું હોય તેવું જણાવા લાગ્યું. જીવનરાજ કેદ થવાથી જાણે કે પોતે ગુજરાતનું આખું રાજ્ય કેદ થએલું જોતો હોય એવી ભ્રમણાઓનો તે ભોગ થઇ પડ્યો.

પાટણની પરિસ્થિતિના આટલા ઇતિહાસનું દર્શન કરી ગયા પછી પુનઃ આપણે આપણી વાર્તાના પ્રવાહમાં વહન કરીએ છીએ.

---

# દ્વિતીય ખંડ-મુક્તિ.

## પરિચ્છેદ ૧ લો.

### સંન્યાસી અને ભીમદેવ.

વાચક! આજે આપણે આઠ વર્ષ પછી પુનઃ સંન્યાસી બાવાનું દર્શન કરીએ છીએ. સરસ્વતીની પુત્રી છતાં અનાથ બાલિકા આજે ચૌદ વર્ષની મુગ્ધા બાળા બનેલી નજરે પડે છે. વસન્તના સમાગમથી જેવી રીતે તરૂ લતા પત્ર પુષ્પથી સુશોભિત થાય, તેવી રીતે નવયૌવનના આગમનથી બાલિકાનો દેહ અપૂર્વ સૌન્દર્યસંપન્ન બન્યો હતો. તેનાં નેત્રોમાં પવિત્રતા, હાસ્યમાં સરલતા, મુખમાં માધુર્ય અને વાણીમાં લાવણ્ય પ્રતીત થતું હતું. તેના પ્રત્યેક અંગમાં સ્વરૂપના ઉચ્છ્વાસો ઉછળતા હતા, અને તેથી તે અતુલનીય સુન્દરી ભાસતી હતી.

એક સમયે જે એક ક્ષુદ્ર બાલિકા હતી, તે અત્યારે નવયૌવના બાલા થઇ હતી ખરી, છતાં પ્રકૃતિમાં તે હજી પણ બાલિકા જ હતી. સંસારનું છળકપટ કે એવું બીજું કશું તે સમજતી નહોતી. પાપ, સંતાપ, ભોગવિલાસ એ શું કહેવાય તે તે જાણતી નહોતી. તે ધર્મસ્થાપિત કર્મમન્દિરમાં પાપનાં દ્વાર હમેશને માટે બંધ જ હતાં. બાલિકામાં કશી સ્પૃહા કે કોઇ પણ વસ્તુની કામના-ઇચ્છા જોવામાં આવતી નહોતી.

પિતામાતા સંબંધી કાંઇ પણ વાત તેને સાંભરતી નથી; છતાં એટલું આછું આછું સ્મરણ તેના ચિત્તમાં છે કે એક દિવસ તે કોઇની સાથે જ-

ભમાર્ગે જતી હતી, પરન્તુ માર્ગમાં શું ઘટના બની ગઇ તેની તેને કશી સ્મૃતિ હતી નહિ. પિતાનું ઘર કે મામાનું ઘર ક્યાં આવેલું છે અથવા તો પોતાને પિતા, માતા કે મામા ઇત્યાદિ કોઇ છે કે નહિ તે તે જાણતી નથી. પિતાનું નામ, ગોત્ર, જાતિ એમાંનું કશું તે સમજતી પણ નથી. અનેક પ્રકારે શોધ કરવામાં આવ્યા છતાં જ્યારે બાલિકાનું કોઇ આત્મીય સ્વજન મળી આવ્યું નહિ, ત્યારે સંન્યાસી બાવાને પોતાને તેનો ભાર ગ્રહણ કરવાની જરૂર પડી.

બાલિકા પણ વટેશ્વરમાં જ રહેતી હતી. સરસ્વતીના રેણુમય તટપર અટન કરતી, વનમાં ફળફૂલ એકઠાં કરતી અને તે સર્વ મહાદેવજીને અર્પણ કરતી તે તે જ સ્થળે દિવસો ગાળતી. સંન્યાસી બાવાએ પોતાની ઝુંપડી પણ તે બાલિકાને આપી દીધી હતી અને પોતે મંદિરની બહાર કોઇ પણ સ્થળે પડ્યા રહેતા હતા. સંન્યાસી બાવા તે બાલિકાના સંગથી સુખી હતા અને બાલિકા સંન્યાસી બાવાના પરિચયથી સુખી હતી. સંન્યાસી બાવા પોતે જ તેનાં પિતા માતારૂપ હતા અને તે પોતે જ રમત ગમતમાં પણ તેના સહચારી હતા !

બાલિકા સંન્યાસીને પિતા કહીને બોલાવતી હતી; પરન્તુ પિતાની સાથે કેવા પ્રકારનું વર્તન રાખવું જોઇએ તે તે જાણતી નહોતી. કોઈ વાર તે સંન્યાસી બાવાને પોતાના ખોળામાં સુવાડતી અને એક માતા પુત્રપર જેવો સ્નેહ દર્શાવે તેવો સ્નેહ દર્શાવતી, ત્યારે કોઈ વાર પોતે જ સંન્યાસીના ખોળામાં સૂઇને કલ્લોલિની નદીની પેઠે અર્થહીન ભાષામાં કાંઇ કાંઈ ગાતી–બડબડતી. બાલિકા કોઇ વાર પોતાના માથાના કેશગુચ્છને બાંધતી નહિ. ‘અંબોડો’ એટલે શું તે તે જાણતી નહોતી. કોઇ વાર તે પોતાના છૂટા કુન્તલમાં ભસ્મ ભરીને–કેશગુચ્છને વિભૂતિમંડિત કરીને જટા બાંધતી, ફૂલની માળા તે વિચિત્ર જટાપર બાંધતી, રુદ્રાક્ષની માળા ગળામાં પહેરતી અને એ રીતે સંન્યાસિની બનીને હસતી હસતી પોતાના અંગની એ અપૂર્વ શોભા સંન્યાસી બાવાને બતાવતી: કોઈ વાર પોતે સંન્યાસીની જટામાંથી વિભૂતિ ધોઇ નાંખીને પોતાના છૂટા કેશની પેઠે સંન્યાસીના છૂટા કેશ ઉપર સુંદર પુષ્પમાળા બાંધતી અને તે જોઇને પોતે આનંદિત થતી. બાલિકાએ એક ફૂલનો છોડવો રોપ્યો હતો, તે છોડવાપર જ્યારે નવાં ફૂલ આવતાં ત્યારે તે સંન્યાસી બાવાની આંગળી પકડીને તેમને છોડવા તરફ ખેંચી જતી અને તે ફૂલ બતાવતી. બાલિકાએ એક વાર વટેશ્વર પાસે થઇને જતી એક સ્ત્રીને

એટલે તેને પણ તે સ્ત્રીના જેવો વેશ પહેરવાનું મન થયું! સંન્યાસીએ તેના હાથપર ચૂડીને બદલે પુષ્પમાળાઓ બાંધી, તેના કુન્તલનો અંબોડો બાંધ્યો અને મધ્યમાંથી સેંથી પાડી, રંગીન વસ્ત્રો પહેરાવીને, ઘૂમટો તાણીને તેને ઊભી રાખી! માત્ર એક ક્ષણમાં જ બાલિકા ધામથી ગભરાઈ ગઈ, ઘૂમટો કાઢી નાંખ્યો, વાળ છોડી નાંખ્યા અને ઓઢણી દૂર ફેંકી દીધી! હવે ગભરાટમાંથી મુક્ત થઇને તે બોલી: "આવાં વસ્ત્રો તો હું કદી પહેરીશ જ નહિ અને એવી સ્ત્રી હું બનીશ પણ નહિ."

બાલિકા રોજ પ્રભાતમાં ઉઠીને સરસ્વતીમાં સ્નાન કરતી ત્યારે તો તેના આનંદનો પાર રહેતો નહિ! સરસ્વતીના રૂપેરી જલસ્રોતમાં તે દોડાદોડ કરી મૂકતી અને હસતી હસતી જલક્રીડા કરતી, કોઇ વાર રેતીમાં વરીડા ગાળતી તો કોઇ વાર રેતીનું નાનુંશું શિવાલય બનાવતી અને તેમાં માટીના બનાવેલા મહાદેવજી પધરાવીને તે મહાદેવજીની સમક્ષ રેતીના લાડુનું નૈવેદ્ય ધરાવતી, ફૂલથી પૂજા કરતી અને છેવટે મહાદેવજીને સરસ્વતીના જળમાં ડુબાવી દેતી!

સ્નાનમાંથી નવરી પડીને તે ફૂલ વીણવા જતી અને તેમાં પણ તેને અસીમ આનંદ મળતો. સ્થળે સ્થળે પરિક્રમણ કરતાં નાના મોટા રોપાઓ પરનાં નવવિકસિત કુસુમો ચુંટતાં ચુંટતાં જે આનંદ બાળાઓને મળે છે તે આનંદનો તો અવધિ! બાલિકાએ પોતાના જૂદા જૂદા રોપાઓનાં જૂદાં જૂદાં નામ પણ પાડયાં હતાં. એક રોપા ઉપર બહુ કાંટા હોય તેનું નામ તેણે દુર્યોધન પાડયું હતું. એક તરૂલતાપર ફૂલ તો હતાં પણ તે એટલે ઉંચે હતાં કે બાલિકા તેટલે સુધી પહોંચી શકતી નહિ તેથી તેનું નામ તેણે તાડકા પાડયું હતું. એક છોડનું નામ દુર્વાસા રાખ્યું હતું. જે છોડ ફૂલોથી ભરપૂર જોવામાં આવતા તેની પાસે આવીને બાલિકા આનંદથી નાચતી અને જે પુષ્પહીન જણાતા તેમની દુરવસ્થા જોઇને તે શોકસંતપ્ત થતી. એ પ્રમાણે પુષ્પો એકઠાં કરીને તે મંદિરમાં પાછી ફરતી. પોતાની મેળે તે મહાદેવજીની પૂજા કરતી નહિ, પરન્તુ જેઓ ત્યાં દર્શન પૂજન માટે આવતા તેઓમાં તે ફૂલ વહેંચી દેતી. જ્યારે સ્હવારમાં મહાદેવજીની પૂજા થતી ત્યારે બાલિકા એક બાજુએ હાથ જોડીને માત્ર ઊભી રહેતી અને પૂજન–અર્ચન થતું તે જોતી. બપોરે જ્યારે પૂજન કરવા આવનારાઓ જતા રહેતા ત્યારે બાલિકા મહાદેવજીને પ્રણામ કરીને મંદિરમાંથી ચાલી જતી.

સાંજ પડતી એટલે બાલિકા મંદિરમાં મહાદેવજીની પાસે આવીને બેસતી. સંન્યાસી બાવા જ્યારે સંધ્યા આરતી સમાપ્ત કરીને અને મહા-

દેવજીને પુષ્પમાળાઓ પહેરાવીને બહાર ચાલ્યા જતા ત્યારે બાલિકા મહાદેવજીની સાથે વાર્તાલાપ ચાલુ કરતી ! કંઇ કંઈ વાતો તે મહાદેવજીને કહી સંભળાવતી. આખા દિવસમાં પોતે જે જે જોયું હોય તે સઘળું તે નિષ્કપટ રીતે મહાદેવજીની આગળ કહી દેતી. આ વાર્તાલાપ હમેશાં એકપક્ષીય જ ચાલતો કારણકે મહાદેવજી તો હમેશાં નિરૂત્તર જ રહેતા હતા અને બાલિકા પોતાની મેળે એકલી એકલી બોલ્યાં કરતી હતી. સામો જવાબ નહિ મળવાથી બાલિકા નિરાશ થતી નહિ, તે તો પોતાનો વૃત્તાંત એકસરખી રીતે ચલાવ્યે જ જતી ! કોઇ કોઈ વાર મહાદેવજી સાથે ઝગડો પણ કરી બેસતી હતી. ભાઈની સાથે ભગિની, પિતાની સાથે પુત્રી અને સ્વામીની સાથે સ્ત્રી જેવી રીતે ઝગડો કરે તેવી રીતે તે મહાદેવજીની સાથે ઝગડો કરતી. જ્યારે ઝગડો કરતી ત્યારે તે મહાદેવજીને બિલકુલ પ્રણામ કરતી નહીં પરન્તુ છેવટે ઝગડો કર્યા પછી હસતી હસતી તે સૂઇ જતી.

* * * * *

એક પ્રહર રાત્રી વ્યતીત થઇ ગઈ છે. પંચમીનો ક્ષીણ ચંદ્ર હજી ક્ષિતિજમાં જોવામાં આવે છે. વૃક્ષોનાં પત્રો અને શિવાલયની શ્વેત ધ્વજાપર હજી શુભ્ર ચંદ્રપ્રકાશ પડે છે. આકાશ નિર્મળ, તારાઓ તેજોમય, પૃથ્વી શાન્ત અને સઘળું સ્થિર ગંભીર દષ્ટિગોચર થાય છે.

અત્યારે મંદિરમાં સંન્યાસી બાવા નથી. તે સરસ્વતીને તીરે એક શિલાખંડ ઉપર સ્થિર–શાન્ત બેઠા છે. હાથમાં જપમાળા છે પણ તે જપ કરતા નથી. તેમની પાસે રેતી ઉપર એક યોદ્ધો ઊભો છે. સંન્યાસી બાવા તેની સાથે વાર્તાલાપ કરવામાં ગુંથાયા છે. એ યોદ્ધો બીજો કોઇ નહિ પણ ગુર્જરાધિપતિ **ભી**મદેવ પોતે જ છે.

**સં**ન્યાસીએ પ્રશ્ન કર્યોઃ “ **ભી**મદેવ ! અત્યારે રાજધાની છોડીને શા માટે આવ્યો છે ? ”

“ આપના દર્શનાર્થે જ આવ્યો છું. ” **ભી**મદેવે ઉત્તર આપ્યો.

“ આ સમયે અહીં ન આવ્યો હોત તો જ વધારે ઠીક હતું. ” **સં**ન્યાસીએ જણાવ્યું.

“ એમ કેમ ? અત્યારે અહીં આવવામાં શું કાંઈ ગેરલાભ સમાએલો છે ? ”

“ હા. જે સમયે મુસલમાનો તારા રાજ્ય ઉપર આક્રમણ કરવાને ચારે દિશાએ ભ્રમણ કરી રહ્યા છે, તે સમયે રાજધાનીનો ત્યાગ કરીને તું અહીં ન આવ્યો હોત તો જ વધારે ઠીક હતું. ”

"આપના કૃપાપ્રસાદથી હું મુસલમાનોથી ડરતો નથી." ભીમદેવે ક્ષત્રિયને છાજે તેવો ઉત્તર આપ્યો અને સંન્યાસી બાવાની સામે જોયાં કર્યું.

"જ્યારે શત્રુઓ ગાજતા હોય ત્યારે સાવધાન રહેવું એ વધારે સારૂં છે."

"હું સાવધાન અને નિશ્ચિંત જ છું. શત્રુ ભલેને અત્યારે જ સૈન્ય લેઇને ચડી આવે, હું તેની સામે થવાને તૈયાર બેઠો છું."

"ત્યારે શું કામ માટે અહીં આવ્યો છે?"

ભીમદેવ બોલ્યો: "એક બાબતમાં સલાહ લેવા આવ્યો છું."

"વારૂ, જે હોય તે કહે."

"બોલતાં મારી જીભ ઉપડતી નથી; આપ સઘળું જાણો છો."

"જીવનરાજની વાત કહે છે?"

"જી હા."

"કેમ? જીવનરાજની શી હકીકત છે?"

"મુસલમાનોની કેદમાં એ અજમેર ખાતે છે એ તો આપ જાણો છો. હાલમાં મેં એવી વાત સાંભળી છે કે તે મુસલમાનોની સાથે મળી ગયો છે, ગુજરાત ઉપર ચડાઈ લાવવામાં તે મુસલમાનોને મદદ કરવાનો છે અને મુસલમાનોએ તેને ગુજરાતનો રાજા બનાવવાની લાલચ આપી છે."

"જીવનરાજ જેવો દેશભક્ત, તારો ભાઈ કરતાં પણ અધિક એવો મિત્ર, અને સિદ્ધપુરના એક સ્વતંત્ર રાજાના જેટલા અધિકારવાળો એ ક્ષત્રિય યુવક મુસલમાનોની સાથે મળી જાય અને તારો વિનાશ કરવાને તત્પર થાય એમ માની શકાય નહિ."

"જીવનરાજ મુસલમાનોની કેદમાં જીવતો હોઇ શકે જ નહિ, છતાં તે કેદ થયો અને જીવતો રહ્યો; તેની જ રીતે આ નવીન અસંભવિત ઘટના પણ બની છે એવા મને ચોક્કસ ખબર મળ્યા છે."

"ભલે ત્યારે; એની મરજીમાં આવે તો તે તારી સામે થાય, તેમાં આપણને શી હરકત?"

"તે મારો દુશ્મન બનીને મારી સામે આવે, પણ હું તો મારા ભાઈથી પણ અધિક એ મિત્રની સામે શસ્ત્રાસ્ત્ર ધારણ કરીને ઊભો રહી શકીશ નહિ."

"તારી એવી લાગણી છે, તો તે પણ તારી સામે શસ્ત્રાસ્ત્ર ધરીને નહિ આવે."

"તે ભોળો છે, બાળકબુદ્ધિનો છે, મુસલમાનો તેને જેમ ચડાવશે તેમ તે ચડશે."

'એ બાળકબુદ્ધિનો છે અને તું પ્રૌઢ બુદ્ધિનો છે તેથી તું એમ માને છે કે એ મિત્ર તારા આખા દેશ કરતાં પણ વધારે મોટો છે! લાખો પ્રજાજનોનાં સુખદુ:ખની ચિન્તા કરતાં તારા મિત્રના ઇષ્ટાનિષ્ટની ચિન્તા તને વિશેષ પ્રિય અને વિશેષ ગૌરવાત્મક લાગે છે, કેમ ?! ત્યારે તો, વ્રત-પ્રતિજ્ઞાનો ત્યાગ કરીને મુસલમાનોના હાથમાં રાજ્ય સોંપી દે અને પ્રજાનાં સુખ-દુ:ખ તથા દેશની સ્વતંત્રતાને જળમાં ડૂબાવી દઇને દેશના ગળામાં પરાધી-નતાની બેડી જ પહેરાવી દે એટલે પત્યું!" સંન્યાસી બાવાએ ટોણો માર્યો.

"નહિ, ગુરૂજી! મારે હાથે તે પાપ તો નહિ થાય!"

"ત્યારે, યુધિષ્ઠિરને પણ ભાઇઓની સામે શસ્ત્રાસ્ત્ર ધારણ કરવાં પ-ડ્યાં હતાં એ શું તું ભૂલી જાય છે? દેશના રક્ષણ કરતાં મિત્રના રક્ષણને તું શું ચડીઆતું લેખે છે?"

"ના; પણ ભીમદેવ યુધિષ્ઠિર થઇ શકે તેમ નથી."

"ત્યારે હવે તારે શું કરવું છે?"

"એક વાર જીવનરાજને ચેતાવી દેવો જોઇએ કે મુસલમાનોએ તેને ખોટી લાલચોવડે ફસાવ્યો છે અને પોતાનું દેશભક્તિનું વ્રત ભૂલી જવાથી તે પાપમાં પડે છે."

"વારૂ, તેનો મેળાપ કયે સ્થળે થઇ શકશે?"

"હાલમાં તે અજમેરમાં છે; હું ત્યાં જઇશ અને તેને ચેતાવીશ."

"નહિ, શત્રુના નગરમાં તારે જવું ઉચિત નથી."

"ત્યારે હું શું કરૂં? મારો એ જમણો હાથ મારાથી દૂર થયો તેની મને કશી ચિન્તા નથી પરન્તુ તે મારા શત્રુ તરીકે મારી સામે ઊભો રહે તે મારાથી કેમ જોયું જાય સ્વામીજી? તે કરતાં તો હું જીવનરાજને મારૂં સઘળું રાજ્ય સોંપી દઉં અને હું આપની પાસે વટેશ્વરમાં આવીને રહું એ જ મને ઠીક લાગે છે. જીવનરાજ ગુજરાતનું રાજ્ય મેળવવા માટે મુ-સલમાનોનો મિત્ર બને છે તો હું પોતે જ તેને રાજ્ય આપી દઉં તે વધારે સારૂં કે જેથી તેની સામે શસ્ત્ર ઉંચકવાની મને જરૂર રહે નહિ."

"જીવનરાજ શું રાજ્યનું રક્ષણ કરી શકશે? તારામાં અને તેનામાં કેટલું કેટલું બળ છે તે હું સારી પેઠે જાણું છું."

"જીવનરાજ કાંઇ નિર્બળ નથી."

"એકલા બાહુબળથી કાંઈ દેશની રક્ષા થતી નથી. રાજ્ય ચલાવવામાં તો હૃદયની જરૂર છે. હૃદયબળવડે પ્રજાની પ્રીતિનું આકર્ષણ કરી શકે નહિ તે રાજ્ય ચલાવી શકે પણ નહિ. જે તારામાં છે તે જીવનરાજમાં નથી."

"મારામાં શું છે? હૃદય? અત્યારે શું મારામાં હૃદય છે?"

"હા, છે. મિત્રની સામે અસ્ત્ર શસ્ત્ર ધારણ કરવાની ના કહે છે તે જ હૃદય છે."

ક્ષણભર **ભીમ**દેવ નિરૂત્તર ઊભો રહ્યો અને પછી બોલ્યોઃ "ત્યારે એ હૃદય છતાં મારે શું જીવનરાજની સામે શસ્ત્ર ઉગામવું પડશે?"

**સંન્યાસી** બાવા શાન્ત ચિત્તે બોલ્યાઃ "ના; હું તેનો ઉપાય કરીશ; અત્યારે તો તું અહીંજ વિશ્રામ લે."

## પરિચ્છેદ ૨ જો.

### "મારૂં નામ વિશ્વમોહિની!"

**સંન્યાસી** બાવા તે શિલાખંડ ઉપર સ્થિર બેસી રહ્યા અને **ભીમ**દેવ શિવાલયમાં જઇને સૂઇ રહ્યો. બીજે દિવસે સ્હવારમાં ઉઠીને તેણે **સં**ન્યાસીની ખોળ કરવા માંડી. મંદિરની નિકટમાં કોઈ સ્થળે તેમનો સાક્ષાત્કાર થયો નહિ. તુરત જ તે **સરસ્વતી**ના તીર તરફ તેમની ખોળ કરવાને ચાલ્યો, પરન્તુ તે સ્થળે પણ **સં**ન્યાસીનું દર્શન થયું નહિ. છેવટે નિરાશ થઇને **ભીમ**દેવ શિવાલય તરફ પાછો ફરતો હતો એવામાં તેણે **સરસ્વતી**ના ઉપકંઠપરની રેતીમાં એક અપૂર્વ દૃશ્ય નીહાળ્યું. તેણે જોયું કે એક બાલિકા માટીના બનાવેલા મહાદેવની સમક્ષ નાના પ્રકારનાં નૈવેદ્ય ધરાવી રહી છે. પાંદડાં ઉપર રેતી અને પત્થરનાં નૈવેદ્યો ધરાવેલાં છે અને પોતે રેતીનું જ આસન બનાવીને તે ઉપર બેઠી છે.

**ભીમ**દેવ બાલિકાની પાસે આવીને ઊભો રહ્યો. બાલિકા તન્મય ચિત્તે પૂજા કરતી હોવાથી તેની નજર **ભીમ**દેવ તરફ ગઇ નહિ. **ભીમ**દેવ એકાગ્ર ચિત્તે બાલિકાને જોઈ રહ્યો. ઉષાની છટા બાલિકાના દેહ ઉપર વિરાજી રહી હતી. ક્ષણ પહેલાં કરેલા સ્નાનથી જળકણાચ્છાદિત કુન્તલ તેની પીઠ, બાહુ અને વક્ષને વીંટળાઈ રહ્યો છે. બાજુએ **સરસ્વતી** મન્દ મન્દ વહન કરી રહી છે. આસપાસ રેતીનો વિસ્તાર પડેલો છે. કોઈ પણ મનુષ્ય દૃષ્ટિગોચર થતું નથી. સર્વત્ર નીરવતા પ્રસરેલી છે. એ નીરવતાની મધ્યમાં તે બાલિકાની તેજસ્વી મૂર્તિ વિરાજી રહી છે. **ભીમ**દેવ એ મનોરમ દૃશ્યનું નેત્રવડે પાન કરતો સ્થિર થઇ ગયો.

સહસા બાલિકાએ પાછું વાળીને જોયું તો નજીક ઊભેલા **ભીમ**દેવને તેણે જોયો. તેની દિવ્ય કાન્તિ, વિશાળ દેહ, પ્રચંડ બાહુ સઘળું

બાલિકાની દૃષ્ટિએ પડ્યું. તેનું નખથી શિખા પર્યંત સંપૂર્ણતઃ નિરીક્ષણ કરીને બાલિકાએ વીણાનાદના સરખા મધુર કંઠે પ્રશ્ન કર્યો: "તમે કોઇ રાજા છો કે ?"

રાજા નિરૂત્તર રહ્યો. ઉત્તર નહિ મળવાથી બાલિકાએ ફરીથી પ્રશ્ન કર્યો: "તમે કોઇ રાજા છો કે ?"

ભીમદેવે ઉત્તર આપ્યો: "હા, હું રાજા ભીમદેવ છું."

બાલિકા બોલી: "પિતાજી પાસેથી મેં સાંભળ્યું છે કે તમે આવ્યા છો; આજસુધી મેં રાજાને જોયા નહોતા તે આજ જોયા."

ભીમદેવે પ્રશ્ન કર્યો: "તારા પિતાજી કોણ ?"

બાલિકાએ ઉત્તર આપ્યો: "કોણ કેમ ? પિતાજી તે મારા પિતાજી !"

"તારૂં નામ શું ?"

"મારૂં નામ વિશ્વમોહિની !"

"ખરેખર, તું વિશ્વમોહિની જ છે ! તારા દર્શનથી વિશ્વ મોહમુગ્ધ બની જાય તેવી તું એક વિશ્વમોહિની જ છે.

"ત્યારે બીજી પણ કોઈ વિશ્વમોહિની છે ખરી કે ?"

"હા છે. તારા સરખી જ આકર્ષણી શક્તિ વિશ્વમોહિની 'માયા'માં છે ખરી."

બાલિકા સાવસ્મય નયને રાજાના વદન તરફ નિહાળી રહી. રાજાએ પૂછ્યું: "તું અહીં રહી શું કરે છે, મોહિની ?"

"પૂજા કરૂં છું."

"મંદિરમાં જાગતા દેવ શ્રી વટેશ્વર મહાદેવ બિરાજે છે, છતાં તું માટીના બનાવેલા મહાદેવની પૂજા કેમ કરી રહી છે ?"

"એ મહાદેવ તો સૌ કોઈના–સૌએ એમની પૂજા તો કરે છે જ ને !"

"ત્યારે આ માટીના મહાદેવજી ?"

"એ મહાદેવજી મારા–મેં તેમને બતાવ્યા, હું તેમની પૂજા કરૂં છું અને હું જ તેમને જળમાં ડુબાવી દઈશ."

"વટેશ્વર મહાદેવની સમક્ષ અનેક પ્રકારનાં પકવાનો નૈવેદ્ય તરીકે લોકો ધરાવે છે, તારા આ મહાદેવને તું શું નૈવેદ્ય ધરાવે છે ?"

"મારી પાસે જે કાંઇ છે, તે હું ધરાવું છું."

"ત્યારે તું રહે છે ક્યાં ?"

ઉત્તરમાં બાલિકાએ મંદિર તરફ પોતાની આંગળી લંબાવી. ભીમદેવે પૂછ્યું: "તું શું મંદિરમાં રહે છે ?"

"મંદિરમાં પણ રહું છું અને અહીં પણ રહું છું."

"સંન્યાસી બાવા તારા પિતાજી થાય?"

"હા."

"તારો વિવાહ થયો છે?"

"વિવાહ કોને કહેવાય?" અને વિશ્વમોહિનીએ પ્રશ્ન કર્યો.

"તે પણ તું જાણતી નથી કે? વારૂ, કોઇના કંઠમાં તેં માળા અર્પણ કરી છે?"

"મહાદેવજીને હું અનેક વાર માળા પહેરાવી ચૂકી છું."

"અને કોઇ મનુષ્યને?"

"પિતાજીના કંઠમાં પણ હું ઘણી વાર માળા પહેરાવું છું."

બાલિકાના ચિત્તની સરલતા ઉપર ભીમદેવે મંદ સ્મિત કર્યું અને તેને કાંઇ પણ વિશેષ પ્રશ્ન કર્યો નહિ. બાળસૂર્યની હૃદયલીલાને તે આનંદપૂર્વક નીહાળી રહ્યો. ક્ષણવાર રહીને ધીમે પગલે તે મંદિરમાં પાછો ફર્યો.

મંદિરમાં આવીને જોયું તો જણાયું કે સંન્યાસી બાવા પૂજા કરવામાં ગુંથાયા હતા. ભીમદેવ સંન્યાસીની પાસે આવીને બેઠો. સંન્યાસીએ પ્રશ્ન કર્યો: "આટલો વખત તું ક્યાં હતો?"

"સરસ્વતીના તટપર હું આપની ખોળ કરવા ગયો હતો."

"શા વાસ્તે?"

"આપની અનુમતિ લીધા વિના ચાલ્યા જવું એ મને ઠીક ન લાગ્યું."

"નકામો વખત ગુમાવ્યો. હવે સત્વર રાજધાની તરફ પાછો ફર. સમય બારીક છે.

ભીમદેવ ઉઠ્યો નહિ. સંન્યાસીએ વિસ્મિત થઇને પ્રશ્ન કર્યો: "કાંઇ પૂછવાનું છે?"

ભીમદેવ ધીમે સ્વરે બોલ્યો: "હા છે,"

"શું છે? બોલ."

"સરસ્વતીને તીરે મેં એક અપૂર્વ બાલિકા જોઇ."

સંન્યાસીએ ઉત્તરમાં મસ્તક હલાવ્યું. ભીમદેવે આગળ ચલાવ્યું: "બાલિકા કેવળ સરળ હૃદયની અને પવિત્ર ચિત્તની છે." સંન્યાસીએ મૌન્ય ધારણ કર્યું. ભીમદેવ બોલ્યો: "અને તે અવિવાહિત છે." સંન્યાસીએ નેત્રો બંધ કર્યાં. ભીમદેવે પ્રશ્ન કર્યો: "એ બાલિકાનાં જાતિ-કુળ કશું આપના જાણવામાં છે?" સંન્યાસી બાવા તો સ્તબ્ધ સરખા બની ગયા.

ઉત્તરની રાહ જોતો ભીમદેવ સંન્યાસીના વદન સામે એકીદૃષ્ટે નીહાળી રહ્યો, પરન્તુ સંન્યાસીએ મૌન્ય જ રાખ્યું. તેમના કપાળપર કરચલીઓ પડવા લાગી અને નેત્રો આકસ્મિક ઉજ્જવળતાથી ચમકવા લાગ્યાં. થોડીએક ક્ષણો રહીને ધીરે ધીરે ઉત્તર આપ્યો: " બાલિકાનાં જાતિ કુળ જાણવામાં નથી."

" એ આપને ક્યાંથી મળી આવી છે ?"

" સરસ્વતીના જળમાંથી."

" કેટલા વખતથી એ આપના આશ્રય હેઠળ છે ?"

" આઠેક વર્ષથી."

" તેનાં માતાપિતાની કાંઇ ભાળ લાગી છે કે નહિ ?"

" ના."

ભીમદેવ ક્ષણભર નીરવ રહ્યો. એક રીતે તે ચિન્તાતુર હતો અને બીજી રીતે તે પરવશ હતો. થોડીવાર વિચાર કરીને તે ધીરે ધીરે બોલ્યો: " આપની પાસે મારે એક પ્રાર્થના કરવાની છે."

સંન્યાસીએ ગંભીર સ્વરે કહ્યું: " શું ?"

ભીમદેવે ઉત્તર આપ્યો:" એ વિશ્વમોહિનીની સાક્ષાત્ મૂર્તિની હું ભિક્ષા યાચું છું."

" તેને લેઇને તું શું કરીશ ?"

" જીવનરાજને આપીશ—તે અવિવાહિત છે."

સંન્યાસીના વદનપર છવાઇ ગએલી અપ્રસન્નતા થોડીએક ક્ષણોને માટે દૂર થઇ. મુખ પ્રફુલ્લ દેખાવા લાગ્યું, પરન્તુ તત્ક્ષણ તે પ્રફુલ્લતા પણ ઉડી ગઇ.—કોમળ કંઠે તેમણે કહ્યું: " જીવનરાજ હજી શત્રુની કેદમાં છે, અને તે મુક્ત થતાં પહેલાં તેના વિવાહની ચિન્તા તું શામાટે કરે છે ?"

" એને મુક્ત કરાવવાનું આપે માથે લીધું છે, ત્યારથી હું એને મુક્ત થએલો અને શત્રુ મટીને પુનઃ મારો મિત્ર થએલો જ જોઉં છું; અને તેથી આવું રત્ન તેને માટે મેળવી રાખવાની મને ઇચ્છા થઇ આવી છે."

" વત્સ ! તને નહિ આપવા જેવું મારી પાસે કાંઇ નથી, પરન્તુ બાલિકાનાં જાતિ કુળ જાણ્યા વિના તેને જીવનરાજ જેવા ક્ષત્રિયકુળભૂષણને સમર્પણ કરવી એ મને ઉચિત લાગતું નથી. કદાપિ ભૂલે ચૂકે તું એ બાલિકાને સ્પર્શ પણ કરતો નહિ—તેને અડકીશ પણ નહિ."

" તેનું કારણ શું ?"

"કારણ જાણવાની તારે કશી જરૂર નથી; માત્ર મારી આજ્ઞાને વિસરીશ નહિ."

એટલામાં રાજાના સેવકો ત્યાં આગળ ગુપ્ત વેશમાં આવી પહોંચ્યા. ભીમદેવ સંન્યાસી બાવાને નમન કરીને અશ્વારોહણ કરી સેવકોની સાથે ત્યાંથી પ્રસ્થાન કરી ગયો.

---

## પરિચ્છેદ ૩ જો.

---

### કૃષ્ણદાસને ઘેર.

પાટણના કિલ્લાથી થોડેક અંતરે—નગરના પાધરમાં જ રાધાકૃષ્ણનું એક ભવ્ય મંદિર આવી રહેલું છે. મંદિરની ચારે દિશાએ બીજાં કેટલાંક નાનાં મોટાં મંદિર આવેલાં છે. એક બાજુએ અતિથિશાળા છે, પશ્ચિમ દિશાએ ભોગમંદિર છે, પૂર્વ દિશામાં મંદિરમાં પ્રવેશ કરવાનું દ્વાર છે અને ઉત્તરમાં પૂજારીઓને રહેવા માટેનાં મકાનો આવી રહેલાં છે. પૂજારીઓમાંના કોઇ કોઈ પોતાના પુત્રપરિવારની સાથે તે સ્થળે નિવાસ કરે છે. મુખ્ય પૂજારી પચાસેક વર્ષની વયનો એક બ્રાહ્મણ છે અને તે અવિવાહિત છે. બીજો પૂજારી કૃષ્ણદાસ નામનો એક બ્રાહ્મણ છે. આ પૂજારીની સાથે આપણી કથાનો કેટલોક સંબંધ હોવાથી આપણને તેની સાથે પરિચય પાડવાની આવશ્યકતા છે.

કૃષ્ણદાસ રાધાકૃષ્ણના મંદિરની પાસેના પૂજારીઓના નિવાસ માટેનાં મકાનોમાંના એકમાં સપરિવાર રહેતો હતો. તેનું વય ચાળીસેક વર્ષનું હતું. મ્હોંપરથી દાઢીમૂછ કઢાવી નાંખવાની તેને ટેવ હતી. ગળામાં તે તુલસીની માળા પહેરતો, બે ભ્રમરની વચ્ચે નાનું ત્રિપુંડ્ર કરતો અને કપાળમાં ચંદન ચર્ચતો. કૃષ્ણદાસ મંદિરમાં પૂજાનું કામ સંભાળી લેતો પરન્તુ કોઇ વાર ભોગ ધરાવવા માટેની સામગ્રી તૈયાર કરવાનું માથે લેતો નહિ. તે બહુધા ગીતાપાઠ કરવામાં વખત ગાળતો કારણકે ગીતા-પાઠ કરનાર તરફ શ્રદ્ધાળુ ભક્તો પાઇ પૈસા ફેંકતા એ કૃષ્ણદાસ સારી પેઠે જાણતો હતો. સ્વાર્થ સાધવામાં કૃષ્ણદાસ હમેશાં વિહ્વળ રહેતો. કૃષ્ણ-દાસના કુટુંબમાં તેની સ્ત્રી અને એક પુત્રી હતી. જે ગૃહમાં તે પોતાના કુટુંબ સાથે નિવાસ કરતો હતો તે ગૃહ નદીથી બહુ દૂર નહોતું. ગૃહ પણ નાનું અને રંક દેખાવવાળું હતું. બે નાની ઇટ—માટીથી બાંધેલી ઓરડીઓ, એક રસોડું, ઓસરી અને થોડું આંગણું એટલો વિસ્તાર હતો.

રાત્રિનો એક પ્રહર થઇ ગયો છે. કૃષ્ણદાસ દીવો હોલવીને સૂઈ જવાની તૈયારી કરી રહ્યો છે, એટલામાં બહારથી કોઇએ બૂમ મારીઃ "કૃષ્ણદાસ !" કૃષ્ણદાસે ચમકીને ખડકી તરફ કાન માંડયા. ફરીથી બૂમ સંભળાઈ. "કૃષ્ણદાસ !" આ વખતે કૃષ્ણદાસનો સંદેહ દૂર થયો અને તે સમજ્યો કે પોતાને કોઇ બોલાવે છે. તત્ક્ષણ ખડકી ઉઘાડીને તે બહાર આવ્યો તો તેણે ખડકીની બહાર નૃસિંહ સ્વામીને ઊભેલા જોયા. કૃષ્ણદાસે સંન્યાસી બાવાનું સન્માન કરીને તેમને ઘરમાં લીધા.

સંન્યાસી બાવા એકલા આવ્યા નહોતા પણ તેમની સાથે એક બીજું જણ પણ હતું–વિશ્વમોહિની. સંન્યાસી બાવા તેને આટલે દૂર શામાટે લાવ્યા છે તે તે જાણતી નથી. જ્યારે વટેશ્વર છોડીને સંન્યાસી બાવાએ વિશ્વમોહિનીને પોતાની સાથે આવવા કહ્યું ત્યારે તે બિચારી રડવા લાગી ગઇ હતી. વટેશ્વર સિવાય બીજું કશું તેણે જોયું નહોતું અને જોયું હોય તોપણ અત્યારે તેને તેનું સ્મરણ નહોતું. વટેશ્વર તેનું ગૃહ હતું અને તે જ તેની પૃથ્વી પણ હતી. વટેશ્વર સિવાય બીજું કશું જોવાની તેને ઇચ્છા પણ નહોતી. વટેશ્વરનો ત્યાગ કરતાં તેનું હૃદય અત્યંત વ્યથા પામ્યું છે, તોપણ તે વ્યથાને અંતરમાં જ દબાવીને મોહિની ઉદાસ દૃષ્ટિથી ગામ–નદી–વન જોતી જોતી સંન્યાસીની સાથે આખો દિવસ ચાલતી અત્યારે અહીં આવી પહોંચી છે. દુઃખ અને વ્યથા એ શું કહેવાય તે મોહિની જાણતી નહોતી–આજે તે તેણે જાણ્યું.

સંન્યાસી બાવા આવ્યા છે એમ જાણતાં જ કૃષ્ણદાસની સ્ત્રી અને અને તેની પુત્રી બન્ને તેમની પાસે દોડી આવ્યાં. પુત્રીનું નામ રોહિણી હતું. રોહિણી સોળ વર્ષની સુંદરી હતી પરન્તુ બિચારી બાલ્ય વયમાં જ વિધવા થઇ હતી.

રોહિણીની મા બિચારી એક ભોળી સ્ત્રી હતી. પોતાનું કામ છોડીને પારકું કામ કરવામાં તેને વધારે આનંદ મળતો. સરળ અને ઉદાર મન, પારકું દુઃખ જોઇને પોતે દુઃખિત થવા જેટલી કોમળ લાગણી અને પરને અર્થે સ્વાર્થનો ત્યાગ, એ ગુણોએ રોહિણીની માતાને સંસારિણી હોવા છતાં સંન્યાસિની જ સિદ્ધ કરી હતી. કૃષ્ણદાસ પોતાની સ્ત્રીને સ્વાર્થ તરફ નજર રાખવાનું બહુએ સમજાવતો હતો, પરંતુ તેવી કશી વાત તેને ગમતી નહિ. પરનું દુઃખ જોઇને તેનું સુકોમળ હૃદય કંપી ઉઠતું હતું. કોઇ તેની પાસે અન્નની ભિક્ષા માંગતું તો તે પોતા માટે રાખેલું અન્ન તેને ભિક્ષામાં આપી દેતી અને પોતે આખો દિવસ ભૂખી છતાં આનંદી રહેતી. કોઇ વસ્ત્ર માં-

ગતું તો પોતે ફાટયાં તૂટયાં વસ્ત્રોથી પણ ચલાવી લેઇને તેને તે વસ્ત્ર આપતી. કોઇ પૈસા માંગતું તો પોતાની પાસે જે કાંઇ હોય તે તેને આપી દેતાં રોહિણીની મા સંકુચિત થતી નહિ. પડોશીને ત્યાં કોઇ માંદું પડતું તો તે તેને ત્યાં રાત દહાડો ગાળતી અને રોગીની સેવા–સુશ્રૂષા કરતી. કોઈના ઘરમાં માણસોની તાણને લીધે કામકાજની હરકત પડતી તો પોતે પોતાના ઘરનું કામ છોડીને પરઘેર કામ કરી આપવા ઉત્સાહભેર જતી.

કૃષ્ણદાસ પોતાની સ્ત્રીને ઘેલછા લાગી એમ સમજતો હતો અને એ ઘેલછા તેને પસંદ આવતી નહિ. કૃષ્ણદાસ સ્વભાવનો કૃપણ હતો. સ્ત્રી કોઇને પૈસો આપે અગર ચપટી આટો આપે તે કૃષ્ણદાસથી સહી શકાતું નહિ. આ કારણથી કોઇ કોઇ વાર તે સ્ત્રીની સાથે લડાઈ જગાવતો અને રોહિણી પણ પોતાની માના આવા પરોપકારી વર્તનને માટે તેને કોઇ કોઇ વાર ઠપકો આપતી. તે એ સઘળું સાંભળી રહેતી, પરન્તુ પોતાના કાર્યમાં કોઇ પણ રીતે વિરમતી નહિ. પારકી આંખમાં આંસુ જોતાં જ તેનાં નેત્રો પણ અશ્રુપૂર્ણ થઇ જતાં.

સંન્યાસી બાવા તેના તે સ્વભાવને સારી પેઠે જાણતા હતા, અને તેથી જ તેની સાથે મોહિનીને રાખવા માટે આજે તેને ત્યાં આવ્યા હતા. કૃષ્ણદાસે સંન્યાસી બાવાને વંદન કર્યું, રોહિણીએ આવીને વંદન કર્યું, પણ તેમના તરફ તેમણે નજર પણ કરી નહિ. જ્યારે રોહિણીની માએ આવીને તેમની સમક્ષ મસ્તક નમાવ્યું ત્યારે તેમણે કંપિત કંઠે જણાવ્યું: "આશીર્વાદ આપું છું, બ્હેન! કોઈ પણ રીતે વ્રતભ્રષ્ટ થઇશ નહિ."

રોહિણીની મા સંન્યાસી બાવાના કથનના તાત્પર્યને સમજી શકી નહિ. તે ફળની આશાથી કદાપિ કોઇના ઉપર ઉપકાર કરતી નહિ. ઉપકાર કરવામાં ધર્મ રહેલો છે એટલું પણ તે જાણતી નહિ. તેણે વિસ્મિત થઇને કહ્યું: "મેં તો કોઈ વ્રત લીધું નથી, બાવાજી!"

સંન્યાસીએ કહ્યું: "તેં જે વ્રત લીધું છે તેથી મોટું બીજું કોઇ પણ વ્રત આ જગતમાં નથી."

"પણ એવું તે કયું વ્રત મેં લીધું છે?"

"એ વ્રતનું પાલન કરવા છતાં તું તે વ્રતને જાણતી નથી, તેટલા માટે જ તું દેવી સ્વરૂપ છે, માતા!"

રોહિણીની મા કશું સમજી શકી નહિ. તે સવિસ્મય દૃષ્ટિથી સંન્યાસીના વદન તરફ નિહાળી રહી. સંન્યાસીએ કહ્યું: "હવે જે વાત હું અહ કહેવા આવ્યો છું તે વાત સાંભળ. આ એક અનાથ બાલિકા છે. ઇશ્વર

સિવાય બીજું કોઇ એ બાલિકાનું આપ્તજન નથી. તેનું નામ વિશ્વમોહિની છે પણ સામાન્ય રીતે મોહિની કહીને હું તેને બોલાવું છું. હાલમાં કેટલાક દિવસોને માટે મને વટેશ્વર છોડીને બીજે કોઇ સ્થળે જવાની જરૂર પડી છે અને મોહિનીને સાથે લેઇ જઇ શકાય તેમ નથી. જ્યાંસુધી હું પાછો ન ફરૂં ત્યાંસુધી એ બાલિકા તારી પાસે રહેશે. જ્યારે પાછો ફરીશ, ત્યારે હું તેને મારી સાથે પાછી લેઇ જઇશ."

કાંઈ પણ બોલ્યા વિના રોહિણીની મા સંન્યાસીના પગ પાસેથી ઉઠીને જ્યાં મોહિની ઊભી હતી ત્યાં ગઈ અને વિગલિત હૃદયે મોહિનીનું મસ્તક છાતી સરસું ચાંપીને બોલી: "બ્હેન ! તું અનાથ છે? આજથી તું મારી પુત્રી છે, હોં બ્હેન !"

કૃષ્ણદાસે સંન્યાસીને પૂછ્યું: "આપ કયે સ્થળે જવાના છો ?"

"ઘણું કરીને અજમેર." સંન્યાસીએ ઉત્તર આપ્યો.

કૃષ્ણદાસે ધાર્યું કે એટલે દૂરથી પાછા ફરતાં સંન્યાસીને બહુ વખત થશે અને તેટલા દિવસ સુધી મોહિનીને ખવરાવવું પડશે તો બહુ ખર્ચ થઈ જશે. સંન્યાસીની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાનું સાહસ તે કરી શકે તેમ નહોતું. મોહિનીને રાખ્યા વિના બીજો કશો ઉપાય નહિ હોવાથી તેણે પૂછ્યું: "આપને પાછા ફરતાં કેટલો વખત લાગવાનો સંભવ છે ?"

સંન્યાસીની સામે એક દીવીપર કોડીયામાં દીવો બળતો હતો, અને તેની સામે સંન્યાસીની દૃષ્ટિ સ્થિર બની ગઇ હતી, તેથી કૃષ્ણદાસનો પ્રશ્ન તેમના કાને પડ્યો કે નહિ તે બરાબર જોવામાં આવ્યું નહિ; પરન્તુ તેમણે તે પ્રશ્નનો કાંઇ પણ ઉત્તર નહિ આપતાં મોહિનીને કહ્યું: "મોહિની ! પુત્રી ! હું હવે જઉં છું. જેની પાસે હું તને મૂકી જઉં છું તેને તું માતારૂપ જ માનજે. હું થોડા જ વખતમાં પાછો ફરીને તને પાછી લેઇ જઇશ હોં !"

મોહિની ઉદાસ ચહેરે ચારે બાજુએ જોતી હતી અને ભ્રમિત બની ગયા સરખી જણાતી હતી. સંન્યાસીએ તેની રજા માંગી તે તેને વજ્રાઘાત સરખી ભયંકર લાગી. તે મંદ સ્વરે બોલી: "કેમ પિતાજી ! એટલી વારમાં તમે જશો ?"

સંન્યાસીએ તે સ્થળે વધારે વાર બેસવાનું હવે ઉચિત માન્યું નહિ. તત્ક્ષણ ઊભા થઇને ઉતાવળે પગલે ઘરમાંથી બહાર નીકળીને તે આંગણામાં આવીને ઊભા રહ્યા. સ્વલ્પ સમય આંગણામાં જ સ્થિર ઊભા રહીને આ-

કાશ તરફ નજર કરીને બોલ્યા: "નારાયણ! આ તેં શું કર્યું? જે આ જગતમાં સંન્યાસી છે, જેનું જગતમાં કોઈ પણ નથી તેનો પણ શું આ બાલિકા સર્વનાશ કરશે? આ વિષના અંકુરને–આ સર્વનાશી બાળાને મારી પાસે મોકલીને, જીવનના સંધ્યાકાળમાં શામાટે મને માયામાં ફસાવે છે, પ્રભુ?!"

એટલા ઉદ્‌ગાર સાથે સંન્યાસી બાવા ત્યાંથી ચાલ્યા ગયા. રોહિણીએ મોહિનીને પોતાની સાથે લેઈ જઇને બિછાનામાં સુવાડી. મોહિની કોઈ વાર રૂના કે કપડાના બિછાનામાં સૂઈ નથી, તેથી કોમળ શય્યામાં સુવાથી તેને શાન્તિ મળી નહિ. આખી રાત્રિ તેણે જાગરણમાં જ વ્યતીત કરી. પરોઢ થતાં રોહિણી જાગી. મોહિની તો જાગતી જ હતી. રોહિણીએ મોહિનીને પૂછયું: "બ્હેન મોહિની! તારૂં ઘર ક્યાં આવ્યું?"

"વટેશ્વરમાં."

"તારે મા છે કે?" રોહિણીએ બીજો પ્રશ્ન કર્યો.

"મને તેની ખબર નથી." મોહિનીએ જવાબ આપ્યો.

"અને પિતા?"

"છે."

"કોણ, સંન્યાસી બાવા કે?'

"હા."

"તે સિવાય બીજું કોઇ તારૂં છે?"

"હા, છે."

"કોણ?"

"વટેશ્વર."

"વટેશ્વર તો મહાદેવજીનું નામ છે. તે સિવાય બીજું કોઇ છે?"

"બીજું કોણ હોય?" સંસારનાં સંબંધીઓથી અનભિજ્ઞ બાલિકાએ પ્રશ્ન રૂપે જ ઉત્તર આપ્યો.

થોડી વારે બન્ને જણીઓ બહાર આવી. દિવસનું અજવાળું થઇ ગયું હતું. અજવાળામાં રોહિણીએ જોયું કે મોહિની અપૂર્વ સુંદર બાળા હતી. તેના રૂપની પાસે રોહિણી નિસ્તેજ–ફિક્કી દેખાવા લાગી. મોહિની સાથેની સરખામણીમાં પોતાને નિસ્તેજ જોઇને રોહિણી મરી ગયા જેવી ઉદાસ બની ગઇ.

* * * * *

આ નૂતન સ્થાનમાં આવવાથી મોહિનીને બહુ બહુ અડચણો પડવા લાગી. માણસોની વાતચીત, આચાર, વ્યવહાર એવું કાંઇ મોહિની સમજી શકતી નહિ અને તેથી રોહિણી તેની મશ્કરી કરતી તથા તેના તરફ જોઇને હસતી. સંસારમાં મનુષ્યો કેવી રીતે વસ્ત્રો પહેરતાં હશે અને કેવી રીતે વર્તતાં હશે તે મોહિનીએ કોઇ વાર જોયું નહોતું, તેથી તેવું કશું તેને આવડતું નહિ; રોહિણી તેને તેવું કાંઇ શીખવવા માંડતી તો મોહિનીને તે શીખવું ગમતું પણ નહિ! જે જે વસ્તુઓ તે આટલાં વર્ષો સુધી જોતી હતી તેમાંની કોઇ પણ વસ્તુ અહીં મોહિનીના જોવામાં આવતી નહોતી. અહીં રાધાકૃષ્ણ હતાં પણ તે કાંઇ વટેશ્વર નહોતા! સરસ્વતી પણ વહે છે, પરંતુ વટેશ્વર આગળનો તટ કે આરો કશું અહીં નથી. નવા નવા લોકો, નવાં દૃશ્યો અને નવા આચાર વ્યવહારથી મોહિનીના અંતરમાં વિષાદ જ વિસ્તરેલો રહે છે! શાન્તિની ઇચ્છાથી તે આશ્રય શોધતી ફરે છે, પરન્તુ રોહિણીની મા તેને ક્ષણભર એકલી રહેવા દેતી નથી—એવા હેતુથી કે રખેને એકલી એકલી મુંઝાવાથી તે રડે અને દુઃખી થાય!

રોહિણીની મા મોહિનીને પોતાની પુત્રી કરતાં પણ અધિક રાખતી હતી. મોહિની પ્રકૃતિમાં બાળક જેવી સરલ હતી પરંતુ સ્વરૂપમાં વિશ્વવિમોહિની હતી. મોહિની ઉપર તેને બહુ હેત આવતું અને કોઇ વાર તે એવું ખુલ્લું બોલતી પણ ખરી કે 'મોહિની ઉપર જેને હેત ન આવે તે માણસ જ કહેવાય નહિ;' પરંતુ રોહિણીને તેના પર જરાએ હેત આવતું નહિ. ઘણી વાર તે તેની ઇર્ષ્યા કરતી, અને તેના પર ક્રોધ દર્શાવતી. રોહિણીના ક્રોધનું કારણ પણ હતું. રોહિણી કોઇ વાર તેને રમવા માટે બોલાવતી, ત્યારે તે તેના કહેવાની ઉપેક્ષા કરીને તેની મા પાસે રામાયણ કે મહાભારતની કથા સાંભળવા બેસી જતી. બપોરે રોહિણી ગાયને પાણી પાવા માટે નજીકના હવાડાપર જતી ત્યારે પોતાને સંગાથ થાય તે માટે તે મોહિનીને બોલાવતી, પણ મોહિની તેની સાથે બિલકુલ જતી નહિ અને ઘરમાં બેસીને ઠાકોરજીને પહેરાવવા માટે ફૂલની માળા ગુંથ્યા કરતી. કૃષ્ણદાસને ઘેર તુળસીનો એક રોપ હતો, અને તે સિવાય આંગણામાં ગુલાબના બે છોડ તથા થોડી જૂઇની વેલો હતી. આ છોડ વેલને પાણી પાવાનું કામ મોહિનીએ પોતાની મેળે જ ઉપાડી લીધું હતું કારણકે તે કામ તેને બહુ ગમતું હતું. દરેક છોડને પાણી સિંચ્યા પછી થોડીએક વખત તેને આનંદપૂર્ણ દૃષ્ટિથી જોતી. કાંઇ નવી કળીઓ ફૂટી છે કે નહિ, બાળ કુસુમ વિકસિત થયાં છે કે નહિ, લતાને ચડવા માટે

ખર આધાર મળે છે કે નહિ તે સઘળું તે વખતે જ તે તપાસતી. કોઈ કોઇ વાર તો ફૂલના રોપાને સંન્યાસી બાવા સંબંધી કાંઇ કાંઈ પ્રશ્નો પૂછવા પણ તે મંડી જતી ! કોઇ વાર જ્યારે દૃષ્ટિવિભ્રમથી તે એમ સમજતી કે પોતે વટેશ્વરમાં જ છે અને વટેશ્વરના ઉપવનમાંના છોડને જલસિંચન કરે છે, ત્યારે તે મહાદેવજીને સંબોધીને બોલતી: "વટેશ્વર મહાદેવ ! મારા પિતાજીને તમે લાવી આપો, મને તેમના વિના રહેવું ગમતું નથી. આટલા આટલા દિવસ સુધી તેમણે તમારી પૂજા કરી છે, છતાં તેમને માટે તમને શું કાંઇ લાગતું નથી ?"

મોહિની સંન્યાસી બાવાની ચિન્તામાં જ નિમગ્ન રહેતી અને રાત દહાડો રોહિણીની મા સાથે ચર્ચા કરતી. રોહિણીની માનું વર્તન જોઇને મોહિની પણ ભાણામાંથી કોઈ ગરીબ કે ભિખારીને ખાવાનું આપી દઇને પ્રસન્ન થતી તથા પરનું દુ:ખ જોઇને તે ટાળવા માટે યત્ન કરતી. પોતે એ સઘળું શામાટે કરે છે તે તે જાણતી નહોતી; માત્ર પોતાને તેમ કરવાથી આનંદ મળે છે એમ સમજીને જ તે કરતી.

મોહિની સ્હવારમાં વ્હેલી ઉઠીને રોહિણીની સાથે અથવા તો કોઇવાર પોતે એકલી સરસ્વતીમાં સ્નાન કરવા માટે નદીતીરે જતી. જ્યારે તે એકલી જતી ત્યારે નદીના તીરપર રેતીમાં બેસીને બે હાથ જોડી બોલતી: "હે દેવતા ! હે નદી ! તું મારા પિતાજીને સારી પેઠે ઓળખે છે. જે દેશમાં મારા પિતાજી ગયા છે તે દેશમાં શું તું નથી જતી ? જો જતી હોય તો તેમને તું કહેજે કે હું તારા તીરપર તેમની રાહ જોતી ઊભી રહી છું !" નદી કલ કલ શબ્દમાં શું બોલતી હશે તે મોહિની સમજી શકતી નહિ, છતાં એકાગ્ર દૃષ્ટિથી નદીના વહનમાં ઉદ્દ્ભૂત થતી વીચિમાલાને તે જોઈ રહેતી. કોઇવાર તે બોલતી: "બ્હેન સરિતા ! તું શું બોલે છે તે હું સમજી શકતી નથી, માટે મને તારી ભાષા શીખવ. પછી હું પણ તારી પેઠે વનની અંદર કલ કલ શબ્દ બોલતી ધીમે ધીમે ભ્રમણ કર્યા કરીશ. પછી જે સ્થળે જે કાંઈ હું શીખીશ તે સઘળું હું તારી જ મધુર ભાષામાં તીણો સ્વર કાઢીને ગાઇશ. માટે તારી ભાષા મને શીખવ, મારી બ્હેન !"

સ્નાન કરી રહ્યા પછી મોહિની માટી લેઇને તેના મહાદેવજી બનાવતી. મહાદેવજીને ફૂલ, અર્ધ્ય કશું નહિ આપતાં ફક્ત જળની પૂજા કરતી અને પૂજા કરી રહ્યા પછી મહાદેવજીને પ્રણામ કરીને બોલતી: "મહાદેવજી !

મારા પિતાજીને લાવી આપો. મને બીજું કશું જોઇતું નથી—તમારી પણ મને જરૂર નથી, તમે ફક્ત મારા પિતાજીને લાવી આપો.”

મોહિની પૂજા કરી રહ્યા પછી નદીના તટપર આવેલા જંગલમાં પ્રવેશ કરતી, અને વનેવન ભટકીને નાના પ્રકારનાં વનફૂલ એકઠાં કરી ઘેર પાછી ફરતી. જે જે અવનવાં ફૂલ રોહિણીએ કોઈ વાર પણ જોયાં નહોતાં તેવાં ફૂલ લાવીને મોહિની તેની માળા ગુંથતી. બરાબર ધ્યાનપૂર્વક સુંદર માળા ગુંથીને ઠાકોરજીને પહેરાવવા માટે તે મંદિરમાં મોકલી આપતી. મોહિની પોતે કોઈ વાર મંદિરમાં જતી નહિ, ત્યાં જવાનું તેને ગમતું પણ નહિ. જ્યાં જનતા કે કોલાહલ હોય ત્યાં જવાનું મોહિનીને રૂચતું નહિ. તે તો શાન્ત એકાન્ત સ્થળમાં જ સમય ગાળવાનું પસંદ કરતી.

સરિતાતટે રેતીમાં દોડાદોડી કરવામાં, જંગલમાંથી ફૂલ એકઠાં કરવામાં અને પર્વતની ગુફામાં જઇને ચિત્કાર કરી તેનો પ્રતિધ્વનિ સાંભળવામાં મોહિનીને અત્યંત આનંદ મળતો. તેને કોઇ સંગાથી કે મિત્રની જરૂર પડતી નહિ. આકાશ, સરિતા, પૃથ્વી, પુષ્પ, રેતી ઇત્યાદિ તેનાં સંગાથી તથા મિત્રરૂપ જ હતાં. એ સઘળાં મિત્રોના સહવાસમાં દિવસ ગાળવાનું મોહિનીને બહુ જ ગમતું. એ સઘળાં મિત્રોને છોડીને લોકસમૂહમાં આવવાથી મોહિની પોતાને મોટા કષ્ટમાં આવી પડેલી સમજતી હતી. ચોપાસથી દિવાલોથી ઘેરાએલા ઘરમાં શયન કરવા કરતાં હજારો છિદ્રવાળી પર્ણકુટીમાં ઉઘાડા પડયા રહેવાનું તે વધારે ઇચ્છતી હતી. રોહિણીની મા મોહિનીના છૂટા કેશકલાપમાં તેલ ઘાલીને તે ગુંથતી ત્યારે મોહિનીને એવું લાગતું કે 'જાણે પોતાના માથાપર મોટો પહાડ મૂક્યો હોયની ! આથી તે ઘરમાં જઇને પુનઃ કેશગુચ્છને છૂટો કરી નાંખતી. રોહિણીની મા મોહિનીના હાથમાં ચૂડી પહેરાવતી ત્યારે પોતે શૃંખલાબદ્ધ થઇ હોય એવું તેને લાગતું ! હાથમાં પહેરેલી ચૂડી કાઢી નાંખવાનું પણ તેને ફાવતું નહિ, તેથી તે પત્થરવડે ચૂડીને ભાંગી નાંખતી અને પુનઃ શૃંખલામુક્ત બનતી ! મોહિનીને વસ્ત્રો પહેરતાં આવડતું નહિ તે રોહિણીની માએ તેને શીખવ્યું. શિવસ્તોત્ર વિના બીજું કશું ગાયન કે ગીત મોહિનીને આવડતું નહિ, તેથી રોહિણીની માએ તેના કર્ણપુટમાં મધુર સંગીત રેડયું અને ધીમે ધીમે તેના કંઠમાં પણ તે સંગીત ઉતાર્યું. રોહિણીના હાવભાવ કે નેત્રવિલાસ કશું મોહિની સમજતી નહિ, માત્ર તે વિસ્મિત નયને એ સઘળું જોઈ રહેતી. એ પ્રમાણે આ નવા દેશમાં અને લોકસમૂહમાં આવીને મોહિની વિપણ્ણ અન્તરે દિવસ ગાળવા લાગી.

---

## પરિચ્છેદ ૪ થો.

---

### ઠાકોરજીની આરતી.

એક વાર સાંજે રોહિણીએ મોહિનીની પાસે આવીને કહ્યું: "ચાલ ઠાકોરજીની આરતી જોવા આવે છે?"

મોહિનીએ કહ્યું: "ક્યા ઠાકોરજી?"

"ક્યા ઠાકોરજી કેમ વળી? આ આપણા રાધાકૃષ્ણના મંદિરના ઠાકોરજી."

"ના, ત્યાં તો હું નહિ આવું."

"કેમ?"

"ત્યાં બહુ લોકો એકઠા થાય છે, અને એવે સ્થળે જવાનું મને ગમતું નથી."

"કેમ ગમતું નથી?"

"તે હું સમજતી નથી."

"પણ અત્યારે તો ચાલ, આરતીનાં દર્શન કરી આવીએ. આજ મંદિરમાં રાજા–રાણી આવવાનાં એટલે આરતીનો ઠાઠ સારો થશે."

બન્ને જણીઓ ઉઠી અને એક બીજાનો હાથ પકડીને મંદિર તરફ ચાલી. અત્યારે સાંજ પડી ગઈ છે પરન્તુ હજી અધારૂં થયું નથી. પક્ષીઓ નીરવ થઇને વૃક્ષો ઉપર વિરામ લઇ રહ્યાં છે. જનતા સ્તબ્ધ બની ગઇ ભાસે છે, પરન્તુ એક પ્રકારનો નવીન કોલાહલ જન્મ પામેલો જોવામાં આવે છે. આવા સંધ્યા સમયે રોહિણી ધીમું ધીમું ગીત ગાતી મંદિર તરફ જતી હતી અને મોહિનીને ગાવાનું આવડતું નહિ હોવાથી તે રોહિણીનું ગીત સાંભળતી સાંભળતી જતી હતી. મંદિરના દ્વારમંડપમાં પેસતાં જ રોહિણીનું ગીત અટક્યું. મંદિરના દ્વારમાં આવતાં જ મોહિનીએ જોયું કે સેંકડો સ્ત્રીઓનાં ટોળાં મંદિર તરફ ચાલ્યાં આવે છે. દ્વારમંડપની બાજુએ તે વખતે નોબત વાગતી હતી અને જૂદા જૂદા પ્રકારની રાગિણીઓ તેમાં ઉતારવામાં આવતી હતી. શરૂઆતમાં કામોદી, શ્યામ ઇત્યાદિ ધીરી રાગિણીઓ ચાલતી હતી, પછી ધીમે ધીમે સૂર ચડાવીને કલ્યાણ અને ભૂપાલીનો પ્રયોગ ચાલ્યો અને જેમ જેમ રાત્રિનો અંધકાર વ્યાપતો ગયો તેમ તેમ કાનરો, બિહાગ અને છેવટે સોહિણી ગવાઇ. સંધ્યા વ્યતીત થઇ ગઇ અને રાત્રિનો ઘોર

અંધકાર જામવા લાગ્યો પરન્તુ હજી રાજા–રાણી મંદિરમાં આવ્યાં નહોતાં. સૌ કોઇ ઉત્સુક બનીને તેમની માર્ગપ્રતીક્ષા કરી રહ્યાં છે. પરિચારકો ઘંટ, શંખ, છડી વગેરે સાથે રાજા–રાણીની જ રાહ જોઇ રહ્યાં છે. બ્રાહ્મણો તથા પંડિતો પુષ્પમાળા સાથે દ્વારમંડપમાં જ પ્રતીક્ષા કરતા ઊભા છે, પરન્તુ હજી રાજા–રાણીનું દર્શન થતું નથી.

આરતીનો સમય વ્યતીત થઇ જતો જોઇને મંદિરના મુખ્ય પૂજારીએ આજ્ઞા કરી કે "આરતીનો આરંભ કરો."

આ આજ્ઞાનું પાલન કરતાં બીજા પૂજારીઓ સંકુચિત થવા લાગ્યા. કૃષ્ણદાસના હાથમાં આરતીનો દીપક હતો, તે બોલ્યો: "રાજા–રાણી આવ્યા પહેલાં આરતીનો આરંભ કરી શકાય નહિ."

મુખ્ય પૂજારીએ તેનો સામો ઉત્તર ન વાળતાં દીપક પોતાના હાથમાં લીધો એટલે બીજા પૂજારીઓએ પણ આરતીનો આરંભ કર્યો. ઘંટ શંખનો ઘોર ધ્વનિ પણ ચાલુ થયો. કૃષ્ણદાસ દૂર ઊભો ઊભો આરતી જોવા લાગ્યો. આરતી લગભગ પૂરી થવા આવી એટલામાં રાજા–રાણી પાલખીમાં બેસીને મંદિરમાં આવી પહોંચ્યાં. લોકોએ માર્ગ કરી આપ્યો કે તુરત જ રાજા–રાણી મંદિરમાં દાખલ થયાં.

પૂજારીઓ સિવાય મંદિરમાં અન્ય કોઇ પુરુષો નહોતા, એટલે આખું મંદિર સ્ત્રીઓથી જ ભરેલું હતું. રાજા–રાણી કોઇની સાથે કાંઇ પણ વાતચીત નહિ કરતાં એક સ્થાને મૌન ઊભાં રહ્યાં. મુખ્ય પૂજારી એકાગ્ર ચિત્તે આરતી ઉતારવામાં નિમગ્ન હતો. રાજા આવ્યા છે એમ જાણ્યા છતાં તેણે રાજા તરફ દૃષ્ટિ કરી નહિ. કૃષ્ણદાસ આ પ્રસંગનો લાભ લેઇને રાજાની બાજુએ આવીને ઊભો રહ્યો, પણ રાજાની દૃષ્ટિ તેના પર પડી નહિ.

આરતી સમાપ્ત થતાં સૌ ઠાકોરજીને દંડવત્ પ્રણામ કરવા લાગ્યાં. રાજા–રાણીએ પણ સાષ્ટાંગ પ્રણામ કર્યા. રાજાએ પ્રણામ કરીને ઊભા થઇને જોયું તો જણાયું કે બાજુમાં કૃષ્ણદાસ ઊભો હતો. રાજાએ પૂછ્યું: "પૂજારીજી! તમે કેમ આરતી ઉતારવામાં દેખાયા નહિ?"

કૃષ્ણદાસે ઉત્તર આપ્યો: "મહારાજ! આપ આવ્યા નહોતા તેથી ત્યાંસુધી ઠાકોરજીની આરતી ઉતારવાની મારી ઇચ્છા નહોતી, પણ મુખ્ય પૂજારીએ મારૂં કહ્યું માન્યું નહિ અને એકદમ મારા હાથમાંથી દીપક ખૂંચી લેઇને આરતીનો પ્રારંભ કરી દીધો."

રાજાની ભ્રકુટી જરા ચડેલી દેખાઇ, કિન્તુ કાંઇ શબ્દનો ઉચ્ચાર કર્યો નહિ. કૃષ્ણદાસ રાજાના અંતરનો ભાવ સમજી શક્યો નહિ. તે એમ મા-

નવા લાગ્યો કે હવે મુખ્ય પૂજારીને રાજાજી મંદિરમાંથી પદભ્રષ્ટ કરશે અને પોતાને તેની જગ્યા મળવા પામશે. આથી તેની આશા અને સ્પર્દ્ધા વધવા લાગી.

રાણીની બાજુએ મોહિની અને રોહિણી ઊભી હતી. રાજાની દૃષ્ટિ સહસા તે તરફ પડી. દૃષ્ટિ જતાં જ રાજાએ મોહિનીને ઓળખી કાઢી. તેને ઓળખતાં જ રાજા તેની સમીપ ગયો. કૃષ્ણદાસ પણ મોહિની અને રોહિણીની નજીક આવીને ઊભો રહ્યો. તેની ઇચ્છા તે બાલિકાઓની અને છેવટે પોતાની ઓળખાણ આપવાની હતી. એ જ ક્ષણે મુખ્ય પૂજારીએ બૂમ મારી: "કૃષ્ણદાસ!" કૃષ્ણદાસે ફરીને જોયું પણ તે ત્યાંથી ખસ્યો નહિ. પૂજારીએ ફરીથી બૂમ મારી: "કૃષ્ણદાસ! જળપાત્ર લાવ." છતાં પણ કૃષ્ણદાસ ત્યાંથી ન જ ખસ્યો અને રાજાના વદન સામે નજર કરી રહ્યો. રાજાએ ભ્રકુટી ચડાવી છતાં કૃષ્ણદાસ કિંકર્તવ્યવિમૂઢ બનીને સ્થિર જ ઊભો રહ્યો. રાજાએ કહ્યું: "મંદિરના કામની પણ તમે કેમ અવગણના કરો છો?"

કૃષ્ણદાસ સામો ઉત્તર આપી શક્યો નહિ અને ઉતાવળે પગલે જળ-પાત્ર લાવવા માટે ત્યાંથી ચાલ્યો ગયો. જ્યારે તે ત્યાંથી ચાલ્યો ગયો ત્યારે રાજાએ મોહિની તરફ નજર કરી અને તેને પૂછ્યું: "મોહિની! તું અહીં ક્યાંથી?"

મોહિનીએ જવાબ આપ્યો: "આરતીનાં દર્શન કરવા આવી છું."

"સંન્યાસી બાવા ક્યાં છે?"

"મને ખબર નથી."

"અહીં તું કોને ત્યાં રહે છે?" રાજાએ પ્રશ્ન કર્યો.

મોહિનીએ રોહિણી તરફ મ્હોં કરીને પોતે તેને ત્યાં રહેતી હોવાનું સૂચન કર્યું. શું ઉત્તર આપવો તે તે સમજી શકી નહિ. રોહિણીએ તે વખતે મોહિનીને સાહાય્ય કરવાના હેતુથી અથવા તો રાજાની સાથે કાંઇ વાતચીત કરવાની આશાથી કહ્યું: "મોહિની બ્હેન અમારે ઘેર રહે છે."

ભીમદેવ કશું સમજી શક્યો નહિ, તેમ જ તે રોહિણીને ઓળખી શક્યો પણ નહિ. ફરીથી તેણે મોહિનીને પૂછ્યું: "સંન્યાસી બાવા તને એમને ઘેર મૂકી ગયા છે?"

"હા." મોહિનીએ ઉત્તર આપ્યો.

"વટેશ્વર છોડીને અહીં આવ્યાને કેટલા દિવસ થયા?"

"ઘણા દિવસ થઇ ગયા."

રાણી લીલાદેવી આ બધો વખત મૌન રહી રહી વિમુગ્ધ નયને મોહિનીના વદન તરફ દૃષ્ટિને સ્થિર રાખી રહી હતી, જાણે કે તે કોઇ સ્વપ્ન જોઈ રહી હોયની! તેને એવું ભાસતું હતું કે પોતે મોહિનીને કોઇ સ્થળે જોઇ છે. તે વદન તરફ જ્યાંસુધી તેણે જોયાં કર્યું ત્યાંસુધી તેને એમ જ લાગ્યાં કર્યું કે એ જ વદન અને એ જ વ્યક્તિને પોતે પૂર્વે કોઈવાર જોઈ છે—તે અપરિચિત નથી, પરન્તુ ક્યાં જોઇ છે તેનું તેને સ્મરણ થતું નહોતું! છેવટે હતાશ થઇને તેણે ભીમદેવને પૂછ્યુંઃ "મહારાજ! એ બાલિકા કોણ છે?"

રાજાએ ઉત્તર આપ્યોઃ "તે કોણ છે તે હું જાણતો નથી."

રાણીએ કહ્યુંઃ "પૂર્વે કોઈ વાર એ બાલિકાને તમે કોઇ સ્થળે જોઈ છે?"

"વટેશ્વરમાં—નૃસિંહ સ્વામીના આશ્રમમાં જોઇ હતી."

"બાલિકા પોતાની કાંઇ ઓળખાણ આપે છે?"

"પોતે કોણ છે તે તે બાલિકા પોતે પણ જાણતી નથી." રાજાએ રાણીને વધારે હતાશ કરી.

"જરા પૂછું તો ખરી, તે કાંઈ કહી શકે છે." એમ કહીને રાણીએ મોહિનીને કેટલાક પ્રશ્નો કર્યા પરન્તુ તેના ઉત્તરોમાંથી કશી માહિતી મળી શકી નહિ. ક્ષણ વાર રહીને રાણીએ ધીરે ધીરે કહ્યુંઃ "છોકરી બહુ શાણી છે. પાસે રાખવા જેવી છે."

રાણીના શબ્દો રાજાને કાને ગયા. રાજાએ કહ્યુંઃ "તારી ઇચ્છા હોય તો ભલે, તેને સાથે લેઇ લે."

પોતે એ શબ્દો બોલી રહ્યો તે પહેલાં ભીમદેવને સહસા એક બીજી વાતનું સ્મરણ થઇ આવ્યું. સંન્યાસી બાવાએ કહ્યું હતું કે "બાલિકાનો સ્પર્શ પણ કરીશ નહિ" એ શબ્દો તેને એ સમયે સાંભર્યા, અને તુરત જ તેણે પુનઃ કહ્યુંઃ "ના, તે છોકરીને સાથે લેવી નથી."

ઉપરાસાપરી બે પ્રકારના શબ્દો સ્વામીના મુખમાંથી નીકળેલા સાંભળીને રાણીએ વિસ્મિત થતાં પૂછ્યુંઃ "સાથે લેવામાં શું વાંધો છે, નાથ?"

"સંન્યાસી બાવા જ્યાં મોહિનીને રાખી ગયા છે ત્યાં જ તે ભલે રહે." ભીમદેવે સ્વસ્થપણે કહ્યું.

"કેમ? મોહિની મારી પાસે રહેશે તેથી શું તે જળવાશે નહિ?"

રાજાએ કહ્યુંઃ "જાળવવા સંબંધી કશો પ્રશ્ન નથી, પરન્તુ જ્યારે એ બાલિકાને સંન્યાસી બાવા તારી કે મારી પાસે નહિ મૂકી જતાં અન્ય

સ્થળે જ મૂકી ગયા છે, ત્યારે તેમાં કાંઈ ગંભીર રહસ્ય સમાએલું હોવું જોઈએ. એ રહસ્યમાં આપણે અંતરાયભૂત શામાટે થવું જોઇએ ?"

રાણીએ કશો ઉત્તર આપ્યો નહિ, પરન્તુ તેનું ચિત્ત કાંઇક ઉદાસ જણાયું ખરૂં. ભીમદેવ તેના ઉદાસ વદનને જોતાં જ જરાએ વિલમ્બ કર્યા સિવાય રાણીની સાથે મંદિરનો ઉતાવળે ત્યાગ કરી ગયો.

---

## પરિચ્છેદ ૫ મો.

---

### ચિન્તાકુલ કૃષ્ણદાસ.

કૃષ્ણદાસે ફરીને જોયું તો માલૂમ પડ્યું કે રાજા અને રાણી મંદિરમાંથી ચાલ્યાં ગયાં છે. કૃષ્ણદાસ મોહિની અને રોહિણીને સાથે લેઇને ઘર તરફ પાછો ફર્યો. મોહિની આગળ આગળ ચાલવા લાગી અને પિતાપુત્રી પાછળ ધીમે ધીમે વાતચીત કરતાં ચાલવા લાગ્યાં.

મોહિનીના સંબંધમાં રાજા અને રાણીની વચ્ચે શી વાતચીત થઈ તે જાણવાને માટે કૃષ્ણદાસ વ્યાકુળ થઈ ગયો હતો. કૃષ્ણદાસ એટલો અધીર સ્વભાવનો હતો કે તેનાથી જરા પણ કાળ વિલમ્બ સહન કરી શકાતો નહિ. તેણે માર્ગમાં જ રોહિણીને તે સંબંધી વાત પૂછવા માંડી અને રોહિણીએ જે સઘળું સાંભળ્યું હતું તે કહી બતાવ્યું; તેમજ વાતમાં રંગ ચડાવીને પોતે જે કાંઇ સાંભળ્યું નહોતું તેવું પણ કેટલુંક પિતાને કહ્યું. એટલી વાત સાંભળવાથી કૃષ્ણદાસ તૃપ્ત થયો નહિ. તે વારંવાર રોહિણીને એકનો એક પ્રશ્ન પૂછવા લાગ્યો. જ્યારે તેની કુતૂહલ જાણવાની વૃત્તિ કાંઈક અંશે શાન્ત થઇ ત્યારે તેણે રોહિણીને પૂછ્યું: "મોહિની હાલમાં ક્યાં રહે છે તે તેં રાજાને કહ્યું છે કે ?"

"હા, કહ્યું છે કે તે અમારે ત્યાં રહે છે."

"પણ તને કોણ ઓળખે છે? મારૂં નામ તેં રાજાને કહ્યું હતું ?"

"ના; પૂછ્યા ગાછ્યા વિના તમારૂં નામ એકદમ કેમ કહી દેવાય ?"

"એમાં શું ? સાથે સાથે મારૂં નામ પણ બોલી જવું'તું ! મૂર્ખી ! એટલું ડહાપણ પણ તને સૂઝ્યું નહિ કે ?" કૃષ્ણદાસ રોહિણી ઉપર કાંઈક ચ્હીડાએલો દેખાયો.

રોહિણી પોતાને ભારે ચતુર અને ચંચળ માનતી હતી અને વસ્તુતઃ તે હુશીયાર પણ હતી, પરન્તુ પિતાના મનનો વિચાર તે જાણતી નહોતી

તેથી તેણે રાજાને પોતાની વિશેષ ઓળખાણ આપવાની અગત્ય માની ન-હોતી. છતાં પિતાને આશ્વાસન આપતી તે બોલી: "તમે નિશ્ચિંત રહો બાપા! રાણી માતા તમારૂં નામ જાણે છે, અને મોહિની ઉપર રાણી માતાનું મન એટલું તો ચોંટી ગયું છે કે આજ રાત્રે તે મોહિનીની ભાળ કાઢવા માટે માણસ મોકલ્યા વિના નહિ રહે."

કૃષ્ણદાસે ઉત્સુકતાભર્યા હૃદયથી પૂછ્યું: "સાચું જ કહે છે શું? રાણી માતા કાંઇ બોલ્યાં'તાં ખરાં?"

રોહિણી બોલી: "વળી વધારે શું બોલવાનું હતું? જે બોલ્યાં'તાં તે ઠીક જ હતું."

"હેં, રોહિણી! શું બોલ્યાં'તાં? કહેને, શું બોલ્યાં'તાં?" અધીરો પિતા બોલ્યો.

રોહિણીએ આજુબાજુ જોયું અને મોહિનીને દૂર ચાલી ગએલી જોતાં પિતાને આસ્તેથી કહ્યું: "રાણી માતાએ એવું કહ્યું'તું કે ગમે તેમ કરીને હું મોહિનીને મારી પાસે બોલાવીશ."

"હં, હં; પછી રાજાજી શું બોલ્યા?"

"રાજાજી કાંઇ બોલ્યા નહિ. પછી તે રાણીજીને સાથે લેઇને મંદિરમાંથી ચાલ્યા ગયા." રોહિણીએ જણાવ્યું.

એટલામાં ઘર આવ્યું એટલે પિતા પુત્રીની વાતચીત એટલેથી જ અ-ટકી ગઇ. કૃષ્ણદાસ હવે વધારે ચિન્તાકુલ થયો. ઉતાવળે ઉતાવળે રાત્રિ-ભોજન કરી લેઇને તે બિછાનામાં પડ્યો, પણ ઉંઘ આવી નહિ. બિછા-નામાં પડ્યાં પડ્યાં તેણે પોતાનો વિચાર નક્કી કર્યો કે મોહિનીને રાણીને વેચાતી આપી દેવી. મૂલ્ય શું લેવું તેનો વિચાર પણ તેણે કર્યો, તથાપિ મોહિનીના બદલામાં પોતાને મંદિરના મુખ્ય પૂજારીની જગ્યા મળી જાય તો તેને મન તેટલાથી સંતોષ હતો. હવે મોહિનીને કેવી રીતે વેચી દેવી તે સંબંધી તે કશો નિર્ણય કરી શક્યો નહિ, કારણકે તેમાં તેને પોતાની સ્ત્રી તરફનો તેમ જ સંન્યાસી બાવા તરફનો ભય હતો. જો રાણી પોતે મોહિનીને બોલાવે તો વધારે સારૂં એવું તેણે ધાર્યું, કારણકે રાજાના આ-ગળ તેની સ્ત્રીનું કે સંન્યાસી બાવાનું તર્જનગર્જન કશા કામમાં આવી શકે નહિ એવું કૃષ્ણદાસ માનતો હતો. પણ મોહિની ક્યાં છે તે રાણીના જા-ણવામાં ન હોય તો? આ પ્રશ્ને કૃષ્ણદાસને અત્યંત ચિન્તાકુલ કર્યો.

એકાએક કૃષ્ણદાસના મનમાં આવ્યું કે અત્યારે મોહિનીને ખોળવાને રાણી તરફથી માણસો છૂટી ચૂક્યાં હશે. એ વાત મનમાં આવતાં જ વધુ

વિચાર કર્યા વિના તે ઉઠયો અને ઘરમાંથી બહાર નીકળી, આંગણામાં થઇ ખડકી ઉઘાડીને બહાર આવી ઊભો. મધ્યરાત્રિ થવાને હજી થોડી વાર હતી. ચારે દિશાએ કાળો અંધકાર વ્યાપી રહ્યો હતો. એ અંધકારમાં કોઇ પણ માણસ કૃષ્ણદાસના જોવામાં આવ્યું નહિ. બારણામાં થોડી વાર સુધી તે ઊભો રહ્યો. છેવટે તેને એવો વિચાર સૂજ્યો કે રાણીનો માણસ ખોળ કરવા નીકળ્યો હશે તે મારૂં ઘર ક્યાં આવ્યું તે જાણતો નહિ હોય તેથી હજીસુધી તે આવી પહોંચ્યો જણાતો નથી! આથી પોતાને ઓળખાવવા માટે કૃષ્ણદાસે વારંવાર ખોંખારા કરવા માંડ્યા. એકાદ બે પળ જાય કે તુરત જ તે ખોંખારો કરે. એક ઘડીમાં બસો-ચારસો ખોખારાનો પણ હિસાબ રહ્યો નહિ! બિચારૂં ગળું પણ સુકાવા લાગ્યું છતાં કૃષ્ણદાસે તેને આરામ આપવાનો વિચાર સરખોએ કર્યો નહિ. કેટલીક વારે દૂરના અંધકારમાં કોઇ કાળી આકૃતિ કૃષ્ણદાસે શોધી કાઢી! તેણે ધાર્યું કે તે માણસ અવશ્ય પોતાને ત્યાં જ આવતો હોવો જોઇએ અને તે રાણી તરફનો માણસ જ હોવો જોઇએ. કેટલીક વારે તે આકૃતિ ધીમે ધીમે નજીક આવી પહોંચી અને ચાંદરણાના આછા આછા પ્રકાશમાં કૃષ્ણદાસે જોયું કે તે માણસ ખરેખર રાજકર્મચારી જ હતો! હવે તો કૃષ્ણદાસના હર્ષનો પાર રહ્યો નહિ. તે એકદમ બોલ્યો: "પધારો, પધારો, તમે જેને શોધો છો તે અહીં જ છે!"

"કોણ?" રાજકર્મચારીએ પૂછ્યું.

"એ તો હું." ખોંખારા કરવાથી બેસી ગએલા કંઠે કૃષ્ણદાસે ઉત્તર આપ્યો.

"હું તે કોણ? રાણી—"

વચમાં જ કૃષ્ણદાસ બોલ્યો: "હાં હાં, રાણીજીના મહેલમાંથી—"

રાજકર્મચારીએ એકદમ કૃષ્ણદાસનું કાંડું પકડયું અને બોલ્યો: "ત્યારે તો તું ખરેખરો સત્યવાદી ચોર નીકળ્યો! રાણીજીના મહેલમાંથી વીંટી ચોરી જનાર તું પોતે જ છે એમ કે? હું તે ચોરી જનારને શોધવા નીકળ્યો છું, એટલામાં ચોર પોતાની મેળે જ હાથ લાગી ગયો એ તો મારૂં મોટું ભાગ્ય! ચાલ, હવે સીધો બંદીખાને ચાલ."

"ના, ના, મહારાજ, હું કાંઇ ચોર નથી; હું તો એમ કહું છું કે રાણીજીના મહેલમાંથી તમે જેને બોલાવવા આવ્યા છો તે હું જ છું."

"અરે લુચ્ચા! રાણીજી ઉપર અપવિત્રતાનું આળ મૂકનાર હરામખોર! એક વાર તું રાજા પાસે ચાલ, પછી જો કે તારી શી દશા થાય છે?"

રાજકર્મચારીએ કૃષ્ણદાસનું કાંડું પકડીને તેને ઘસડવા માંડયો, એટલે તે ગભરાયો ! એટલામાં હોહો થઇ ગઇ અને રોહિણી તથા તેની મા જાગી ઉઠયાં. રાજકર્મચારીને માંડ માંડ સમજાવીને અને માફી માંગીને કૃષ્ણદાસને તેની પાસેથી મુક્ત કરાવ્યો. કૃષ્ણદાસ પાછો બિછાનામાં આવીને સૂતો પણ તેને પ્રભાત થતાંસુધી નિદ્રા આવી નહિ.

બીજા દિવસનું પ્રભાત થયું એટલે કૃષ્ણદાસ મંદિર તરફ ચાલ્યો. માર્ગમાં કોઇ પણ અજાણ્યો માણસ જોવામાં આવે તો કૃષ્ણદાસ એમ ધારતો કે કદાચ તે રાણી તરફનો જ માણસ હશે. હજી કૃષ્ણદાસ કેવળ નિરાશ થયો નહોતો. તેને ખાત્રી હતી કે મોહિનીને બોલાવવા માટે રાણી માણસ મોકલ્યા વિના રહેશે નહિ અને તેથી તેનું ચિત્ત આશાથી ભ્રમિત બની ગયું હતું. તે મંદિરમાં ગયો અને ત્યાં દર્શન કરવા આવનાર અનેક માણસને તેણે ધારી ધારીને જોયાં. જે કોઇના વેશ ઉપરથી તેને એમ લાગતું કદાચ એ રાણી તરફનો દૂત હોય, તેની પાસે જઇને કૃષ્ણદાસ બોલતો: “ મારૂં નામ કૃષ્ણદાસ છે અને હું આ મંદિરમાં એક પૂજારી છું. ” કૃષ્ણદાસ મંદિરમાં કાંઇ કામકાજમાં પ્રવૃત્ત થવા જતો હતો એટલામાં એક ખવાસ જેવો માણસ મંદિરમાં આવી ચડયો. કૃષ્ણદાસ એકદમ તેની પાસે દોડી ગયો અને બોલ્યો: “ મારી પાસે તમને કોણે મોકલ્યા છે ? મારૂં પોતાનું જ નામ કૃષ્ણદાસ છે. ” ખવાસ આશ્ચર્ય પામતો કૃષ્ણદાસને નખથી શિખા પર્યન્ત નિરીક્ષતો ચાલ્યો ગયો. એટલામાં એક રજપૂત આવ્યો. તેની કમરે તલવાર લટકાવેલી હતી અને તેના ભવ્ય દેખાવપરથી તે રાજ્યનો કોઇ માણસ હોવાનું સહજ અનુમાન કરી શકાતું હતું. કૃષ્ણદાસે તેને કહ્યું: “ મહારાજ ! તમે જો કૃષ્ણદાસ નામના માણસને શોધવા આવ્યા હો તો મારૂં પોતાનું જ નામ કૃષ્ણદાસ છે. ” એમ કહીને તે તેની સમીપે ઊભો રહ્યો ! રજપૂતે કહ્યું: “ હું તમને શોધવા આવ્યો નથી, માટે તમને ઓળખવાની જરૂર નથી. ”

ચિન્તાકુલતામાં જ બે પ્રહર વ્યતીત થઈ ગયા, એટલે કૃષ્ણદાસ નિરાશ થઇને ઘેર પાછો આવ્યો. તે દિવસે ફરીથી તે મંદિરમાં પણ ગયો નહિ અને પૂજા પણ કરી નહિ. નિરાશામાંથી ક્રોધ જન્મ પામ્યો અને ખાસ કરીને તે ક્રોધ રોહિણી ઉપર હતો, પરન્તુ તે ક્રોધ ખુલ્લી રીતે દર્શાવી શકાય તેમ નહોતું કારણકે તેથી રોહિણીની મા સઘળી વાત જાણી જાય અને મોહિનીને વેચવાની સઘળી ગોઠવણ રદ થઇ જાય; આથી તે કશું પણ બોલી શક્યો નહિ. જમી કરીને સોપારી કાતરતો અને તેને મુખ પધરાવતો કૃષ્ણદાસ વિચારે ચડયો. બે ત્રણ સોપારીનો ભૂકો તે ખાઈ

ત્યાંસુધી તે વિચારમાંથી નિવૃત્ત થયો નહિ. એટલામાં એક સ્ત્રીને તેણે માર્ગે હેલ લેઇને નદી તરફ પાણી ભરવા જતી જોઈ. એકાએક કૃષ્ણદાસના મનમાં વિચાર ધાઇ આવ્યો: "અહાહા! હું કેવો મૂર્ખો છું! મોહિનીને ખોળવા માટે રાણી રાજદૂતને કે સૈનિકને શામાટે મોકલે? મોકલે તો દાસીને જ મોકલે; શું હું એટલું પણ સમજી શક્યો નહિ? છટ્ છટ્!"

કૃષ્ણદાસ એકદમ માથે પાઘડી મૂકીને બહાર નીકળ્યો. તે શહેરની તરફ ચાલ્યો અને માર્ગમાં ચારે બાજુએ નજર નાંખતો અને કદાચ કોઇ પોતાને ખોળવા માટે જતું હોય તેમ ધારીને જોતો જોતો ચાલવા લાગ્યો. માર્ગમાં એક ખવાસણ હાથમાં રેશમી રૂમાલ ફરફરાવતી મદભરી ચાલે ચાલી જતી કૃષ્ણદાસના જોવામાં આવી. તેણે અનુમાન કર્યું કે એ સ્ત્રી જ રાણીની મુખ્ય દાસી હોવી જોઇએ અને તે મારા ઘર તરફ જતી હોવાથી રાણીએ તેને મોહિનીની તપાસ કરવા માટે જ મોકલી હોવી જોઇએ. કૃષ્ણદાસ તેની પાસે ગયો અને બોલ્યો: "તમારે ઠેઠ મારે ઘેર જવાની તસ્દી લેવી પડશે નહિ; કહો, રાણીજીએ શું સંદેશો મોકલાવ્યો છે?"

"સંદેશો શો અને વાત શી?"

"હું પોતે જ કૃષ્ણદાસ છું કે જેને ઘેર જવા માટે તમે અત્યારે નીકળ્યાં છો; માટે મનમાં જરા પણ વહેમ આણ્યા વિના મને અંતરનો જ માણસ સમજીને જે કહેવું હોય તે કહી દો." કૃષ્ણદાસે કહ્યું.

"ચાલ, ચાલ, મારા રડ્યા! જો તો પીટ્યો ગામ વચ્ચે આબરૂદાર બૈરાંની મશ્કરી કરવા નીકળ્યો છે?" ખવાસણે ગાજતે શબ્દે જીભ ચલાવી અને કૃષ્ણદાસ તો ખસ્યાણો પડી ગયો. જોતજોતાંમાં લોકો એકઠા થઇ ગયા અને લોકો તેને મારવા લેત, પરન્તુ તે બ્રાહ્મણનો દિકરો છે અને વળી મંદિરનો પૂજારી છે એમ જાણીને તેને જવા દીધો. ચિન્તાકુલ અને નિરાશ ચિત્તે કૃષ્ણદાસ ઘર તરફ પાછો ફર્યો.

---

## પરિચ્છેદ ૬ ઠ્ઠો.

### મોહિની રાજમહાલયમાં.

કૃષ્ણદાસ ધૈર્ય ધારી શક્યો નહિ અને તેથી તેણે મોહિનીને લેઇને પોતાની જાતે રાણીની પાસે જવાનો સંકલ્પ કર્યો. આ વાત તેણે કોઇને પણ જણાવી નહિ. બીજા દિવસના પ્રભાતમાં મોહિની સ્નાન કરવા માટે નદીએ

ગઇ તે કૃષ્ણદાસે બરાબર ધ્યાનમાં રાખી લીધું. થોડી વાર પછી તે પણ મોહિનીની પાછળ નદી તરફ ચાલ્યો. સ્નાન કરીને પાછી ફરતી બાલિકા માર્ગમાં જ તેને સામી મળી. કૃષ્ણદાસે તેને કહ્યું: "મોહિની! મારી સાથે ચાલ."

"ક્યાં જવું છે?" મોહિનીએ પ્રશ્ન કર્યો.

"નગરમાં જવું છે."

"શામાટે?"

"રાણીજીએ તને બોલાવી છે, તેથી ચાલ, હું તને મેલવા આવું."

"પછી મને તમે સાથે ને સાથે જ પાછી તેડતા આવશો ને?"

"હા."

"ચાલો ત્યારે."

બન્નેએ પરભાર્યાં નગરમાં જવા માંડ્યું. મોહિનીએ પહેલાં કોઇ વાર નગર જોયું નહોતું તેથી વિસ્મિત નયને ચારે તરફ જોતી જોતી તે ચાલતી હતી. અસંખ્ય સ્ત્રી પુરૂષો, સેંકડો નાનાં મોટાં ઘરો અને મનુષ્યોનો ઘીચોઘીચ નિવાસ જોઇને મોહિની અત્યંત વિસ્મય પામવા લાગી. તે મનમાં વિચારવા લાગી: "આટલા બધા લોકો આટલી થોડી જગ્યામાં કેમ રહેતાં હશે? પૃથ્વીમાં શું જગ્યાનો તોટો છે? મોટાં મોટાં ઝાડ છે તેની નીચે નહિ રહેતાં લોકો આવડાં મોટાં ઘર બાંધીને કેમ રહેતાં હશે? ત્યાં ગોંધાઇ રહેવાનું તેમને કેમ ગમતું હશે?"

થોડી વારે તેઓ રાજમહાલયની પાસે આવી પહોંચ્યાં. દેવડીમાં થઇને અંદર પ્રવેશ કરતાં કૃષ્ણદાસે ક્ષણભર ઊભા રહીને આમતેમ જોવા માંડ્યું. મોહિનીએ પૂછ્યું: "આ કોનું ઘર છે?"

"રાજાનું." કૃષ્ણદાસે ઉત્તર આપ્યો.

"ત્યારે ઊભા કેમ રહ્યા? અંદર ચાલોને!"

કૃષ્ણદાસે મોહિનીને લેઇને અંદર પ્રવેશ કર્યો, પરન્તુ ત્યાંથી એ રાજગૃહના અંદરના ભાગમાં જવાને માટે અનેક માર્ગો જતા હતા. દેવડીથી આગળ જતાં વિશાળ આંગણું અને એ આંગણું પસાર કરી જતાં રાજમહાલય આવતું હતું. રાજમહાલયની નિકટમાં આવતાં કયે માર્ગે થઇને અંદર જવું અને રાણી અત્યારે કયે સ્થળે હશે તેના વિચારમાં તે મૂઢ જેવો બનીને ઊભો રહ્યો.

આંગણામાં અનેક ભિખારીઓ ઊભા હતા. ભિખારીઓ ઉપરાંત બીજા કેટલાક સારા માણસો પણ જોવામાં આવતા હતા. અભ્યાગતોને

પ્રભાતમાં અન્નદાન કરવાનો ભીમદેવનો નિત્યનિયમ હતો તેથી એ ભિખારીઓ અત્યારે રાજમહાલયના આંગણામાં એકત્ર થયા હતા. તે ઉપરાંત દિવસના પહેલા પ્રહરમાં જે કોઇ માણસ રાજાની સમક્ષ આવીને દાદ ફરિયાદ કરવા ઇચ્છે તેને તેમ કરવા માટે આવવાની છૂટ હતી. રાજ્યાધિકારીઓ તરફથી અથવાતો બીજાઓ તરફથી પોતાને અન્યાય મળ્યો હોય કિંવા જુલ્મ સહન કરવો પડયો હોય તેવા માણસો જ રાજાની સમક્ષ જઇને ફરિયાદ કરતા. આથી રાજકર્મચારીઓ કોઇ પ્રકારનું અઘટિત કાર્ય કરવામાં રાજદંડનો ભય રાખતા હતા અને તેથી ભીમદેવના રાજ્યમાં પ્રજા ત્રાસથી મુક્ત હતી. અત્યારે ભિખારીઓ સિવાય બીજાઓ રાજમહાલયના આંગણામાં જોવામાં આવતા હતા તેઓ ભીમદેવની સમક્ષ ફરિયાદ કરવા આવેલા હતા. ભીમદેવ નિત્યકર્મથી મુક્ત થઇને નગરમાંનાં કેટલાંક મુખ્ય દેવમંદિરોમાં દર્શનાર્થે ગયો હતો તે હજી પાછો આવ્યો નહોતો તેથી ભિખારીઓ વગેરે હજી ઊભા રહ્યા હતા. દેવદર્શને જઈ આવ્યા પછી અન્નદાન કરીને પ્રજાની દાદફરિયાદ સાંભળવાનો તેનો નિયમ હતો. લોકોને એકઠા થએલા જોઇને મોહિનીએ કૃષ્ણદાસને પૂછ્યું: "આટલા બધા લોકો અહીં કેમ એકઠા થયા છે?"

"રાજાને પ્રાર્થના કરવા આવ્યા છે."

"શેની પ્રાર્થના તેઓ કરશે?"

"કોઈ ગરીબ હશે તે અન્ન વસ્ત્રને માટે પ્રાર્થના કરશે અને જેઓને કાંઇ અન્યાય મળ્યો હશે તેઓ ન્યાયને માટે પ્રાર્થના કરશે. રાજા તે સઘળું સાંભળશે."

"વારુ, સાંભળશે ખરા, પણ બધાની પ્રાર્થના કાંઈ પૂરી કરશે?"

"જે કાંઈ ઉચિત પ્રાર્થના હશે તે પૂરી પણ કરશે."

"હું જો રાજાને એવી પ્રાર્થના કરૂં કે મારા પિતાજીને લાવી આપો, તો શું રાજા તેમને લાવી આપે ખરા?"

"તે હું જાણતો નથી."

મોહિનીએ કૃષ્ણદાસને બીજું કાંઇ પૂછ્યું નહિ. કૃષ્ણદાસે કહ્યું: "મોહિની! તું અહીં એકલી ઊભી રહેજે, હું હમણાં આવું છું."

"તમે ક્યાં જાઓ છો?"

"રાણીજીને એક વાર કહેવરાવું કે હું મોહિનીને તેડીને આવ્યો છું. નહિતો આપણને કોઇ રાણીના અંતઃપુરમાં જવા દેશે નહિ."

"વારુ, પણ સત્વર પાછા આવજો. હું અહીં જ ઊભી છું."

"હું જ્યાંસુધી પાછો ન ફરું, ત્યાંસુધી અહીંથી ક્યાંય પણ જઇશ નહિ હોં."

એમ કહીને કૃષ્ણદાસ ચાલ્યો ગયો. મોહિની લોકોના ટોળાથી કેટલેક દૂર એકલી ઊભી રહી. એટલામાં મોહિનીની પાછળ અકસ્માત્ કાંઇ કોલાહલ થવા લાગ્યો. તેણે પાછું વાળીને જોયું તો જણાયું કે અનેક માણસો ઘોડાપર ચડીને રાજમહાલયની દિશાએ ચાલ્યા આવે છે. સૌની આગળ રાજા ભીમદેવનો ઘોડો ચાલતો હતો. મોહિની રાજાને તુરત જ ઓળખી ગઇ. રાજાએ પણ મોહિનીને ઓળખી લીધી. મોહિનીને જોતાં જ રાજાનું મુખ હર્ષોત્ફુલ્લ થઈ ગયું. તેણે ઘોડાને ફેરવીને તેને મોહિની ઊભી હતી તે તરફ ચલાવ્યો, પરન્તુ સહસા રાજાના મનમાં કાંઈ વિચાર ઉપસ્થિત થયો અને તેથી પોતાના ઘોડાને આગળ વધવા ન દેતાં ઊભો રાખ્યો. ઘોડો ઊભો રહ્યો એટલે મોહિની તેની નજીક આવીને ઊભી. હવે રાજાથી મોહિનીની ઉપેક્ષા કરી શકાઇ નહિ. તેણે પૂછ્યું: "તું અહીં શામાટે આવી છે, મોહિની?"

"રાજા પાસે પ્રાર્થના કરવા આવી છું."

"બોલ, તારી શું પ્રાર્થના છે?"

"મારા પિતાજીને લાવી આપો."

"તારા પિતાજી કયે સ્થળે છે?"

"તેની મને ખબર નથી."

"તો પછી તારા પિતાજીને કેવી રીતે લાવી આપું?"

"ન લાવી આપો તો થયું. તમે ખરા રાજા નથી—ખોટા રાજા છો."

"ખોટા રાજા કેવી રીતે?"

"જે રાજા પ્રજાની પ્રાર્થના સાંભળે ખરા પણ તે પૂરી કરે નહિ તે રાજા ખોટા રાજા કહેવાય."

રાજાએ હસીને ઉત્તર આપ્યો: "એમ? વારુ, ત્યારે હું ગમે તેમ કરીને તારા પિતાજીને લાવી આપીશ હોં?"

ભીમદેવ ત્યાં આગળ વધુ વખત ઊભો રહ્યો નહિ. સંન્યાસી બાવાનું નિષેધવાક્ય તેને સાંભરી આવ્યું હતું, તેથી તેણે તુરત જ મોહિનીનો પરિત્યાગ કર્યો. તેની પાછળ બીજા ઘોડાઓ પણ ચાલ્યા ગયા. મોહિની પુનઃ એકલી રહી.

ભીમદેવ ગયાને થોડીએક પળો વ્યતીત નહિ થઇ હોય એટલામાં મોહિનીની પાસે એક સ્ત્રી આવી પહોંચી અને તેણે તેને પૂછ્યું: "તારું નામ શું?"

"મારૂં નામ વિશ્વમોહિની!"

"મારી સાથે ચાલ; રાણી માતા તને બોલાવે છે."

મોહિનીએ સામેના રાજમહાલય તરફ દૃષ્ટિ કરી. રાજમહાલય ઉંચું પણ બે માળનું મકાન હતું અને તેના બીજા માળમાં નાના નાના ગોખ હતા. તેમાંના એક ગોખમાં મોહિનીએ બે રમણીઓને ઊભેલી જોઈ. તેમાંની એક રમણીએ મોહિનીને ઓળખી હતી અને તે રમણી ભીમદેવની રાણી લીલાદેવી પોતે હતી. મોહિની રાણીની આજ્ઞાને અનુસરીને પોતાને તેડવા આવેલી સ્ત્રીની સાથે ચાલી.

થોડીએક વાર થઇ એટલામાં કૃષ્ણદાસ તે સ્થળે આવ્યો તો મોહિની તેના જોવામાં ન આવી! વિસ્મિત થઇને તેણે ચારે દિશાએ નજર કરવા માંડી પણ ક્યાંય મોહિનીનું દર્શન થયું નહિ. રાજમહાલયના આંગણામાં જૂદે જૂદે સ્થળે અને ખૂણે ખાંચરે તે તપાસ કરી વળ્યો પણ તેમાં તેને સફળતા મળી નહિ. પોતે કંઇ વસ્તુ ગુમાવી છે તે કોઇને કહેવા જેવી સ્થિતિમાં પણ તે રહ્યો નહોતો. છેવટે નિરાશ થઇને તે ચાલ્યો ગયો. ઘર તરફ જતાં તેણે નદી તીરે, વનમાં, રાધાકૃષ્ણના મંદિરે સઘળે તપાસ કરી પરંતુ મોહિનીની ભાળ લાગી નહિ. છેવટે નિરાશ થઇને તે ઘેર ગયો તો ખબર મળ્યા કે દેવમંદિરના કામકાજમાં કૃષ્ણદાસની પ્રવૃત્તિ બરાબર નહિ જોવામાં આવવાથી રાજાજ્ઞાથી મુખ્ય પુરોહિતે તેને મંદિરમાંથી દૂર કર્યો છે અને તેથી તુરત જ તેણે મંદિરની માલેકીની જગ્યા છોડી જવી. કૃષ્ણદાસે એ ખબર વજ્રાઘાતની પેઠે સાંભળ્યા. રોહિણી અને રોહિણીની માનાં ઓશિયાળાં મ્હોં જોઇને તેની આંખમાંથી દડ દડ આંસુ પડ્યાં.

* * * * *

મોહિની રાજમહાલયમાં જઇને લીલાદેવીની સમક્ષ ઊભી રહી. લીલાદેવીની પાસે ઊભેલી બીજી રમણી ચંદ્રબાલા હતી. દાસીએ મોહિનીની સાથે જઇને રાણીને પ્રણામ કર્યા પણ મોહિનીએ તેમ કર્યું નહિ. દાસીએ મોહિનીના કાનમાં ધીમેથી કહ્યું: "તારી સામે ઊભાં છે તે જ રાણીજી છે માટે તેમને પ્રણામ કર." પણ મોહિનીએ તેના કથનને ગણકાર્યું નહિ. ખરેખર, મોહિની મનુષ્યને પ્રણામ કરતાં શીખી નહોતી!

મોહિનીનું મોહક વદન જોઇને ચંદ્રબાલાનું ચિત્ત પણ હર્ષોત્ફુલ્લ થયું. તેણે સત્વર મોહિનીને પોતા તરફ ખેંચીને તેને પોતાના હૃદય સાથે ચાંપી અને પૂછ્યું: "તું જ મોહિની કે?"

"હા, હું જ મોહિની!"

"અહીં કેમ આવી છે?" ચંદ્રબાળાએ પૂછ્યું.

"તમે જ બોલાવી છે ને?"

રાણીએ પૂછ્યું: "મોહિની! તું મારી પાસે રહીશ?"

"ના." મોહિનીએ ઉત્તર આપ્યો.

"કેમ?"

"પિતાજીથી જૂદાં રહેવાનું મને ગમતું નથી."

"તારા પિતા કોણ? સંન્યાસી નૃસિંહ સ્વામી?"

"હા."

"અને જો તારા પિતાજીને અહીં રાખીએ, તો તું રહે કે નહિ?"

"તોપણ હું ન રહું. વટેશ્વર છોડીને બીજે ક્યાંય રહેવાનું મને ગમતું નથી."

"ત્યારે હું પણ તને ગમતી નથી કે?"

"ના."

"મારી પાસે રહેવાનું પણ ગમતું નથી કે?"

"ના."

ચંદ્રબાલા હસી પડી અને રાણી પણ હસી. બન્ને જણીઓ સરળ હૃદયની અને ઉમદા સ્વભાવવાળી બ્હેનપણીઓ હતી, છતાં રાણીનું તેજ તો અલૌકિક જ હતું. રાણીએ પુનઃ મોહિનીને પૂછવા માંડ્યું: "મોહિની! તેં મને બીજે ક્યાંય જોઇ હતી કે?"

"હા."

"કયે સ્થળે?"

"રાધાકૃષ્ણના મંદિરમાં–રાજાજીની સાથે."

"તે પહેલાં બીજે કોઈ સ્થળે તેં મને જોઇ હતી કે?"

"ના."

"વટેશ્વર છોડીને બીજે ક્યાંય તું કોઇ વાર ગઇ છે?"

"ના; અહીં પહેલવહેલી જ આવી છું."

આ સાંભળીને રાણીને આશ્ચર્ય થયું. તેને બરાબર સાંભરતું હતું કે એ જ બાલિકાને અન્ય કોઇ સ્થળે તેણે પૂર્વે કોઇ વાર જોઈ હતી, પરન્તુ ક્યારે અને કયે સ્થળે જોઇ હતી તે કશું તેને સાંભરતું નહોતું. મોહિનીએ પૂછ્યું: "ત્યારે હવે હું જઉં?"

"ક્યાં જવું છે?"

"જ્યાં હું રહેતી હતી ત્યાં હું જઇશ."

" તું ક્યાં રહેતી હતી ? "

" મને ખબર નથી. "

" ત્યારે કોની સાથે જઇશ ? "

" જેની સાથે આવી છું તેની સાથે જઇશ. "

" જેની સાથે તું આવી છે તેનું નામ શું ? "

" મને ખબર નથી. "

" ત્યારે એ તને ક્યાં મળશે ? "

" સામેના આંગણામાં. "

" ત્યારે તું મારી પાસે તો નહિ જ રહે કે ? "

" ના. પિતાજી મને જ્યાં રાખી ગયા છે ત્યાં જ હું રહીશ. "

" ત્યારે, કોઇ કોઇ વાર મને મળવા આવીશ ? "

" હા, આવીશ. "

રાણીએ દાસીને બોલાવી અને મોહિનીને તેની સાથે મોકલી દીધી. મોહિની અને દાસી બન્ને જતાં રહ્યાં. ચંદ્રબાલાએ કહ્યું: " રાણીજી ! કહો તો એક વાત કહું. "

" કહોને ! "

" જીવનરાજ અને મોહિનીની જોડી બહુ સારી જામે હોં ! જો એ છૂટો થઇને આવે તો સૌથી પહેલાં તો હું મોહિનીને મારી ભોજાઇ બનાવું અને ભાઇ ભોજાઇને જોઈ જોઇને હરખી મરૂં ! "

" એકાએક મોહિની ઉપર એટલી બધી દયા ક્યાંથી ? "

" મોહિનીના જેવી સરલ, નિષ્પાપ અને સુંદર બાલિકાને મેં કદાપિ જોઇ નથી. "

" ત્યારે એવી બિચારી સરલ બાલિકાને જીવનરાજ જેવા ઉચ્છૃંખલ યુવકના કંઠમાં પહેરાવવા ઇચ્છો છો શું ? "

" શું જીવનરાજ ઉચ્છૃંખલ ? "

" એક વાર નહિ પણ સો વાર ઉચ્છૃંખલ. " રાણીએ અક્રમપણે જવાબ આપ્યો.

રાણીના એ શબ્દો ભ્રાતૃવત્સલ ભગિનીના હૃદયમાં તીરની પેઠે ચોંટી ગયાં, પરન્તુ તે ક્ષણે તે કાંઇ પણ બોલી નહિ. તે ગવાક્ષમાં આવીને સ્થિર–શાન્ત ઊભી રહી. એટલામાં દાસી પાછી ફરી અને બોલી: " મોહિની જે માણસની સાથે આવી છે તે માણસ ક્યાંય જડતો નથી. "

રાણીએ કહ્યું: "ત્યારે તું તેની સાથે સાથે જા અને તે જ્યાં રહેતી હોય ત્યાં તેને મૂકી આવ."

દાસી બોલી: "પણ બાઇસાહેબ! મોહિની માત્ર પોતાનું ઘર જ ઓળખે છે; ઘેર જવાનો રસ્તો કયો તે જાણતી નથી, તેમજ તે ક્યાં રહે છે તેની મને પણ ખબર નથી."

"તે જેના ઘરમાં રહે છે તે ઘરવાળાનું નામ પણ તે જાણતી નથી?"

"ના."

રાણી ગવાક્ષમાં આવીને ઊભી રહી અને જોયું કે મોહિની આંગણામાં ઊભી ઊભી વ્યાકુળ દૃષ્ટિથી ચારે બાજુએ જોઇ રહી છે. રાણીએ દાસીને આજ્ઞા કરી: "મોહિનીને અહીં પાછી તેડી આવ."

થોડી વારે દાસી મોહિનીને લેઇને પાછી ફરી. રાણીએ કહ્યું: "મોહિની! ત્યારે હવે તું મારી પાસે જ રહે." મોહિની મૌન ઊભી રહી.

"ત્યારે તું શું કરીશ?" રાણીએ પૂછ્યું.

"માર્ગ શોધતી શોધતી ઘેર પહોંચીશ."

"અને ઘર નહિ જડે તો?"

"તો અહીં પાછી આવીશ."

આ વાતચીત ચાલતી હતી એવામાં ભીમદેવ અંતઃપુરમાં આવી પહોંચ્યો. રાણીને જોતાં જ ભીમદેવનાં નેત્રો આનંદથી હાસ્ય કરી રહ્યાં. તે રાણીની તરફ ચાલ્યો. રાણીએ મોહિની તરફ આંગળી લંબાવીને કહ્યું: "જુઓ, આ કોણ આવ્યું છે?"

રાજાની નજર મોહિની ઉપર પડી અને તે બોલ્યો: "આ કોણ? મોહિની! તું અહીં ક્યાંથી આવી?"

રાણીએ હસતાં હસતાં કહ્યું: "તમે મોહિનીને લાવવા દીધી નહિ, પરન્તુ ભગવાને મોહિનીને અહીં મોકલી આપી ખરી કે નહિ?"

રાજાએ ઉત્તર નહિ આપતાં મોહિની તરફ પોતાની દૃષ્ટિને ટેકાવી રાખી.

ચંદ્રબાલા ગવાક્ષમાં ઊભી ઊભી જોઇ રહી હતી; જાણે કે રાજાના મનોભાવને તે જાણતી હોય તેવી રીતે તે ગવાક્ષમાંથી આગળ આવી અને મોહિનીની સામે ઊભી રહી બોલી: "ચાલ મોહિની, આપણે રમવા જઇએ. મારૂં હરણ કેવું સુંદર છે તે હું તને બતાવું; ચાલ, આવે છે કે?"

મોહિનીએ કાંઇ ઉત્તર આપ્યો નહિ પણ ચંદ્રબાલા તેનો હાથ પકડીને તેને પોતાની સાથે ખેંચી ગઇ. જ્યારે મોહિની અદૃશ્ય [illegible]

રાણીએ કહ્યું: "શું કહો છો સ્વામિન્?"

"હું જેવો ગુજરાતનો સ્વામી છું તેવો જ આ અંતઃપુરમાં વસનારીના હૃદયનો સ્વામી હોત તો આજે મોહિની મારા મંદિરમાં આવી શકત નહિ."

"કેમ ?" રાણીએ કારણ જાણવા માંગ્યું.

"બસ, મારી એવી ઇચ્છા છે કે તે મારા મંદિરમાં ન આવે."

"પણ એ ઇચ્છાનું કારણ શું ?"

"તેનું કારણ કહીશ, પણ તે પહેલાં મારા એક પ્રશ્નનો ઉત્તર આપ. મોહિનીને પાસે રાખવા માટે તારી આટલી ઉત્કટ ઇચ્છા શામાટે છે ?"

"મારી ઇચ્છાનું કારણ હું પણ જાણતી નથી."

"આટલી પ્રબળ ઇચ્છા અને તેનું કારણ પણ તું જાણતી નથી ?"

સ્વલ્પ સમય વિચાર કરીને રાણીએ કહ્યું: "મને એવું સાંભરે છે કે મોહિનીને મેં કોઇ સ્થળે જોઇ છે, પરન્તુ ક્યાં જોઇ છે તથા ક્યારે જોઇ છે તે કશું સાંભરતું નથી. તેનું વદન મને પરિચિત લાગે છે. તેનો જન્મવૃત્તાંત પણ કોઈ જાણતું નથી. મારા મનની વાત આ પ્રમાણે છે; હવે તમારા મનની વાત કહો. મોહિનીને રાખવામાં તમારી આટલી બધી અનિચ્છા શામાટે છે ?"

"ગુરૂદેવની આજ્ઞા એ જ મારી અનિચ્છા."

"તેમણે શું આજ્ઞા કરી છે ?"

"મોહિનીનો સ્પર્શ પણ કરવાનો સંન્યાસી બાવાએ નિષેધ કર્યો છે."

રાણી વિસ્મિત થઇને રાજાના વદન તરફ એકીદૃષ્ટે નિહાળી રહી. ક્ષણભર રહીને તે હસીને બોલી: "સમજી, સમજી, સંન્યાસી બાવાના નિષેધનો અર્થ હું સમજી ગઇ."

"શું સમજી ?"

"તે હું નહિ કહું." રાણીએ શરીર સંકોચતાં કહ્યું.

"કહ્યા વિના નહિં ચાલે. ગમે તેમ કરીને તારા મ્હોંમાંથી એ વાત હું કઢાવ્યા વિના રહેવાનો નથી."

"નહિ કહું તો શું કરશો ?"

"તારી સાથે બોલવાનું બંધ કરીશ."

"અંહં ! નાનીશી વાતમાં એટલો બધો રોષ કરી નાંખશો ?"

"હાસ્તો !"

"ત્યારે સાંભળો. સંન્યાસી બાવાને એવો વ્હેમ પડ્યો હશે કે રખે તમે મોહિનીના સ્વરૂપમાં મુગ્ધ થઈ જાઓ, તેથી તેમણે તમને એનો સ્પર્શ પણ કરવાનો નિષેધ કર્યો છે, સમજ્યા ?"

" નહિ, નહિ, એવો વ્હેમ મારે માટે તેમના મનમાં ન જ હોય. હું જો એવો વિષયપિપાસુ હોઉં તો મોહિનીને બદલે હરકોઇ બીજી સ્ત્રીની ક્યાં ખોટ છે ? "

" હું ધારૂં છું કે પરમાર કુમારી ઇચ્છીનીને માટે તમે પૃથુરાજ સાથે મોટો જંગ કર્યો હતો એ પ્રસંગ હજી સંન્યાસી બાવાના ચિત્તમાંથી ભુલાયો નહિ હોય. "

" નહિ નહિ; તે વખતનો ભીમદેવ અત્યારે બદલાઇ ગયો છે. તેમણે ગમે તે હેતુથી એવી આજ્ઞા કરી હોય પરન્તુ आज्ञा गुरूणामविचारणीया એ શાસ્ત્રવચન પ્રમાણે સંન્યાસી બાવાની આજ્ઞાનું પાલન કરવું જ જોઇએ અને તેટલા માટે મોહિનીને પાછી મોકલી દેજે. "

" ક્યાં મોકલી દઉં ? "

" તે જેને ત્યાં રહેતી હોય ત્યાં. "

" પોતે ક્યાં રહેતી હતી તે તે જાણતી નથી અને તે સ્થળને ઓળખતી પણ નથી. "

" તે સ્થળની તપાસ કરાવજે. "

" અને સ્થળ જડી આવે ત્યંસુધી ? "

" ત્યાંસુધી ભલે તે અહીં જ રહે. "

બીજે દિવસે ભીમદેવે તપાસ કરાવી પણ જાણવામાં આવ્યું કે મોહિની કૃષ્ણદાસને ઘેર રહેતી હતી અને કૃષ્ણદાસ તો મંદિરમાંની પૂજારીની પદવીથી ભ્રષ્ટ થયો હોવાથી પોતાના કુટુંબની સાથે અન્ય કોઇ સ્થળે ચાલ્યો ગયો છે ! તે ક્યાં ગયો છે તે કોઇ જાણતું નહોતું. આથી મોહિનીના પરિપાલનનો ભાર અકસ્માત્ ભીમદેવને શિરે આવી પડચો. મોહિની રાજા અને રાણીની પાસે રહેતી અને ચંદ્રબાલાની સાથે હસતી–રમતી રાજમહાલયમાં દિવસો ગાળવા લાગી.

---

## પરિચ્છેદ ૭ મો.

---

### સંન્યાસી બાવા અજમેરમાં.

ગુજરાતના રાજ્ય ઉપર ચોટ માંડી બેઠેલો કુતુબુદ્દીન ઐબક એક મહા વિલક્ષણ નર હતો. ભેદ, કપટ, યુક્તિ પ્રયુક્તિ અને પ્રપંચનીતિનો તે સરદાર હતો. જીવનરાજને અજમેરમાં રાખીને તેના ઉપર સઘળી દેખરેખ

રાખવાનું તેણે પોતાને માથે રાખ્યું હતું. એક બાજુએ તે ભીમદેવની સામે થવાને જોઇએ તેટલું સૈન્ય એકઠું કર્યે જતો હતો અને બીજી બાજુએ જીવનરાજ પોપટની પેઠે પોતાના પાંજરામાં પુરાએલો રહે તેની કાળજીપૂર્વક દેખરેખ રાખતો હતો. જ્યાંસુધી પૂરતું લશ્કર એકઠું થાય નહિ અને ભીમદેવ સાથે છેવટનું યુદ્ધ કરી ગુજરાતનો સંપૂર્ણ કબજો લેઈ શકાય નહિ, ત્યાંસુધી જીવનરાજ ઉપર પૂરેપૂરી નજર રાખવી એ તેના હૃદયનો મર્મ હતો, એટલું જ નહિ પણ ગુજરાત જીતવામાં જીવનરાજ પોતાને પોતાના જ એક સરદાર તરીકે સંપૂર્ણ મદદગાર થાય તેવી કુતુબુદ્દીનના હૃદયની મોટામાં મોટી ઇચ્છા હતી. આથી જીવનરાજને પોતાનો કરી લેવા તેને અજમેરમાં પૂરેપૂરા મોજશોખમાં અને આનંદમાં રાખવામાં આવતો હતો. જીવનરાજ કુતુબુદ્દીનનો કેદી હતો ખરો, પરન્તુ પોતે એક કેદી છે એવું તે પોતે જાણતો નહોતો, કારણકે કુતુબુદ્દીન તરફથી તેનો એક મોટા રાજાની પેઠે સત્કાર કરવામાં આવતો હતો. એક વિશાળ મહાલય જીવનરાજના નિવાસને માટે આપવામાં આવ્યું હતું, અગણિત દાસ-દાસીઓ તેની સેવામાં હાજર રાખવામાં આવતાં હતાં, રૂપ-યૌવન-સંપન્ન નૃત્યાંગનાઓ તેના ભોગવિલાસને માટે તેની હજુરમાં હંમેશાં હાજર રાખવામાં આવતી હતી, અને તેના વિલાસગૃહમાં અનેક પ્રકારની મનોરંજક સામગ્રી ભરી દેવામાં આવી હતી; આ પ્રમાણે જીવનરાજને સર્વ કાંઇ આપવામાં આવ્યું હતુ, પરન્તુ માત્ર એક સ્વાધિનતા આપવામાં આવી નહોતી; પણ જીવનરાજને પોતાની તે સ્થિતિનું જરાએ ભાન નહોતું. તેને રોજ મદ્યપાન અને સ્ત્રીઓના રંગરાગમાં જ ઉન્મત્ત રાખવામાં આવતો હતો અને તેથી તે સિવાય બીજી કોઇ પણ દિશાએ તેની નજર જતી નહિ.

જીવનરાજ એક ચતુર યુવક હતો, પરન્તુ કુતુબુદ્દીન તેના કરતાં પણ વિશેષ ચતુર હતો. જીવનરાજને તેણે પોતાની ષડ્યન્ત્રજાળમાં એવો તો સપડાવી રાખ્યો હતો કે કોઈ પણ રીતે તે છૂટો થઇ શકે નહિ. જે વખતે જીવનરાજને જે કાંઇ જોઇએ, તે ક્ષણે કુતુબુદ્દીન તે હાજર કરતો અને જીવનરાજની સેવામાં પોતે પણ હાજર ને હાજર રહેતો. જીવનરાજને કોઈ વાર શિકારે જવાનો વિચાર થઇ આવતો તો કુતુબુદ્દીન પોતે સો ઘોડેસ્વારને સાથે લેઇને તેની પાછળ પાછળ તેના શરીરનું રક્ષણ કરવા નિમિત્તે જતો. જીવનરાજ નૃત્યાંગનાઓને સાથે લેઇને સરોવરમાં નૌકાવિહાર કરવાની ઇચ્છા કરતો, તો કુતુબુદ્દીન પણ બીજી નૌકા તૈયાર કરાવીને તેની સાથે સાથે પોતે પણ નૌકાવિહારની ઇચ્છા જણાવતો. જીવનરાજ બગીચામાં

કરવા માટે ઉતરી પડતો તો કુતુબુદ્દીન તેની પાછળ ગુપ્ત પહેરો રાખતો. રાત્રે પણ જીવનરાજના નિવાસગૃહની આસપાસ સખ્ત પહેરો બેસાડીને અને દેવડીપર વિશ્વાસુ માણસને આખી રાત જાગતો રહેવાની આજ્ઞા કરીને પછી પોતે સૂવા જતો. જીવનરાજ આ કશું કપટતંત્ર જાણતો નહોતો. તે આખો દિવસ મદિરાપાનમાં ઉન્મત્ત જ રહ્યાં કરતો હતો અને તેના મુસલમાન અનુચરો તેને એક રાજાના જેટલું માન આપતા.

મુસલમાન સૈનિકો, સરદારો તેમ જ ખુદ કુતુબુદ્દીન પણ પોતાને આટલું બધું માન શામાટે આપતો હશે તે જીવનરાજ સમજતો નહોતો. એકવાર પોતાને કુતૂહલ થવાથી તેણે કુતુબુદ્દીનને તે વાત જણાવી અને પોતાના આટલા બધા સન્માનનું કારણ પૂછ્યું. કુતુબુદ્દીને જણાવ્યું: "જનાબ! તમે તો આ દેશના રાજા છો અને અમારા અતિથિ છો તેથી તમને સન્માન આપવું તે અમારૂં કર્ત્તવ્ય જ છે."

જીવનરાજ આ ઉત્તર સાંભળીને હાસ્ય કરતો બોલ્યો: "હું તો માત્ર એક ભિખારી છું; મને રાજા કોણ કહે?"

કુતુબુદ્દીને ઉત્તર આપ્યો: "અમે તો બીજા કોઇ પણ રાજાને ઓળખતા નથી; તમે પોતે જ ખરા રાજા છો. ભીમદેવ તો એક લુંટારો છે અને તે ગુજરાતનું રાજ્ય કરવાને કોઈ પણ રીતે લાયક નથી. તે કરતાં જો ગુજરાત ઉપર તમારૂં રાજ્ય હોય તો સઘળી પ્રજા પૂર્ણ સુખી થાય. ભીમદેવ રાજકુળમાં જન્મ્યો તેથી તે એક રાજા કહેવાયો તે ભલે પણ તેનામાં રાજ્ય કરવાના ગુણો નથી."

આ પ્રમાણે જીવનરાજનો સત્કાર કરવામાં અને તેની પ્રશંસા કરવામાં કશી પણ ન્યૂનતા બતાવવામાં આવતી નહોતી. તેના નિવાસગૃહમાં તેની સેવાર્થે અસંખ્ય હિંદુ દાસદાસીઓને પણ રાખવામાં આવ્યાં હતાં. મહાલયના દ્વારપર અને તેની બહાર સંખ્યાબંધ પઠાણોને તેના દેહના રક્ષણને અર્થે નિયુક્ત કરવામાં આવ્યા હતા. વળી ભીમદેવે મોકલેલો કોઇ પણ ગુપ્તચર જીવનરાજના નિવાસગૃહમાં પ્રવેશ કરવા પામે નહિ તેટલા માટે કુતુબુદ્દીને એવો નિયમ કર્યો હતો કે તેની પરવાનગી સિવાય તેના નિવાસગૃહમાં કોઇ પણ અજાણ્યા માણસને પેસવા દેવો નહિ. મહાલયમાંથી બહાર જવા ઇચ્છનાર કોઇ પહેરેગીર કે દાસદાસીના સંબંધમાં પણ એવો જ નિયમ ઠરાવવામાં આવ્યો હતો, અને તેથી કુતુબુદ્દીનની અનુમતિ વિના કોઇ પણ બહારનો માણસ અંદર કે અંદરનો માણસ બહાર જઇ આવી શકતો નહિ.

નૃત્યાંગનાઓને માટે મહાલયની બહાર એક સ્વતંત્ર ગૃહ રાખવામાં આવ્યું હતું. જ્યારે તે સ્ત્રીઓને જીવનરાજના મહાલયમાં દાખલ કરવામાં આવતી અથવા તો તેમને તેમાંથી બહાર જવા દેવામાં આવતી ત્યારે કુતુબુદ્દીન પોતે દ્વાર પાસે આવીને ઊભો રહેતો અને કોઇ પણ અજાણી સ્ત્રીને તેઓની સાથે ઘુસી જવા દેતો નહિ. વળી નૃત્યાંગનાઓના નિવાસગૃહમાં પણ કોઇ પરાઇ સ્ત્રી પ્રવેશ કરે નહિ તેની પણ કાળજી રાખવામાં આવતી અને તેટલા માટે ખાસ પહેરેગીરો પણ રાખવામાં આવ્યા હતા.

આટલો કડક પેહેરો જોઇને જીવનરાજને એક વાર સંદેહ પણ ઉત્પન્ન થયો હતો, પરન્તુ એ સંદેહ માત્ર એકાદ બે ક્ષણને માટે જ હતો. કુતુબુદ્દીનની ચતુરાઇભરી વાતચીતથી અને રમણીઓના કટાક્ષથી એ સંદેહનો એક ક્ષણમાત્રમાં ધ્વંસ થઇ ગયો હતો. ત્યારથી કુતુબુદ્દીન પહેલાં કરતાં વધારે સાવધ બન્યો હતો. જીવનરાજને કેદ કરી રાખવામાં જ તેની સર્વ સિદ્ધિ સમાએલી હતી. ગુજરાત જીતવામાં જીવનરાજની મદદની તેને જરૂર હતી અને તેને ફોસલાવીને પોતાનો કરી લેવા માટે જ આ સઘળી લાંબી બાજી રચવામાં આવી હતી. વળી તે ભીમદેવના પક્ષમાં મળી જાય તો તેના શૌર્યવીર્ય સંબંધે કુતુબુદ્દીનને ખાત્રી હતી કે તે ગુજરાતને મુસલમાનોના હાથમાં કદાપિ જવા દે નહિ. આ કારણથી કોઇ પણ રીતે જીવનરાજને અજમેરના કિલ્લાની બહાર ન જવા દેવો' તેમાં જ કુતુબુદ્દીનનું હિત સમાએલું હતું.

જીવનરાજના નિવાસગૃહ ઉપર આટલી કડક દેખરેખ રાખવામાં આવ્યા ઉપરાંત અજમેરના કિલ્લાની પણ પૂરી સંભાળથી તજવીજ રાખવામાં આવતી. કિલ્લાની આસપાસમાં કોઇ હિંદુઓ એકઠા થાય નહિ તેની તપાસ રખાતી તેમજ કુતુબુદ્દીનની અનુમતિ વિના કોઇ પણ હિંદુને કિલ્લાની અંદર પ્રવેશ કરવા દેવામાં આવતો નહિ. મુસલમાનોને માટે આવો કશો નિયમ રાખવામાં આવ્યો નહોતો. મુસલમાનો પોતાની ઇચ્છા પ્રમાણે કિલ્લાની અંદર કે બહાર આવ જા કરી શકતા હતા, પરન્તુ તે છૂટ ખાસ સૈનિકોને માટે જ હતી. નગરવાસીઓને માટે તો હિંદુ કે મુસલમાન હરકોઇને માટે ખુદ કુતુબુદ્દીનની પરવાનગીની જરૂર પડતી. પરવાનગી મેળવવામાં પણ હિંદુઓને તો બહુ જ મુસ્કેલી પડતી. મુસલમાનોને જલ્દીથી પરવાનગી મળી શકતી પરન્તુ હિંદુઓને તેવી પરવાનગી મળી જતાં દિવસોના દિવસો વીતી જતા. આથી નગર માંહેના હિંદુઓને બહુ વિપત્તિ વેઠવી પડતી. ધીમે ધીમે હિંદુઓ નગર છોડીને નાસી જવા લાગ્યાં હતાં અને તેથી અજમેરમાં માત્ર ગણ્યા ગાંઠ્યા હિંદુઓ જ રહેવા પામ્યા હતા. હિંદુઓ નગર છોડી જતા

તેમાં તેમને કોઇ અડચણ કરતું નહિ પણ જો કોઈ હિંદુ નગરની અંદર પ્રવેશ કરવા ઇચ્છતો તો તુરત જ મુસલમાન પહેરેગીરો તેને રોકીને ઊભા રહેતા !

જે વખતે અજમેર હિંદુ નગરવાસીઓથી લગભગ શૂન્ય થવા આવ્યું હતું અને હિંદુઓને નગરમાં પેસવા દેવા માટે સખ્તાઇ ચાલતી હતી તે વખતે સંન્યાસી નૃસિંહ સ્વામી અજમેર આવી પહોંચ્યા. આવતાં જ તેમને માલુમ પડ્યું કે હિંદુઓને નગરમાં પ્રવેશ કરવા દેવામાં આવતા નથી અને પ્રવેશ કરવા માટે મુસલમાન સરદારની પરવાનગીની જરૂર પડતી હતી.

નગરની બહાર પડી રહીને સંન્યાસી બાવાએ દિવસ ગાળવા માંડ્યા. કિલ્લાની અંદર કોઈ પણ રીતે પ્રવેશ કરી શકાયો નહિ તેમ જ તુરતમાં પરવાનગી પણ મેળવી શકાઇ નહિ. જીવનરાજને સંદેશો કહેવરાવવાનો પણ કશો ઉપાય નહોતો. જીવનરાજની પાસે જઈ શકે જ કોણ ? પશુ કે પક્ષી પણ ન જઇ શકે તો મનુષ્ય તો જઇ શકે જ ક્યાંથી ? છેવટે હતાશ થઇને સંન્યાસી બાવાને કિલ્લાની બહાર જ રહેવું પડ્યું. એક વડના ઝાડ નીચે તેમણે મુકામ કર્યો. આહારમાં બે ચાર દિવસે એકાદ વખત તેમને માત્ર થોડાં વનફળની જરૂર પડતી અને તે તો આસપાસમાંથી સહજ મળી શકતાં હતાં.

એક દિવસે સાંજે સંન્યાસી બાવા તે વડના ઝાડ તળે બેઠા બેઠા આસપાસનું કુદરતી દૃશ્ય જોઈ રહ્યા હતા એવામાં પોતાની પાછળ તેમણે કોઇનો આર્ત્તનાદ સાંભળ્યો. કોઇ સ્ત્રીના ક્રંદનો તે કોમળ પણ દુઃખસૂચક નાદ સાંભળીને તે એકદમ ઊભા થયા અને જે દિશામાંથી તે સ્વર આવતો હતો તે તરફ નજર કરી તો જોવામાં આવ્યું કે થોડેક દૂર બે મુસલમાન સૈનિકો એક બિચારી બાલિકા ઉપર અત્યાચાર કરતા હતા. બાલિકા મુસલમાની હતી અને જળ ભરવા માટે ત્યાં આવી હતી. બે મુસલમાન સૈનિકોએ આવીને તેનો હાથ પકડી તેને ઘસડી જવા માંડી તેથી તે બાલિકા ભયપૂર્વક શોર મચાવી રહી હતી. એ આર્ત્તનાદ સાંભળીને વિજળીને વેગે સંન્યાસી બાવા ત્યાં જઇ પહોંચ્યા. સંન્યાસીએ બાલિકાને તે સૈનિકોના હાથમાંથી ખુંચવી લીધી. પાપીઓ ગમે તેટલા બળવાન્ હોય પણ જ્યારે તેઓનું પાપ કર્મ અન્યના જોવામાં આવે છે ત્યારે તેઓ નિર્બળ બની જાય છે, તેવી જ રીતે સંન્યાસી બાવાને એ બાલિકાને તે સૈનિકોના હાથમાંથી છોડાવવામાં બહુ બળ વાપરવાની જરૂર પડી નહિ; પરન્તુ તુરત જ બેમાંથી એક સૈનિક પોતાની તલવારને મ્યાનમાંથી ખેંચી કાઢતો સંન્યાસી ઉપર ધસી આવ્યો. સંન્યાસીએ બાલિકાને કહ્યું: " બ્હેન ! આ વખતનો લાભ લેઇને તું જલ્દી નાસી જા. "

બાલિકા ગભરાએલે વદને બોલી: " પણ તમારૂં શું થશે બાવાજી ?"

સંન્યાસીએ સ્મિત કરીને કહ્યું: " સંન્યાસીને મૃત્યુથી પણ શું અને જીવનથી પણ શું ?"

બાલિકા વધારે વખત વિચાર કરવા ઊભી ન રહેતાં એકદમ નાસી છૂટી. એક સૈનિક તેની પાછળ દોડયો પરન્તુ પ્રાણના ભયથી નાસનારને પકડનાર ક્યાંથી પહોંચી શકે ? થોડી વારમાં બાલિકા અદશ્ય થઇ ગઇ અને તેની પાછળ દોડનાર સૈનિક પાછો આવ્યો. બન્ને સૈનિકોએ મળીને સંન્યાસી બાવાને પકડયા અને તેમના હાથ બાંધ્યા. સંન્યાસીએ કહ્યું: " ભલે, તમે મને મારો, કાપો, તેની કશી ચિંતા નથી, પણ મારી એક વાત સાંભળો !"

સૈનિકે કહ્યું: " અત્યારે તો એક કાફરની વાત પણ ન સાંભળવી જોઇએ, પણ બોલ, તારે શું કહેવું છે ?"

સંન્યાસીએ કહ્યું: " તમે રાજા છો, તો પછી પ્રજાને કેમ મારો છો ?"

" બસ, અમારી મરજી." સૈનિકે ઉત્તર આપ્યો.

" એમાં મરજી કાંઇ પણ કામ લાગે નહિ. મુસલમાન તો એક શૂરવીર કોમ છે, અને તેનામાં એક ખરેખરા રાજાના ગુણો રહેલા છે. આવાં કામોથી તમે એ ઉચ્ચ ગુણોને કેમ કલંક લગાડો છો ?"

" તું અમને એવું પૂછનાર કોણ ? હરામખોર !" બીજા સૈનિકે ગુસ્સો કરતાં કહ્યું.

" હું તમારી પ્રજા છું. રાજાને ઉપદેશ આપવો અને જેમ બને તેમ રાજાનું હિત કરવું એ મારો ધર્મ છે, તેટલા માટે કહું છું કે જે જાતિ વીરશ્રેષ્ઠ છે અને જે એક દિવસ આખી દુનિયાનું રાજ્ય કરવાને લાયક છે તે જાતિમાં જન્મ પામવાને ભાગ્યશાળી થઇને તમે એનું નામ કેમ કલંકિત કરો છો ?"

" ઑય ! જાણે મારો બેટો ખુદાનો પયગમ્બર ગઈ ગયો ! લગાઓ સાલાને !"

પણ એટલામાં તો પાસેના ગામડામાંથી પાંચ છ હિન્દુઓ તે રસ્તે થઇને નીકળ્યા અને એક વૃદ્ધ સંન્યાસી બાવાને બે મુસલમાન સૈનિકો મારવા તૈયાર થયા છે એમ જોઇને ત્યાં આવ્યા. તેઓ પોતાની ડાંગો લેઇને મુસલમાનોની સામે થયા. બન્ને મુસલમાન સૈનિકોએ પોતાની તલવારો કાઢી અને ઝપાઝપી થવાનો પ્રસંગ નજીક આવી લાગેલો જણાયો. તુરત જ સંન્યાસી બાવાએ બન્ને પક્ષોની વચ્ચે જઇને બન્ને તરફ પોતાના

હાથ ઉંચા કરીને કહ્યું: " ભાઇઓ ! જરા ધીરા થાઓ ! જેઓને તલવારનો ઉપયોગ કરવાની ઇચ્છા હોય તેઓ મારા પર તેનો ઉપયોગ કરો અને જેઓ ડાંગનો ઉપયોગ કરવા ઇચ્છો છો તેઓ પણ મારા પર કરો. વૃદ્ધ સંન્યાસી મરી જશે તો તેથી કાંઈ દુનિયામાં મોટી ખોટ પડી જવાની નથી."

બન્ને પક્ષો સંન્યાસી બાવાના આ શબ્દો સાંભળીને વિસ્મિત થતાં સ્થિર બનીને ઊભા રહ્યા. મુસલમાનો વિચારવા લાગ્યા: " જેને આપણે મારવા ઇચ્છીએ છીએ તે આપણું રક્ષણ કેમ કરવા ઇચ્છે છે ? જરૂર તેમાં કાંઇક મતલબ હોય એમ લાગે છે." હિન્દુઓમાંથી એક જણ આગળ આવીને બોલ્યો: " બાવાજી ! આઘા રહો, અમે તમને મારવા ઇચ્છતા નથી. જે તમારા શત્રુઓ છે અને સઘળા હિંદુઓના શત્રુઓ છે તેમને અમે મારવા ઇચ્છીએ છીએ."

સંન્યાસી બાવાએ કહ્યું: " પણ ભાઇ ! જેણે કાંઇ અપરાધ કર્યો હોય તેને શિક્ષા કરવાનો તમારો શું અધિકાર છે તે કહો !"

" અમારાં બાળબચ્ચાં અને બૈરાંને બેઇજ્જત કરનાર અને અમને વટલાવીને વિધર્મી બનાવનારને અમે શું શિક્ષા ન કરીએ ? એ તમે શું બોલો છો બાવાજી ? અમે જ્યારે અમારા શત્રુઓને શિક્ષા નહિ કરીએ તો પછી બીજું કોણ શિક્ષા કરશે ?"

" જે કર્તા હોય તે શિક્ષા કરે."

" ત્યારે કર્તા કોણ ?"

" કર્તા દેશનો રાજા, કર્તા સચરાચર પ્રભુ; તમે કે હું તે કોણ માત્ર ?"

" એ કાંઇ વાત અમે સાંભળીશું નહિ. રાજા કે પ્રભુ કોઇએ કર્તા નથી; કર્તા તો અમારા હાથમાંની ડાંગ જ માત્ર છે !" એક હિન્દુએ જુસ્સામાં આવતાં કહ્યું.

સંન્યાસીએ કહ્યું: " હાથમાં ડાંગ અને બાહુમાં બળ હોવા છતાં જે રાજા હોય તેને માન આપતાં તમારે શીખવું જોઇએ."

" અમે મુસલમાનને રાજા માનતા જ નથી." એક હિન્દુએ કહ્યું.

" ન માનતા હો તો જ્યાં હિંદુ રાજાનું રાજ્ય હોય ત્યાં જઇને વસો; પરન્તુ જ્યાંસુધી તમે મુસલમાન રાજાના રાજ્યની હદમાં છો ત્યાંસુધી તો તમારે મુસલમાન રાજાને દેવતા તુલ્ય સમજવો જોઇએ."

એક જણ ગુસ્સે થતો બોલ્યો: " મુસલમાન અમારો દેવતા ?"

સંન્યાસીએ દૃઢતાથી કહ્યું: " હા, દેવતા જ ! જે રાજા હોય તે દેવતાતુલ્ય જ કહેવાય. જે પોતાના બાહુબળથી જૂદા જૂદા દેશોમાં પોતાનો

જય બોલાવીને, દિલ્હી, કાન્યકુબ્જ, મગધ, ગૌડ, ગુજરાત વગેરે પ્રાચીન હિંદુ રાજ્યનો ધ્વંસ કરીને, ઇસલામની પતાકાને ફરકાવે છે તે 'દેવતા' નામને જ લાયક છે."

તે હિન્દુ આંખોમાં રક્ત વર્ણ ધારણ કરતો બોલ્યો: "તે દેવતા નહિ પણ દાનવ, અમર નહિ પણ અસુર."

"બળમાં દાનવ, પરન્તુ રાજગુણમાં તો દેવતા જ! જો તમારે માથું જ કાપવું હોય તો મારૂં માથું કાપી નાંખો, પરન્તુ જો તમે આ ખોટે માર્ગે ચાલેલા બે મુસલમાનોનાં માથાં કાપશો, તો આવતી કાલે સ્હવાર થતાં પહેલાં તમારૂં આખું ગામ શ્મશાન બની જશે!"

સંન્યાસીના આ શબ્દો સાંભળીને હિંદુઓ તત્સમયની પરિસ્થિતિને સમજી ગયા અને પોતાની ડાંગોને નીચી કરીને શાન્ત ભાવે ઉભા. સંન્યાસીએ મુસલમાનો તરફ નજર કરીને કહ્યું: "તમે હવે કિલ્લાની અંદર જતા રહો."

એક મુસલમાન બોલ્યો: "અમે એકલા જઇશું નહિ પણ હવે તો આ હરામખોર હિંદુઓને પકડીને તેમને સાથે લેઈ જઇશું."

એક હિંદુ હસતો હસતો બોલ્યો: "કેવી રીતે પકડી જશો અમને, ખાંસાહેબ?"

"સુલ્તાનને કહીને એક મોટી ફોજ લાવી તમારા ગામના સઘળા હિંદુઓને પકડી જઇશું."

સંન્યાસીએ કહ્યું: "જો કોઇએ પણ અપરાધ કર્યો હોય, તો મેં જ તમારો અપરાધ કર્યો છે, અને તેટલા માટે એ લોકોને શામાટે શિક્ષા કરવી જોઇએ? તેઓએ કાંઇ તમને હરકત કરી નથી, તેથી ઉલટું તમે તેઓને હરકત કરી છે."

બીજો મુસલમાન બોલ્યો: "આ હરામખોર બાવો જ કોઇ પ્રપંચી છે, માટે તેને જ પકડી લ્યો એટલે પત્યું."

સંન્યાસીએ કહ્યું: "તમારી ઇચ્છા તેવી હોય તો ભલે મને પકડી લ્યો. જેણે અપરાધ કર્યો હોય તેને સજા કરવાનો તમને હક છે, પરન્તુ ધ્યાનમાં રાખજો કે તમારા જેવા નરાધમોના પાપથી રાજાનું નામ કલંકિત થશે અને રાજ્ય રસાતળ જશે. જો લાંબો વખત રાજ્ય કરવું હોય તો ધર્મને માર્ગે ચાલતાં શીખો."

એક મુસલમાન સિપાઇએ આગળ આવીને સંન્યાસીનો હાથ પકડ્યો. હિંદુઓ ડાંગ ઉંચી કરતા બોલી ઉઠ્યા: "અમે જીવતા હઇશું ત્યાંસુધી અમે બાવાજીને પકડાવા નહિ દઇએ."

સંન્યાસીએ હિંદુઓને વારતાં કહ્યું: "ભાઈઓ! મારી એકલાની ખાતર તમારા આખા ગામની ઉપર શામાટે વિપત્તિ વ્હોરી લો છો? મને તેમને હાથે પકડાવા દો, અને તમે તમારાં સ્ત્રી–પુત્રોનું રક્ષણ કરો."

સંન્યાસીની આજ્ઞાનું પાલન કરીને હિંદુઓ શાન્ત રહ્યા. મુસલમાન સિપાઇઓ સંન્યાસીના હાથ બાંધીને લેઇ ગયા. આ રીતે અજમેરના કિલ્લામાં પ્રવેશ કરવામાં સંન્યાસી બાવાને કશી હરકત વેઠવી પડી નહિ, કારણકે એક બંડખોર કેદી તરીકે કિલ્લામાં જવું એ સહેલું હતું. કોટવાળના હુકમથી સંન્યાસી બાવાને તુરત જ બંધીખાનામાં પૂરવામાં આવ્યા.

---

## પરિચ્છેદ ૮ મો.

---

### કારાગૃહમાં નિવાસ.

સંન્યાસી બાવા કારાગૃહમાં દિવસ નિર્ગમન કરવા લાગ્યા, પણ ત્યાં તેમણે આહારનો સદન્તર ત્યાગ કર્યો. મુસલમાનને હાથે અડકેલું અન્ન કે જળ તે ગ્રહણ કરતા નહિ–પ્રાણરક્ષણને અર્થે પણ તે તેમ કરતા નહિ, તેથી તેમને ઉપવાસમાં દહાડા કાઢવા પડતા.

જે ઓરડીમાં સંન્યાસી બાવાને રાખવામાં આવ્યા હતા તે ઓરડી પણ ઘણી નાની હતી. મહેલની નીચેના ભાગની એક સાંકડી ગંદી ઓરડી તે જ સંન્યાસી બાવાનું કેદખાનું હતું. ઓરડીની દીવાલની બહુ જ ઉંચે પક્ષીઓની આવજા માટે એક બાંકોરું રાખેલું હતું, તે સિવાય બીજી એકે બારી નહોતી. મુખ્યદ્વારપર પહેરેગીર રહેતો એટલે નાસી જવાનો એક પણ માર્ગ હતો નહિ, પરન્તુ એટલા માટે સંન્યાસીને ચિન્તા થતી હતી એમ કાંઇ નહોતું. પોતાને માટે ચિન્તા કરવાનું તેમને કદી આવડતું જ નહિ. જે કાર્યને માટે તે વટેશ્વરનો ત્યાગ કરીને આટલે દૂર સુધી આવ્યા હતા તે કાર્યની ચિન્તા તેમના હૃદયમાં નિવાસ કરી રહી હતી, પરન્તુ ચિન્તા કરવાથી કશું વળવાનું નથી એમ બાવાજી સમજતા હતા અને તેથી સઘળી ચિન્તાનો ભાર ભગવાન્ ઉપર મૂકીને સંન્યાસી બાવા નિશ્ચિન્ત રહેતા હતા.

બે દિવસ ચાલ્યા ગયા. ત્રીજે દિવસે બપોરે તુરંગનો ઉપરી આવીને દ્વારમાં ઊભો. તુરંગનો ઉપરી વૃદ્ધ તથા દયાળુ સ્વભાવનો હતો અને તેથી સૌ કોઇ તેને સારું માન આપતા. સિપાઇઓ કે બીજાઓ તેના ભયથી કેદીઓને કશી પીડા કરતા નહિ કે તેઓને મારતા–કૂટતા નહિ. તુરંગના

ઉપરીના હુકમ ઉપર બીજા કોઇનો હુકમ ચાલતો નહિ, એટલે સૌ કોઈ તેની આજ્ઞાને પ્રભુની આજ્ઞા સમજીને અતુલ માન આપતા. તેનું નામ એમદાદઅલી હતું.

એમદાદઅલી પોતે કેદીઓની તપાસ રાખવાને હમેશાં ફર્યા કરતો હતો. કેદીઓની સંખ્યા પણ ઘણી મોટી હતી. જે ઓરડીમાં સંન્યાસી બાવા હતા તે ઓરડીના દ્વારમાં આવીને એમદાદઅલીએ પ્રશ્ન કર્યો: " આ ઓરડીમાં કોણ છે ? "

પેહેરેગીરે જવાબ આપ્યો: " એક હિંદુ કેદી. "

" શામાટે કેદમાં પૂર્યો છે ? "

" તે એક બંડખોર છે. "

" ક્યારનો દાખલ કર્યો છે ? "

પહેરેગીરે જવાબ આપ્યો: " પરમ દહાડે સાંજે. "

" શરીરે તો સારો છે ને ? "

" જી હાં. "

" ખાવાપીવાની ગોઠવણ બરાબર છે ને ?

" તે કશું ખાતો જ નથી, સાહેબ. "

" એ દિવસથી તેણે કશું ખાધું નથી ? "

" જી ના. " પહેરેગીરે કહ્યું.

એમદાદઅલીને દુઃખ થયું; તેણે હુકમ કર્યો: " દ્વાર ખોલ, હું તેને જોવા ઇચ્છું છું. "

પહેરેગીરે દ્વાર ઉઘાડ્યું એટલે એમદાદઅલીએ ઓરડીમાં પ્રવેશ કર્યો. અંધકારમય કારાગૃહમાં એકાએક પ્રવેશ કરવાથી પહેલાં તો એમદાદઅલીએ કશું જોયું નહિ એટલે તેણે પૂછ્યું: " અહીં કોણ છે ? "

" એક વૃદ્ધ હિંદુ. " ઉત્તર મળ્યો.

" ખોરાક લીધો છે ? "

" ના. "

" શામાટે લીધો નથી ? "

" યવનને હસ્તે સ્પર્શેલું અન્ન હું ખાતો નથી. "

" ભૂખથી કેટલા દિવસ જીવીશ ? "

" નહિ જીવું, તો મરી જઇશ. "

" આપઘાત કરવાનો યત્ન કરે છે ? "

" ધર્મને અર્થે પ્રાણ વિસર્જન કરવા એ આપઘાત ન કહેવાય. "

"યવનનાં હાથમાંનું અન્ન ખાવાથી શું ધર્મ નાશ પામે છે?"

"એ પ્રશ્નનો ઉત્તર એક વિધર્મીની પાસે આપવાની મારી ઇચ્છા નથી."

એમદાદઅલી એકાદ ક્ષણ ચૂપ ઊભો રહ્યો! તેણે પૂછ્યું: "તને રાંધતાં આવડે છે?"

સંન્યાસી બાવાએ ઉત્તર આપ્યો: "હા, આવડે છે."

"વારુ, હું એક ચાકર મોકલું છું."

"હિન્દુ?"

"હા, હિન્દુ!"

ઓરડીમાંથી બહાર આવીને એમદાદઅલીએ એક સિપાઇને હુકમ કર્યો: "એક હિંદુ ચાકર લાવી આપ."

સિપાઇ બોલ્યો: "પણ સાહેબ! આ શહેરમાં એકકે હિંદુ છે જ નહિ!"

"તો શહેરની બહારથી લેઇ આવ."

"બહારનો હિંદુ શહેરની અંદર આવશે નહિ."

"તો રાજા જીવનરાજના મહેલમાંથી લાવી આપ."

"પરવાના વિના નહિ મળે."

"કોના ઉપર પરવાનો જોઇએ છે?"

"કુતુબુદ્દીન સાહેબ ઉપર."

એમદાદઅલીએ પરવાનો લખી આપ્યો અને પછી તે ચાલ્યો ગયો. થોડી વારમાં એક હિંદુ ચાકર આવીને સંન્યાસીની પાસે ઊભો. સંન્યાસીએ પૂછ્યું: "તું કોણ છે?"

"હિંદુ ચાકર."

"કઈ જાતનો છે?"

"ક્ષત્રિય."

"તું ક્ષત્રિય થઇને મુસલમાનનું દાસત્વ કરે છે?"

"શું કરૂં? મુસલમાનોને હાથે પકડાયો અને હું નિરૂપાય બન્યો." ચાકરે જવાબ આપ્યો.

"હથીયાર પકડતાં આવડે છે?"

"કયા ક્ષત્રિયને હથીયાર પકડતાં ન આવડે?"

"ત્યારે હિંદુ રાજાનું દાસત્વ શામાટે કરતો નથી?"

"અત્યારે અકસ્માત્ હું હિંદુ રાજાની સેવામાં જ છું."

"કયો હિંદુ રાજા?" સંન્યાસીએ પ્રશ્ન કર્યો.

"જીવનરાજ." આ ઉત્તર સાંભળીને સંન્યાસી બાવા મૌન રહ્યા. ચાકરે કારાગૃહના અંધકારમાં જરા ઉંડી નજર કરીને જોયું તો જણાયું કે અત્યારસુધી પોતાને પ્રશ્ન કરનાર એક સંન્યાસી હતો. ચાકરે તેને ભક્તિપૂર્ણ હ્રદયે પ્રણામ કર્યા. સંન્યાસીએ પૂછ્યુંઃ "તારૂં નામ શું?"

"રામદેવ."

"વારૂ, રામદેવ! મારે માટે આહારની વ્યવસ્થા કર."

રામદેવ આટો, દાળ, પાણી લાવીને રસોઈની ગોઠવણ કરવામાં ગુંથાયો. એક ચુલો લાવીને તેમાં તેણે દેવતા સળગાવ્યો. સંન્યાસીએ ચુલાપર તપેલી મૂકીને રામદેવને પૂછ્યુંઃ "રામદેવ! તારી ઉમર કેટલી હશે?"

"ચાલીશ વર્ષ, પ્રભુ!"

"તારૂં નિવાસસ્થાન ક્યાં?"

"માફ કરો, મહારાજ!"

"રામદેવ! હું હિંદુ સંન્યાસી છું. મારી પાસે કાંઇ પણ વાત ગુપ્ત શામાટે રાખે છે?"

"મારી ઓળખાણ અને મારૂં જીવન કોઇને કહેવું નહિ એવી મારી પ્રતિજ્ઞા છે."

"કેટલુંક તો હું જાણું છું."

"શું જાણો છો?"

"તું ચૌલુક્ય વંશનો રજપૂત છે!"

રામદેવ નિરૂત્તર રહ્યો. ચુલામાંની આગને લીધે રામદેવનું મ્હોં લાલચોળ દેખાવા લાગ્યું.

સંન્યાસીએ તેના વદન સામે જોઇને કહ્યુંઃ "તારી વાંચ્છના પૂર્ણ થશે."

રામદેવ ચમકી ઉઠયો અને બોલ્યોઃ "મારી વાંચ્છના? માલેકનું કલ્યાણ ઇચ્છવા સિવાય મારા જેવા પરાધિન ચાકરની બીજી શું વાંચ્છના હોય, પ્રભુ!"

"મારી પાસે જૂઠું બોલવું એ નિષ્પ્રયોજન છે; પરન્તુ રામદેવ! સાવધ રહેજે! ક્ષત્રિયને અનુચિત કાર્યમાં કદાપિ પડીશ નહિ."

સંન્યાસીની સામે વિસ્મયપૂર્વક જોઇ રહીને રામદેવ બોલ્યોઃ "મહારાજ! આપ કોણ છો?"

"જ્યારે તને હું ઓળખી ચૂકયો છું, ત્યારે તને મારી ઓળખ આપવામાં મને કશો વાંધો નથી. હું પાટણથી અકસ્માત્ અહીં આવી ચડયો છું."

"ત્યારે આપ પોતે જ વટેશ્વરવાળા નૃસિંહ સ્વામી?"

સંન્યાસીના નેત્રોમાંથી હકારનું સૂચન થયું. રામદેવ સંન્યાસીની પદ-રજ મસ્તકે ચડાવતો બોલ્યો: "આજે મારૂં જીવન સફળ થયું; પરન્તુ મહારાજ! આપ અહીં ક્યાંથી?"

"હું જીવનરાજને લેવા આવ્યો છું."

"એ અસાધ્ય કાર્ય છે; જીવનરાજની આપને શું જરૂર પડી છે?"

"દેશનો ઉદ્ધાર જીવનરાજ જેવા પ્રબળ સેનાનાયક વિના થઇ શકે તેમ નથી, અને તેટલા માટે એ અસાધ્ય કાર્યને સાધ્ય કરવાનો શ્રમ ઉઠાવ્યો છે. વારૂ, અહીં કેટલા હિંદુઓ છે?"

"જીવનરાજની સાથે કેટલાક હિંદુઓ ગુજરાતમાંથી આવ્યા છે તેઓ છે; તે ઉપરાંત મારા જેવા બે ચાર જણા છે."

"જીવનરાજને તું મળે છે ખરો?"

"હા."

"ખાનગીમાં મળી શકે ખરો?"

"આપની આજ્ઞા હોય તો તેમ કરી શકું, નહિતો જીવનરાજને ખાનગીમાં મળવું એ અસંભવિત જ લેખી શકાય, કારણકે કુતુબુદ્દીન એટલો સાવધ રહે છે કે તે જીવનરાજને તેની ખરી વસ્તુસ્થિતિના ભાનમાં જ આવવા દેતો નથી."

"ત્યારે એક પત્ર જીવનરાજને ખાનગીમાં મળીને આપીશ?"

"લખી આપો. આપવાનો યોગ મેળવવાને યત્ન કરીશ." રામદેવે જણાવ્યું.

"પણ પત્ર લખવાનાં સાધનો ક્યાં છે?"

"મારી પાસે નથી—અત્યારે લાવવાનો ઉપાય પણ નથી. કાલે લેતો આવીશ."

એટલામાં ભોજનની સામગ્રી તૈયાર થઇ ગઇ, પરંતુ સંન્યાસી બાવાએ તે ખાધું નહિ. રામદેવે વિસ્મિત થઇને પ્રશ્ન કર્યો: "ભોજન નથી કરવું?"

"ના. મહાદેવને પ્રસાદ અર્પણ કર્યા વિના હું ભોજન કરતો નથી."

"ત્યારે મહાદેવને પ્રસાદ ધરો, અને પછી જમો."

"યવનના ઘરમાં યવનનું અન્ન મહાદેવને ધરાવવું ઉચિત નથી."

"ત્યારે શું ભૂખ્યા રહેશો?"

"તે વિના બીજો ઉપાય નથી."

"ખોરાક વિના કેટલા દિવસ ચલાવશો?"

"જ્યાંસુધી ચાલશે ત્યાંસુધી."

"અને પછી ?"

"પછી શું થશે તે ભગવાન્ જાણે !"

## પરિચ્છેદ ૯ મો.

### જીવનરાજનું હૃદય–રત્ન.

બીજે દિવસે સાંજે જીવનરાજના વિલાસગૃહમાં પરિપૂર્ણ વિલાસ જામી રહ્યો હતો. વીણાનો ઝંકાર, પખાજનો નાદ તથા રમણીનું મધુર ગાન આખા ગૃહને નિનાદિત કરી રહ્યું હતું. સેંકડો ઉજ્જવલ દીપકોથી અને તેથી પણ વધારે ઉજ્જવલ રમણીઓનાં કટાક્ષોથી તે વિલાસમંદિર ઝાકઝમાળ થઇ રહ્યું હતું. એ સઘળા શણગારને ઝાંખો બનાવી દેતો જીવનરાજ સૌની વચ્ચે એક નાના સિંહાસન ઉપર બેઠો હતો. સામે નૃત્યાંગનાઓનું વૃંદ ઊભું હતું. બન્ને બાજુએ વાદિત્ર બજાવનારાઓ ઊભા હતા. પાછળ બે–ચાર હજુરીયા હુકમનો તુરત અમલ કરવાની તૈયારી કરીને ઊભા હતા. કુતુબુદ્દીન પણ ત્યાં ઊભો હતો; પરંતુ જાણે કે તે પણ જીવનરાજનો હજુરી હોય તેવી રીતે તેના પગ આગળ નીચે બેઠો હતો અને ચારે બાજુએ સાવધાન દૃષ્ટિ ફેરવી રહ્યો હતો.

આ નાચરંગમાં મધપાનની કશી ન્યૂનતા રાખવામાં આવી નહોતી. એક ચાકર સૌને મધની પ્યાલીઓ વહેંચવાના કામમાં જ ગુંથાએલો હતો. સૌ તેનું પાન કરીને પરિતૃપ્ત થયા છે, માત્ર કુતુબુદ્દીને જ એક પણ પ્યાલી પીધી નથી ! નૃત્યાંગનાઓમાં એક બેલા બીબી નામની સ્ત્રી હતી. તે મદોન્મત્ત યુવતી હતી અને સૌંદર્યમાં અનુપમ હતી. મુસલમાન નૃત્યાંગના તરીકે તેને સૌ કોઈ ઓળખતા હતા, પરન્તુ તેનું નિવાસસ્થાન ક્યાં હતું તે કોઇ જાણતું નહોતું; માત્ર એટલું જાણવામાં હતું કે તે થોડા વખત પહેલાં દિલ્હીથી આવી હતી. બેલા બીબીનું ચરિત્ર લોકોમાં સારૂં કહેવાતું, કારણકે તેનો ધંધો નૃત્યાંગનાનો હોવા છતાં તે વેશ્યા તરીકે જાણીતી નહોતી. તે સમયે કેટલાંક ગરીબ માતાપિતાઓ વખાનાં માર્યાં પોતાનાં પુત્રપુત્રીઓને વેચી દેતાં, તેમાંથી કોઇ કાંઇ કોઇ કાંઇ ધંધામાં પડતાં. એવી છોકરીઓ બહુધા નૃત્યાંગનાઓ બનતી અને તેમાંની કોઇ તો સારા–અમીર ઉમરાવોની સાથે લગ્ન કરીને પણ રહેતી. બેલા કોઇ પણ પુરૂષનું મન હરણ કરી લેવામાં અદ્વિતીય રમણી હતી. તે જીવનરાજનું મન હરી લેવાનો ઉદ્યમ કરતી હતી એમ તે સમજતી હતી, તેથી તેણે આ વખતે એક ગુજરાતી ભાષાનું ગીત ગાયું:

( ૫૬ )

આવ, આવ, હૃદય-રત્ન !
કર કંઇ પ્રકાશ-યત્ન,
ઘોર અંધકાર મહીં,
દીપ્તિ કર તમઘ્ન ! આવ.
જો વસન્ત વિકસિત આ,
તરૂ લતા પુષ્પલચિત આ,
પણ ટળે ન તિમિર મારૂં,
સૂચવ માર્ગ પ્રજ્ઞ ! આવ.
સૂર્ય ઉગી ગયા અનેક,
આથમી ગયાય છેક,
નિરખી નહિ ઉજ્જ્વલતા,
રહ્યો તિમિર—મગ્ન ! આવ.

આ મધુરૂં ગીત જીવનરાજ સિવાય બીજું કોઇ સમજી શક્યું નહિ. કુતુબુદ્દીન ગુજરાતી ભાષા સમજતો હતો પરન્તુ એ ભાષામાંની કવિતા સમજવા જેટલું જ્ઞાન તેણે સંપાદન કર્યું નહોતું. તેણે બેલાને પૂછ્યુંઃ " બેલા ! તું ગુજરાતી ગાયન ક્યાંથી શીખી ? "

બેલાએ જવાબ આપ્યોઃ " ગાનારીઓએ જૂદી જૂદી ભાષાનાં ગીતો શીખવાં જ જોઇએ તો સાહેબ ! "

બેલાના આ જવાબથી કુતુબુદ્દીન કશો પ્રશ્ન પુનઃ કરી શક્યો નહિ, પરન્તુ તે ક્ષણે તેના હૃદયમાં એક શૂળ ભોંકાઇ. બેલા કદાચ જીવનરાજને પોતાના ગુજરાતી ભાષાનાં વીરરસ ઉત્તેજક ગાયનોથી ભાનમાં આણે તો સઘળો પ્રયત્ન વ્યર્થ જાય એવો ભય તેના હૃદયમાં વ્યાપ્યો હતો. એટલામાં જીવનરાજે બેલાને બીજું ગાયન ગાવાનો હુકમ કર્યો. બેલાએ આ વખતે ઉર્દુ ગાન ગાયુંઃ

કાંહાં મેરા પિયા ! કાંહાં મેરા જાન ?!
કાંહાં ચલા ગિયા, મેરા દિલોજાન ?! કાંહાં.
ઉનમેં લુભાઇ મૈંને,
સરમ લુંટાઇ મૈંને,
ઢુંઢું કાંહાંપેં ગુમાયા મેરા પ્રાન ! કાંહાં.
બન ગઇ લૈલી દિવાની,
દિખતી હું દુનિયાં ફાની;
લગા હૈ મજનૂકી તસ્બીરમેં હી તાન ! કાંહાં.

મધરાત ક્યારની વ્યતીત થઈ ગઈ હતી, તેથી હવે મીજલસની સમાપ્તિ કરવામાં આવી. જીવનરાજ નશામાં ચકચૂર હતો. તે સૌની વચ્ચેથી ઉઠયો–શય્યાગૃહ તરફ વળ્યો. પુનઃ પાછો ફરીને આસનપર બેઠો અને બોલ્યોઃ " બેલા ! બેલા બીબી ! આજ રાત તુમ ઇધર ઠહરો ! "

" જેવી આજ્ઞા મહારાજ ! " બેલાએ ઉત્તર આપ્યો.

કુતુબુદ્દીને જીવનરાજને સમજાવવા માંડયુંઃ " રાજાસાહેબ ! આપને બહુ ઉજાગરો થયો છે, માટે હવે બેલાને જવા દો. બહુ ઉજાગરો કરશો તો તબીયત બગડશે ! "

મદ્યથી ઘેલો બનેલો જીવનરાજ બોલ્યોઃ " નહિ, બસ ! હું બેલાનાં વધુ ગાયનો સાંભળવા માંગું છું ! "

જીવનરાજને અપ્રસન્ન કરવાનું કે તેને તેની પરાધીન સ્થિતિનું ભાન થઇ જવા દેવાનું કુતુબુદ્દીનને પાલવે તેમ નહોતું, તેથી તે બેલાને ત્યાં રાખવા સામે વાંધો લેઇ શક્યો નહિ. બીજી નૃત્યાંગનાઓ ગઇ અને બેલા ત્યાં જ રહી. કુતુબુદ્દીન પણ જતો રહ્યો. આસનપર જીવનરાજ અચેતન અવસ્થામાં બેઠો હોવાથી એક ચાકરે તેને હાથ પકડીને શય્યાગૃહ તરફ દોર્યો અને શય્યાગૃહનું દ્વાર ઉઘાડી આપ્યું. જેણે તે દ્વાર ઉઘાડી આપ્યું તે જ રામદેવ હતો. જીવનરાજ શય્યાગૃહમાં પેસીને પલંગમાં પડયો. પાસે બીજું કોઇ નહિ હોવાથી આ પ્રસંગનો લાભ લેઇને રામદેવ બોલ્યોઃ " મહારાજ ! આપનો એક પત્ર છે. "

મદ્યના નશામાં જીવનરાજે કશો ઉત્તર આપ્યો નહિ. રામદેવ બીજી વાર બોલ્યોઃ " મહારાજ ! આપને એક પત્ર આપવાનો છે. "

" કોણે આપ્યો છે ? " એકસરખી અચેતનાવસ્થામાં જીવનરાજે પૂછ્યું.

" નૃસિંહ સ્વામીએ. "

" નૂરબીબી કોણ છે ? તેનો પત્ર મને જોઇતો નથી; બેલાં બીબીને બોલાવ. "

" નૂરબીબી નહિ–નૃસિંહ સ્વામી. "

" ચૂપ રહો ! " જીવનરાજે પોતાની રક્તવર્ણીય આંખો ફાડીને કહ્યુંઃ " નૂરબીબીકો હમ નહિ મંગતા. "

રામદેવ સત્વર પત્ર જીવનરાજના હાથમાં આપીને ચાલ્યો ગયો. જીવનરાજને પત્ર વાંચવાનું પણ ભાન નહોતું. એટલામાં કુતુબુદ્દીન ત્યાં આવી પહોંચ્યો. ચારે દિશાએ નજર કરીને તેણે જીવનરાજની સામે જોયું.

તેના હાથમાંનો પત્ર તેણે સત્વર ઉઠાવી લીધો અને દીવાને અજવાળે વાંચવા માંડ્યો. તેમાં નીચે પ્રમાણે લખેલું હતું:

"જીવનરાજ! તું આ સ્થળે કેવી અવસ્થામાં રહેલો છે તે તું જાણે છે કે? તને સોનાના પીંજરામાં પૂરીને તેને હીરાનું તાળું લગાડીને ઝેર ખવડાવવામાં આવે છે. એ જ વિષ એક દહાડો વમન કરવું પડશે અથવાતો પ્રાણહારક થઇ પડશે. એ જ વિષાનલ એક વાર તારા બંધુનો પણ પ્રાણ હરશે અથવા દેશની સ્વાધીનતાને ભસ્મીભૂત કરી નાંખશે! તેનો કારણીભૂત શું તું થઇશ? ઇતિ–નૃસિંહ સ્વામી."

પત્ર વાંચતાં કુતુબુદ્દીન ચમકી ઉઠ્યો: "આ પત્ર કોણ આપી ગયું હશે? કોઈ માણસ તો હતો, એમ મેં ઉપરના માળના બાંકામાંથી જોઇ લીધું, પરન્તુ તેને પકડતાં પહેલાં તો તે નાસી ગયો. અહો, જો હું આ ક્ષણે આવી પહોંચ્યો ન હોત, તો આટલા વખતનો સઘળો પરિશ્રમ ધૂળ થઇ જાત. કાંઇ ફીકર નહિ, હવે હું જોઉં છું કે એ ગુપ્ત ચાર–નૃસિંહસ્વામી ક્યાં છુપાયો છે?"

કુતુબુદ્દીન ચાલ્યો ગયો. બહાર બેલા બીબી એક આસનપર પડી હતી. કુતુબુદ્દીને તેને પૂછ્યું: "હમણાં અહીં કોઇ અજાણ્યો પુરૂષ આવ્યો હતો?"

"ના. હું, રાજાજી અને ચાકરો સિવાય બીજું કોઈ નથી."

"તું અહીં બેઠી છે અને રાજાજી ઉંઘે છે; તને રોટી છે તો તેને માથે ગુલાબજળ છાંટી જરા સાવધ કર–સેવા કર."

કુતુબુદ્દીન ચાલ્યો ગયો એટલે બેલાએ જીવનરાજના મસ્તકપર ગુલાબજળ છાંટી તેને સાવધ કર્યો. તેની સારી પેઠે સુશ્રૂષા કર્યા પછી જીવનરાજ પૂરેપૂરા ભાનમાં આવ્યો. બેલા શય્યાની પાસે એક આસન લાવીને તે પર બેઠી અને અનેક પ્રકારના લલિત ભાવોથી જીવનરાજને ખુશ કરવા લાગી. જીવનરાજ બોલ્યો: "બેલા! હવે આ શય્યામાં સુઇ જા–બહુ રાત વીતી ગઇ હશે."

"ક્ષમા કરો, મહારાજ!"

"કેમ?"

"અત્યારે નહિ."

"ત્યારે ક્યારે?"

"જ્યારે આપ મને આપની દાસી બનાવશો, ત્યારે."

"તું મને ઇસલામ ધર્મ ગ્રહણ કરાવવા ચાહે છે? હું તો સર્વસ્વ ગુમાવી બેઠો છું; માત્ર એક ધર્મ રહ્યો છે તે પણ તું હરી લેવા ચાહે છે?"

"આપની પાસેથી હું કશું લેઇ લેવા માંગતી નથી—મારૂં સર્વસ્વ હું આપને અર્પણ કરવા ચાહું છું. ધર્મ માંગો તો ધર્મ પણ આપીશ અને હિંદુ બનવાનું કહેશો તો હિંદુ બનીશ."

"બેલા! બેલા! મારા હૃદયરત્ન! ત્યારે હું તને કેવી રીતે પ્રાપ્ત કરી શકું?"

"વિવાહ—"

"અત્યારે હું વિવાહ કરી શકું તેમ નથી."

"ત્યારે ક્યારે કરી શકશો?"

"જ્યારે હું સ્વતંત્ર થઇશ ત્યારે."

"ત્યારે શું આપ અત્યારે પરાધીન છો?"

"પરાધીન નહિ—તોપણ હું યવનોના અન્નથી વેચાએલો ગુલામ છું!"

"આપ સત્વર રાજ્યની લગામ હાથમાં લ્યો."

"ક્યા રાજ્યની? ગુજરાતની? હું ગુજરાતની ગાદીપર બેસવા ઇચ્છતો નથી"

"કેમ, મહારાજ?"

"જે ગાદી હું મારા બંધુના રક્તથી રંગાયા પછી મેળવી શકું, તે ગાદીપર શું હું બેસું? શું હું એટલો બધો અધઃપતિત જીવ છું?"

"ત્યારે આપ શું કરશો?"

"શું કરીશ તે વિષે મેં કશો નિર્ણય કર્યો નથી, તોપણ હું અત્યારે લગ્ન કરવાની ઇચ્છા તો નથી જ રાખતો."

બેલાએ કશો ઉત્તર આપ્યો નહિ; માત્ર તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો. જીવનરાજ તેની તરફ એકી દૃષ્ટે જોઇ રહ્યો. જોઇને ઉત્તેજિત કંઠે તે બોલ્યો: "બેલા! નિરાશ થઇશ નહિ. મેં પરાધીન રહેવાને માટે કાંઈ જન્મ લીધો નથી. મારા બાહુમાં જે બળ રહેલું છે, મસ્તિષ્કમાં જે શક્તિ રહેલી છે, તે વડે, જો હું ધારૂં તો યવનોને સિંધુ નદીની પેલી મેર હાંકી કાઢું!"

"ત્યારે ચુપચુપ કેમ બેસી રહ્યા છો?"

"તે હું પણ સમજી શકતો નથી!" જીવનરાજ શય્યામાં વિચારમાં પડ્યો. વિચાર કરતો કરતો નિદ્રામાં પડ્યો.

---

## પરિચ્છેદ ૧૦ મો.

### કિલ્લાની બહાર.

બીજે દિવસે બપોરે રામદેવને સંન્યાસીએ પૂછ્યું: " પત્ર આપ્યો કે ? "

" હા, પત્ર આપ્યો, પરન્તુ તે તેમણે વાંચ્યો નહિ. " રામદેવે જવાબ આપ્યો.

" ત્યારે કોણે વાંચ્યો ? "

" કુતુબુદ્દીને ! મેં તો જીવનરાજને પત્ર આપ્યો, પણ એ હરામખોર ઉપરના માળની છતમાં એક બાંકું રાખીને જોતો હતો એમ મને જણાયું. હું તુરત છટકી ગયો એટલે સારે ભાગ્યે પકડાયો નહિ, પરન્તુ પત્ર તો તેના હાથમાં જ ગયો ! "

" તારા પર તેને કાંઇ શંકા છે ? "

" ખાસ મારા પર નહિ, પરન્તુ સઘળા ચાકરો ઉપર કદાચ હોય અને તેમાં હું હિંદુ એટલે શંકાનું પહેલું પાત્ર લેખાઉં. "

" તું કદાચ આપત્તિમાં આવી પડશે, માટે સત્વર ગુજરાતમાં ચાલ્યો જા. "

" પરન્તુ જીવનરાજને નિઃસહાય મૂકીને જઉં ? "

" કદાચ જીવનરાજ વિપત્તિમાં આવી પડે, તો તું તેને શી સહાય આપી શકે ? "

" કશી નહિ, પ્રભુ ! પરન્તુ આપનું શું થશે ? "

" મારી ચિન્તા તું કરીશ નહિ. "

" પ્રભુ ! આપના પર તો આખા દેશનો ભરોસો છે, અને આપની ચિન્તા કેમ ન કરૂં ? માટે જ કહું છું કે અનાહાર રહીને શામાટે આત્મહત્યા કરો છો ? "

" આત્મહત્યા ? યવનના કારાગૃહમાં હું આહાર કરવાનો જ નથી ! "

" ત્યારે કારાગૃહની બહાર ચાલો, મહારાજ ! "

" શી રીતે ? "

" પહેરેગીરોને મારી નાંખીએ, અને તેમનો વેશ પહેરીને પલાયન કરી જઇએ. "

" છટ્ ! એવું કોણ કરે ? "

" છટ્ કહે ચાલવાનું નથી, પ્રભુ ! રાત્રિએ હું અસ્ત્રશસ્ત્ર લેઇને અવશ્ય અહીં આવીશ. "

"જો તેમ કરીશ, તો મને જીવતો નહિ જુએ." એમ કહીને સંન્યાસી બાવા સમાધિસ્થ થઇ ગયા. રામદેવ કશું નહિ બોલતાં ગુપચુપ ચાલ્યો ગયો, પરન્તુ મહેલ તરફ નહિ જતાં બેલાના રહેવાના સ્થાન તરફ ચાલ્યો. બેલાને મકાને ગયો તો તે ઉંઘી ગએલી જણાઈ. રામદેવ બેલાને મળવા માટે તે ઉંઘમાંથી ઉઠે તે સમયની રાહ જોતો બેઠો. ત્રીજે પહોરે બેલા ઉંઘમાંથી ઉઠી અને તેણે રામદેવને બોલાવ્યો: "કેમ, રામદેવ!"

"આજે હું આપની રજા લેવા આવ્યો છું." રામદેવે જવાબ આપ્યો.

"રજા શામાટે? તું કયાં જવાનો છે?"

"કયાં જવાનો છું એ નક્કી નથી, પણ હવે હું અહીં તો નથી રહેવાનો."

"કારણ?"

"કારણ હું કહી શકું તેમ નથી, પણ બીજા ચાર-પાંચ હિંદુઓ છે તેઓ સઘળાની સાથે હું પણ જઉં છું."

"પણ જવાનું કારણ તો મને કહે."

"જો કારણ કહું તો મારો જીવ જાય તેમ છે."

"ખુદાની કસમ-હું કોઇને તે વાત કહેવાની નથી." બેલાએ રામદેવને ખાત્રી આપી.

રામદેવે ઉત્તર નહિ આપતાં મકાનની ચારે બાજુએ ફરીને બારીક નજરે જોયું. છાપરા ઉપર કોઇ હોય તેવી ભ્રાન્તિથી ત્યાં પણ નજર કરી. આસપાસમાં કોઈ જણાયું નહિ એટલે તેણે દ્વાર બંધ કર્યું અને બેલાની નજદીક જઇને ધીમે સ્વરે કહ્યું: "જુઓ બીબી! હું જે કહું છું તે વાત કોઇને કહેવાની નથી. જો કહેશો તો હું નક્કી મરીશ, પરન્તુ તે સાથે તમને પણ લેતો મરીશ."

"ખુદાના કસમ ખાધા છતાં વિશ્વાસ નથી આવતો?"

"વિશ્વાસ આવે છે: તમે જીવનરાજના શુભેચ્છક છો, તેટલા માટે જ હું તમને કહું છું અને વાત પણ તેમના સંબંધે જ છે."

"રાજાજી સંબંધી વાત છે? શું વાત છે? જલ્દી કહે!"

"ગઇ રાત્રે નાચ-ગાન પૂરાં થયા પછી રાજાજીના હાથમાં કોઇ એક પત્ર આપી ગયું હતું."

"કોણ આપી ગયું હતું?"

"આપી જનાર હજી પકડાયો નથી. તે પત્ર રાજાજીએ નહિ વાંચતાં ખાંસાહેબના હાથમાં આવ્યો અને તે તેમણે વાંચ્યો."

"રાજાજીએ કેમ ન વાંચ્યો?"

"દારૂના નશામાં તેમને ક્યાં ભાન જ હતું?"

"વારૂ, પત્ર કોણે લખ્યો હતો?"

"રાજા ભીમદેવે."

"ભીમદેવે? ગુજરાતના રાજાએ? એ તો જીવનરાજના ભાઈ!" બેલાએ ચમકી ઉઠતાં કહ્યું.

"જીવનરાજ ભીમદેવના ભાઇ ન થાય, પરન્તુ બન્ને વચ્ચે ભાઇના જેવો પ્રેમ છે." રામદેવે કહ્યું. તેણે એક વાર ફરીથી તીક્ષ્ણ નજરે બેલાના વદન ઉપરની રેખાઓની પરીક્ષા કરી. તેનામાં પૂર્ણ વિશ્વાસ જામ્યો. તે ધીમે ધીમે બોલ્યોઃ "પત્રમાં એવું લખ્યું હતું કે 'જીવનરાજ! તું શા-માટે કારાગૃહમાં રહીને મારૂં અને આખા ગુજરાતનું ગૌરવ ગુમાવે છે? ઘેર આવ! તને પાટણનું રાજ્ય જોઈતું હોય તો હું તને તે આપવા તૈયાર છું.'"

બેલા આશ્ચર્ય પામતી પૂછવા લાગીઃ "રાજાજી શું કારાગૃહમાં છે?"

"પત્રમાં જે લખ્યું હતું તે હું તમને કહું છું."

જીવનરાજ શું કારાગૃહમાં કેદ છે? પહેલેથી બેલા એટલું તો સમજી ગઈ હતી કે કોઈ પણ ગૂઢ ઉદ્દેશ પાર પાડવાને કુતુબુદ્દીન જીવનરાજને દારૂમાં અને સ્ત્રીઓના વિલાસમાં મુગ્ધ રાખે છે; પરન્તુ જેને ગુજરાતની ગાદી આપવાનું કહીને લાવી રાખવામાં આવ્યો હતો તેને આવી રીતે ઠગીને કેદ રાખવામાં આવ્યો હશે તે બેલા જાણતી નહોતી. એ કાર્ય બેલાને પસંદ પણ પડ્યું નહિ. ગઇ રાત્રિની કથા પણ બેલાના સ્મરણમાં ઉભરાઇ આવી. રાજાજીના શય્યાગૃહમાં રાજાજીના હાથમાં કુતુબુદ્દીને એક પત્ર જોયો હતો અને તે પત્ર રાજા ભીમદેવે તેને મોકલ્યો હતો એ વાત તેને રામદેવે કહી હતી. કુતુબુદ્દીને બેલાને તે રાત્રે કોઇ માણસ અંદર આવ્યો હોવાનું પૂછ્યું હતું એ વાત પણ અત્યારે તેને સાંભરી આવી. તે સિવાયની બીજી વાતો પણ એક પછી એક બેલાને સાંભરી આવી. તેણે રામદેવને પૂછ્યુંઃ "ત્યારે રાજાજીનો શુભેચ્છક હોવા છતાં તું શામાટે નાસી જાય છે?"

"હું કાંઈ ખુશીથી નાસી જતો નથી—ખાંસાહેબની બીકને લીધે નાસી જવા ઇચ્છું છું."

"શાની બીક?"

"ખાંસાહેબ એમ માને છે કે રાજાજીના ચાકરોની અંદર કોઇ ગુપ્ત જાસૂસ છે અને તેથી જ તે પત્ર રાજાજીના હાથમાં આવ્યો હોવો જોઇએ

એમ તે સમજે છે. આ કારણથી અમારા ઉપર તેમનું તર્જન ગર્જન ચાલું થયું છે અને જે પખતં જાય છે તેમાં અમારે માથે પ્રાણભય રહેલો છે. જો હું નાસી જઉં નહિ, તો અજમેરના કિલ્લામાંથી જીવતાં નીકળવાનો સંભવ નથી."

"વારૂ, ત્યારે તું મારી પાસે શામાટે આવ્યો છે? હું શું કરી શકું તેમ છું?"

"કોઇ પણ રીતે કિલ્લાની બહાર હું નીકળી શકું તે માટે પરવાનો મેળવી આપો એટલું હું તમારી પાસે માંગું છું."

"બે–ચાર દિવસ રહી જા. બધા એકી સાથે ચાલ્યા જશો તો રાજાજીને બહુ કષ્ટ થશે."

"પણ એ બે–ચાર દિવસમાં માથું જવાનો ભય છે તેનું કેમ?"

"વારૂ, ત્યારે હું પરવાનાને માટે તજવીજ કરીશ." બેલાએ કહ્યું. રામદેવને તેથી આશ્વાસન મળ્યું અને તે ત્યાંથી વિદાય થયો.

* * * * *

સાંજ પડી. રામદેવ શસ્ત્રાસ્ત્રોની સાથે સંન્યાસી બાવાના કારાગૃહમાં ગયો. ત્યાં તેણે આશ્ચર્ય સાથે જોયું કે કારાગૃહમાં માણસોનું મોટું ટોળું એકઠું થયું છે. કેદખાનાનો ઉપરી પોતે પણ ત્યાં હાજર હતો. એક પેહેરેગીરને રામદેવે પૂછ્યું: "શું થયું છે? આટલા બધા લોક શામાટે એકઠા થયા છે?"

પેહેરેગીરે જવાબ આપ્યો: "કેદી મરી ગયો છે. બપોર સુધી તો જીવતો હતો."

ખરેખર કેદીનું મરણ થયું દેખાતું હતું. મરણ શાથી થયું તે કોઈ ચોક્કસ કહી શકતું નહોતું. શરીરપર કોઇ જાતનો ઘા પડેલો જણાતો નહોતો કે કોઇ સ્થળે લોહીનો ડાઘ પણ નહોતો–છતાં શરીરમાં કાંઇ ચૈતન્ય નહોતું. હકીમને બોલાવવામાં આવ્યો. તેણે શરીરની તપાસ કરીને અભિપ્રાય આપ્યો કે "શ્વાસ પણ બંધ થઈ ગયો છે, માટે દફનાવી દો." આ વાત એમદાદઅલીની પાસે ગઇ. તેણે મુડદાને ગામ બહાર લેઇ જઇને દાટી દેવાનો હુકમ આપ્યો, પરન્તુ હિંદુ બાવાના મુડદાને કોઇ પણ મુસલમાને અડકવાની ના કહી, એટલે રામદેવપર તેની નજર પડી. તેને પોતાની પાસે બોલાવીને એમદાદઅલીએ પૂછ્યું. "તું હિંદુ છે ખરૂં?"

"જી હા."

"ત્યારે એ બાવાના મુડદાને કબરમાં દાટી દેવાને લેઈ જા."

પાંચ-સાત પઠાણો પાસે ઊભા હતા તે બોલી ઉઠયા: "ના સાહેબ! મુસલમાનોના કબરસ્તાનમાં હિંદુનું મુડદું દફનાવી શકાશે નહિ."

રામદેવ બોલ્યો: "સાહેબ! હિંદુઓનાં મુડદાં દટાતાં નથી પણ બાળી નાંખવામાં આવે છે, માટે તેને કબરમાં દાટવાની જરૂર નથી."

છેવટે સંન્યાસી બાવાનું મુડદું બાળી નાંખવાનું ઠર્યું અને તે કામનો ભાર પણ રામદેવને માથે પડયો. એકલા રામદેવથી કાંઈ મુડદું ઉપાડીને લેઈ જઇ શકાય તેમ નહોતું એટલે બીજા પાંચ હિંદુઓની તેણે માંગણી કરી અને એમદાદઅલીએ એકંદર ૭ હિંદુઓને નગરની બહાર મુડદું બાળવા માટે લેઈ જવાનો પરવાનો લખી આપ્યો. બીજે દિવસે પરોઢમાં કિલ્લાના દરવાજા ખુલતાંની સાથે જ રામદેવ વગેરે ૭ જણાઓએ સંન્યાસી બાવાનું મુડદું ખાંધે ચડાવીને કિલ્લાની બહાર કાઢ્યું અને તેઓ કેટલેક દૂર આવેલી હિંદુ શ્મશાનભૂમિ તરફ ચાલ્યા. જેઓ કિલ્લાની બહાર ગયા તેઓ પાછા કિલ્લાની અંદર આવ્યા નહિ.

## પરિચ્છેદ ૧૧ મો.

### સાક્ષાત્કાર.

જીવનરાજના હાથમાં આવેલો પત્ર કોણ લાવ્યું તેની તપાસ કરવાને કુતુબુદ્દીને બહુ ફાંફાં માર્યાં પરંતુ તેનો પત્તો તેને મળી શકયો નહિ, તોપણ તેણે દરેકે દરેક શકદાર માણસની જડતી લીધી. પોતાના જાસૂસોને તેણે ખબર આપી દીધી કે ગુજરાતના રાજા તરફથી કોઇ છાનો જાસૂસ અજમેરમાં આવી પહોંચ્યો છે, માટે તેને પકડી લાવો; રામદેવ નૃસિંહ સ્વામીના શબને ખાંધે લેઇને કિલ્લાની બહાર નીકળ્યો કે તુરત જ કુતુબુદ્દીનના જાણવામાં આવ્યું કે નૃસિંહ સ્વામી કેટલાક દિવસ અગાઉ ગુપ્ત વેશમાં કિલ્લાની અંદર પેસી ચૂકયા છે. તેમને કિલ્લાની અંદર પેસી જવાનો લાગ કેવી રીતે મળી ગયો તે કુતુબુદ્દીનના જાણવામાં આવ્યું નહિ, તેમજ અત્યારે તે કયાં રહેલા હશે તે પણ તેને માલૂમ પડયું નહિ. તે પોતાના ચાકરો અને ગુપ્તચરો ઉપર બહુ જ ગુસ્સે થયો અને તેમને ગાળો દેવા મંડયો. તે બોલ્યો: "આજ તે આજ એ જોગટાની ખબર લાવી આપો, નહિતો સઘળા ગુપ્તચરોને હું જલ્લાદના હાથમાં સોંપીશ." તે જ બપોરે તેને ખબર મળ્યા કે નૃસિંહ સ્વામીને કેદખાનામાં કેદી તરીકે પૂરવામાં આવ્યા છે! તુરત જ કુતુબુદ્દીન કેદખાનામાં ગયો તો તેને માલૂમ પડયું કે

'પંખી ઉડી ગયું છે!' કેદખાનામાં રહેલા **નૃસિંહ સ્વામી** તો મુસલમાનના હાથનો ખોરાક નહિ ખાવાથી મરી ગયા છે, એવી ખબર કુતુબુદ્દીનને આપવામાં આવી, પરન્તુ તે ઉપર તેને વિશ્વાસ આવ્યો નહિ. તેણે **નૃસિંહ** સ્વામીના પરાક્રમો વિષે ઘણું સાંભળ્યું હતું, તેથી સહજમાં એ મહાપુરૂષનું મરણ થઈ જાય તે વાત તેણે માની નહિ અને તેથી તેમને શોધીને પકડી લાવવા માટે કુતુબુદ્દીને કિલ્લાની બહાર માણસોને રવાના કરી દીધાં.

હવે તેનું ચિત્ત **નૃસિંહ** સ્વામીને મદદ કરનાર વ્યક્તિની શોધ ચલાવવામાં ગુંથાયું. તેનો પત્ર લેઇને **જીવનરાજ**ને આપનાર કોણ હશે? જેને **નૃસિંહ** સ્વામીને માટે રસોઇ વગેરેની સામગ્રી લાવી આપવા માટે નીમવામાં આવ્યો હોય, તેણે જ આ પત્ર પહોંચાડવાનું દૂતકર્મ કર્યું હોય એમ કુતુબુદ્દીન તુરત સમજી ગયો. વિશેષ તપાસ કરતાં તેના જાણવામાં આવી ગયું કે આ સઘળું કામ **રામદેવે** કર્યું હોવું જોઇએ. તુરત જ **રામદેવ**ની શોધખોળ ચાલી રહી.

એટલામાં એક ચાકરે આવીને ખબર આપ્યા કે "જીવનરાજ પુષ્કરજી તરફ ફરવા જવા માટે બહાર જાય છે અને પોતાની સાથે બેલા બીબી સિવાય બીજા કોઇને લેઇ જતા નથી." આ ખબર સાંભળીને કુતુબુદ્દીન ચિન્તામાં પડ્યો. તે બોલ્યો: "આજે હું એક અગત્યના અને ઉતાવળના કામમાં ગુંથાયો છું, તેથી તેની સાથે જઇ શકીશ નહિ. એટલા માટે તેને બહાર ફરવા જવા દેવાનું નહિ બની શકે."

"ત્યારે હું તેને શું બ્હાનું કાઢીને રોકી રાખું?" ચાકરે પૂછ્યું.

"એમ કહે કે આજે આકાશ વાદળાંથી ઘેરાએલું છે અને વરસાદ પડવાની તૈયારી છે માટે બહાર જવું એ સારૂં નથી."

ચાકર ગયો પરન્તુ તુરત જ તે પાછો ફર્યો અને બોલ્યો: "રાજાજી કશું માનતા નથી અને ફરવા જવા માટેનો વિચાર ફેરવતા નથી. હમણાં જ તે મહેલની બહાર પણ નીકળી ગયા છે."

"ત્યારે તું તેની સાથે જા અને સાથે ને સાથે રહી નજર રાખતો રહેજે."

"પણ સાહેબ! તે તો પોતે એકલા જ જવાનું કહે છે."

"તે કશું બની શકશે નહિ; પણ ઠીક, તું એક સો ઘોડેસ્વારો લેઇને તેની પાછળ પાછળ ગુપ્ત રીતે જા. તે એમ ન જાણે કે તું તેની પાછળ લશ્કર સાથે પહેરેગીર તરીકે જાય છે! યાદ રાખજે કે જો તેને કાંઇ પણ હરકત થયા વિના પાછો લાવીશ નહિ, તો તું તારૂં માથું ગુમાવી બેસીશ."

કુતુબુદ્દીનના હુકમને માન આપીને ચાકર ત્યાંથી સત્વર ચાલ્યો ગયો. ખરેખર, આજે જીવનરાજ ફરવા જવા ઇચ્છતો હતો અને તેનો તે નિશ્ચય અતિદૃઢ હતો. આકાશ વાદળાંથી ઘેરાએલું હતું, પવન બહુ જોરથી વાતો હતો, દિવસનો છેલ્લો પ્રહર ચાલતો હતો, છતાં પણ આજે તે ફરવા જવાનો નિશ્ચય કરી બેઠો હતો. આ નિશ્ચય કરવાનું કારણ શું હતું તે જીવનરાજ અને બેલા બે જણાં જ જાણતાં હતાં.

બન્ને જણ પુષ્કરજી પહોંચ્યાં. દેવમંદિરમાં દર્શન કર્યા પછી આસપાસની પગથીપર ફરતાં જીવનરાજે બેલાને કહ્યું: "બેલા! જો, તારૂં કહેવું ખોટું પડ્યું! હું કુતુબુદ્દીનનો કેદી નથી."

"શા ઉપરથી આપે એમ જાણ્યું?"

"જો હું તેનો કેદી હોત તો મારી સાથે તે સિપાઇઓની એક ફોજ મોકલત, પણ જો, આપણે એકલાં જ અહીં આવ્યાં છીએ!"

"છતાં પણ હું કહું છું કે આપ કેદી છો!"

"હું કેદી છું કે નહિ તે બાબતની પરીક્ષા કરવાને તો આજ હું કિલ્લાની બહાર આટલે દૂર ફરવા આવ્યો છું. જો તું કહે છે તે સાચું હોત તો કુતુબુદ્દીન મને મહેલની બહાર, અથવા છેવટે કિલ્લાની બહાર બિલકુલ નીકળવા જ દેત નહિ."

"આપને હું કેવી રીતે ખાત્રી કરી આપું? પરન્તુ હું એવું જાણું છું કે આપણી પાછળ છુપાતાં છુપાતાં માણસો આવે છે."

"હું તો દેખતો નથી! તું કેવી રીતે જાણે છે? ચાલ, આપણે બહાર જઇને જોઇએ."

"હમણાં નહિ, જુઓ તો આકાશમાં તોફાન જાગ્યું છે, પવન બહુ જોરમાં ફૂંકે છે."

"તેમાં શું ભય છે? હું તારી પાસે છું છતાં તને ભય લાગે છે, બેલા?"

"નહિ મહારાજ! મારા માટે મને ભય લાગતો નથી, પરન્તુ આપને માટે હું ચિન્તા કરૂં છું."

"તું મારે માટે ચિન્તા કરે છે, ત્યારે શું તારી જીંદગીનું મૂલ્ય કાંઇ જ નહિ?"

"આપને વિનોદ પમાડવો એ જ મારા જીવનનું પ્રયોજન છે અને એ જ મારા જીવનનું મૂલ્ય પણ છે."

થોડી વાર આકાશ સામે નજર કરી રહીને જીવનરાજ બોલ્યો: "બેલા! મને કશું ગમતું નથી, માટે એક ગાયન ગા! તારૂં ગાયન સાં-

ભણું છું ત્યારે મારું ચિત્ત પ્રફુલ્લ થાય છે! આ સૃષ્ટિસૌંદર્યને અનુકૂળ જ કોઇ ગાયન ગાજે હું!” એમ કહી જીવનરાજ ત્યાં બેઠો અને બેલા પણ બેઠી. પુષ્કરજીના દર્શનાર્થે આવેલા એકાદ બે સ્ત્રીપુરૂષો ચાલ્યાં ગયાં હતાં એટલે ત્યાં બીજું કોઈ નહોતું. મંદિરના પૂજારીઓ તો અજમેરમાં મુસલમાનોનું જોર થતાંની સાથે જ પલાયન કરી ગયા હતા. સર્વત્ર નિર્જનતા અને શાન્તિ હતી. બેલાએ ગાયન ગાવાનો પ્રારંભ કર્યો:

(હિંડી)

લખી કોણે નભપટમાંહિ મનકથા આ?
લખી તે જાણતો મમ પ્રાણની વ્યથા આ!
હૃદયમહીં છુપાયું શું શું કોણ જાણે?
એક ઈશ્વર વિણ બીજું કો પિછાણે?
અલી સંધ્યા! સખી મમ હૃદયતિમિર કેરી!
મમ હૃદય સરીખી કાળી તું અનેરી,
સમાવી લે તુંમાંહિ એહ અંધકાર!
પ્રભુની પાસ જઇ કહે તું હૃદયસાર!

ગાયન પૂરૂં થયું કે તુરત જ ઠંડો વાયુ શરૂ થયો અને આકાશ મહાશબ્દો કરવા લાગ્યું. આકાશમાં વાદળાંના ઘટ્ટ આવરણ હેઠળ સૂર્ય છુપાઇ ગયો, કે સૂર્યનો અસ્ત થઈ ગયો તે કશું માલૂમ પડ્યું નહિ. વિજળીના ચમકારા આકાશ તેમ જ પૃથ્વીપટને પ્રકાશિત બનાવીને મેઘનું આહ્વાન કરવા લાગ્યા તથા વાદળાંનું ગર્જન તેને શૌર્યમાં લાવવાની ગરજ સારવા લાગ્યું પરન્તુ હજી મેઘ રણાંગણમાં ન જ આવ્યો. મેઘગર્જના સાંભળીને બેલા જીવનરાજની વિશેષ નિકટ આવી તથા સોડીઉં વાળીને તેની બાજુએ લપાઇ બેસવાને યત્ન કરવા લાગી. પ્રકૃતિની આ તાંડવ લીલાથી બેલા ભયભીત થઈ હતી, ત્યારે જીવનરાજને ઉલટો આનંદ થતો હતો.

એટલામાં મૂશળધાર વૃષ્ટિની શરૂઆત થઈ. મેઘ આકાશનું હૃદયપટ ચીરીને ધોધબંધ પડવા લાગ્યો. ભયાતુર થએલી બેલા શૈત્યથી રોમાંચને અનુભવતી મંદિરના અંદરના ભાગમાં ચાલી ગઈ અને જીવનરાજ મેઘધારાનું સાહ્લાદ અવલોકન કરતો બહાર ઊભો રહ્યો. થોડી વારે સાંજનું અંધારૂં પ્રસરવા લાગ્યું. જીવનરાજે જોયું કે, એક વૃદ્ધ પુરૂષ શરીરે કાળો કામળો લપેટીને વરસાદમાં ભીંજાતો ભીંજાતો મંદિર તરફ આવતો હતો. મંદિરના તૂટી પડેલા દરવાજામાં આવતાં જ તે પુરૂષ જરા થોભ્યો અને જીવનરાજ તરફ થોડી વાર દૃષ્ટિ કરી રહીને પછી તેના તરફ ચાલ્યો આવ્યો.

જીવનરાજ તેને જોઇ જ રહ્યો અને તે વૃદ્ધ પુરૂષ ટંડથી થરથરતો પરશાળની એક બાજુએ "યા માબુદ" બોલતો બેઠો.

જીવનરાજ સમજ્યા કે તે કોઇ વૃદ્ધ ફકીર હશે અને વરસાદમાંથી આશ્રય મેળવવાને ત્યાં આવી ચડચો હશે. જીવનરાજે કહ્યું: "સાંઈ સાહેબ ! અત્યારે વરસાદના ઝપાટામાં ક્યાંથી આવી ગયા ?"

"બાબા ! સાંજે અજમેરથી નીકળ્યો અને પાસેના ગામડામાં પહોંચતાં પહેલાં તો વરસાદ પડયો એટલે અહીં આવવું પડયું ! હશે, ખુદાતાલાની એવી મરજી હશે. પણ મને ટાઢ બહુ વાય છે."

"ટાઢ વાય છે ? તો અહીં આવો, હું આ પાસેની ઓરડીમાં તમને લેઇ જઉં એટલે ટાઢ નહિ વાય. પણ આ હિંદુ મંદિર છે, સાંઇ સાહેબ !"

"ખુદાએ મને હિંદુ મંદિરમાં મોકલ્યો તો હિંદુ મંદિરને હું ઓલિયાની દરગાહ માનું છું, પણ મને જલ્દી ઓરડીમાં લેઇ જાઓ, નહિતો મને તાવ આવશે ! યા ખુદા !"

જીવનરાજ આગળ ચાલ્યો અને ફકીર તેની પાછળ પાછળ ચાલ્યો. પરશાળની પાછળના ભાગોમાં કેટલીક નાની ઓરડીઓ હતી અને તેમાંનાં શિવલિંગોને મુસલમાનોએ ફેંકી દીધાં હતાં એટલે તે અમસ્થી ખુલ્લી પડી રહેતી હતી. કેટલીક ઓરડીઓનાં દ્વાર ભાંગી નાંખવામાં આવેલાં હતાં ત્યારે કેટલીકનાં હજી આબાદ રહ્યાં હતાં. બારણાંવાળી એક કોટડીમાં જીવનરાજ તે ફકીરને લેઈ ગયો અને બોલ્યો: "આ ઓરડીમાં કામળો ઓઢીને સૂઇ જાઓ અને બારણાં બંધ કરી દો એટલે ટાઢ નહિ વાય."

ફકીર ઓરડીમાં પેઠો અને જીવનરાજ બારણામાં જ ઊભો રહ્યો. બહાર જેટલો અંધકાર હતો તે કરતાં ઓરડીની અંદર વિશેષ અંધકાર હતો અને વરસાદના ગર્જન-તર્જનને લીધે ચોમેર ઘોંઘાટ વ્યાપી રહ્યો હતો. ઓરડીમાં પેસતાં જ ફકીરે પોતાના શરીરપર લપેટેલો કામળો દૂર ફેંકી દીધો અને બોલ્યો: "જીવનરાજ !"

જીવનરાજ ચમકી ઉઠચો ! તે વિસ્મય પામતો બોલ્યો: "કેમ સાંઇ સાહેબ ?"

"મને તેં ઓળખ્યો કે નહિ, સેનાપતિ ?"

જીવનરાજને એ સ્વર પરિચિત જણાયો. તુરત જ સ્મૃતિએ ઉત્તર આપ્યો. તે સત્વર તેને પગે પડચો અને બોલ્યો: "ઓહ ! નૃસિંહ સ્વામી ! સંન્યાસી બાવા ! પ્રભુ ! પિતા ! આપ ફકીરને વેશે અહીં ક્યાંથી ?"

"તને મળવા માટે જ, પુત્ર!" સંન્યાસીએ તેનો હાથ પકડીને તેને ઊભો કરતાં કહ્યું.

"મને મળવા માટે આવી ભીષણ વૃષ્ટિમાં આપ અહીં આવ્યા?" જીવનરાજ આશ્ચર્ય પામ્યો.

"અહીં નહીં, ત્યારે બીજે કયાં તું મળી શકે?"

"મારા મહેલમાં જ તો!"

"બે માસ શ્રમ કરતાં છતાં તારા મહેલમાં પ્રવેશ કરી શકયો નહિ!"

"શા કારણથી?" જીવનરાજ વધારે આશ્ચર્ય પામ્યો.

"તારો મહેલ એક કારાગૃહ છે, જીવનરાજ! કુતુબુદ્દીનની પરવાનગી વિના તારા મહેલમાં કોઇ પણ પ્રવેશ કરી શકે તેમ નથી!"

"કારાગૃહ? મારો મહેલ શું કારાગૃહ છે?"

"હા, કારાગૃહ છે, અને તું તેમાં પૂરાએલો કેદી છે."

જીવનરાજ ચૂપ બની ગયો. સંન્યાસી બાવાએ કહ્યું: "જીવનરાજ! હું બે મહિનાસુધી નગરની બહાર રહ્યો પરન્તુ કોઇ રીતે નગરમાં પ્રવેશ કરી શકયો નહિ. છેવટે શૃંખલાબદ્ધ કેદીના રૂપમાં અજમેરના કિલ્લામાં હું પેઠો!"

"આપ શૃંખલાબદ્ધ કેદી?"

"આશ્ચર્ય પામવા જેવું કશું નથી. તું પોતે જ જ્યારે કેદી છે ત્યારે તારા હિતાર્થીને કેદી બનવું પડે એમાં કશી નવાઇ નથી."

"પણ જો મેં જાણ્યું હોત કે આપ કેદી છો, તો હું તમને કેદમાંથી છોડાવ્યા વિના રહેત નહિ, પ્રભુ!"

સંન્યાસીએ હસીને કહ્યું: "તું છોડાવી શકત નહિ. છોડાવવાની વાત તો દૂર રહી, પરંતુ જો કુતુબુદ્દીને જાણ્યું હોત કે તને મળવાને હું અજમેરમાં આવ્યો છું, તો આજે હું જીવતો રહ્યો ન હોત."

"ત્યારે આપ કેવી રીતે છૂટા થઈ શકયા?"

"ભગવાનની દયાથી. હું સમાધિસ્થ થયો હતો, એટલે મુસલમાનોએ મને અચેતન અવસ્થામાં જોઇને મને મરી ગએલો માની લીધો. મારૂં મુડદું ઉપડાવીને મને શ્મશાનમાં લેઇ જવામાં આવ્યો, ત્યાં પવન અને વરસાદના છાંટાના સ્પર્શથી મારી સમાધિનો ભંગ થયો. મને ઉપાડી લાવનાર રામદેવ વગેરે હિંદુઓ હતા અને તેઓ પણ અજમેરમાંથી છૂટા થવા ઇચ્છતા હતા, એટલે તેઓને કોઈ પણ દિશાએ નાસી જવાનું કહીને મેં આ વેશ ધારણ કર્યો."

"અજમેરથી દૂર સહીસલામત જવા માટે?"

"નહિ, તને મળવા માટે. તને મળવા માટે હું આવ્યો હતો અને એ કાર્ય હજી પૂરૂં થયું નહોતું એટલે હું જવાનો તો નહોતો જ. સંન્યાસીના વેશમાં તને મળાયું નહિ એટલે હવે મેં ફકીરનો વેશ લીધો અને તે વેશમાં ફરી કિલ્લામાં પેસી તને મળવાનું ધાર્યું એટલામાં અકસ્માત્ અહીં જ તારો મેળાપ થઇ ગયો."

એટલામાં થોડેક દૂર ઘોડાના દાબડાનો અવાજ સંભળાયો. સંન્યાસી બાવા બોલ્યા: "સાંભળ્યું ? આ જે અવાજ સંભળાય છે તે તારા પર છૂપા પેહેરેગીર તરીકે મોકલેલા સિપાઇઓ છે. દસ દસ સિપાઇઓની દસ ટુકડીઓ તારી પાછળ મોકલવામાં આવી છે અને મેં તે સૌને જોયા છે."

"હેં ? ત્યારે મારા જોવામાં તેઓ કેમ ન આવ્યા ?"

"તેઓ તારાથી છૂપા રહે છે. તું તેઓનો કેદી છે એમ તેઓ તને જાણવા દેવા ઇચ્છતા નથી; સિંહ એક વાર સમજી જાય કે હું સિંહ છું એટલે તે તેના માલિકના કબજામાં ન રહેતાં વનમાં નાસી જાય જ !"

જીવનરાજ મૌન ઊભો રહ્યો. આટલા વખતમાં બેલા ધીરે ધીરે આવીને તેની બાજુએ ઊભી રહી હતી. તેણે મૃદુ સ્વરે પૂછ્યું: "રાજાજી !"

જીવનરાજ ચમક્યો. તેણે ફરીને જોયું. તેની અને બેલાની આંખો મળી. બેલાએ ફરીથી કહ્યું: "રાજાજી !" ઉત્તર ન મળ્યો: ત્રીજી વાર પૂછ્યું: "રાજાજી !"

"શું છે ?" જીવનરાજનો એ ઉત્તર બેલાને કર્કશ લાગ્યો.

"ઓરડીની અંદર કોણ છે ?"

"તારે તે જાણવાની કશી જરૂર નથી." કેવો લુખ્ખો જવાબ ? બેલાના હૃદયપર આઘાત થયો. તે ચુપચુપ જરા દૂર જઇને ઊભી રહી.

થોડીએક ક્ષણો ચાલી ગઇ. હવે બેલાનું અપમાન કરવા માટે જીવનરાજને શરમ આવી. તે બેલાની પાસે ગયો અને બોલ્યો: "બેલા ! બેલા ! મને ક્ષમા કર ! મારૂં ચિત્ત અત્યારે સ્થિર નથી."

બેલા કાંઇ જ નહિ બોલતાં સ્થિર ઊભી રહી. જીવનરાજે તેનો હાથ પોતાના હાથમાં લીધો. બેલાએ નજર ઉંચી કરીને વિસ્મિત નયને જીવનરાજની સામે જોયું. તે રૂદ્ધ કંઠે બોલ્યો: "બેલા ! હું કુતુબુદ્દીનનો કેદી છું !"

"હું તો તે જાણું છું."

"એ અપમાનનો બદલો હું કુતુબુદ્દીન ઉપર વાળીશ."

"પહેલાં પ્રાણની રક્ષા કરો અને પછી બદલો લેવાની વાત કરો."

"પહેલાં વૈરનો બદલો અને પછી પ્રાણરક્ષા."

"ઉતાવળા ન થાઓ–રાજાજી ! પહેલાં છૂટવાનો ઉપાય શોધી કાઢો."

"છૂટવાનો ઉપાય ? લાખો ઉપાયો મારી પાસે છે ! હું જઉં તો મને રોકનાર કોણ છે ? પણ હું એક વાર કિલ્લામાં પાછો જઈશ, કુતુબુદ્દીન-પર વૈર લઈશ અને પછી છૂટો થઈશ."

"નકામી વિપત્તિ શાને વ્હોરી લો છો ?"

"તું શું સમજે એલા ? હું ક્ષત્રિય છું. જીવવા કરતાં વૈર વાળવાનું કાર્ય અમ ક્ષત્રિયોને વધારે પ્રિય હોય છે." જીવનરાજનાં નેત્રોમાં રક્ત પ્રકાશકણ ચમકવા લાગ્યાં.

એ ક્ષણે સંન્યાસીએ ઓરડીની અંદરથી બૂમ મારીઃ "જીવન !" સત્વર જીવનરાજ ઓરડી તરફ ચાલ્યો અને દ્વાર ઉઘાડ્યું. સંન્યાસીએ કહ્યુંઃ "જીવનરાજ ! તું જાણે છે કે અત્યારે તું યવનોનો કેદી છે ?"

"હા, જાણું છું."

"ત્યારે હવે અહીં કેમ રહ્યો છે ? સત્વર પાટણમાં જા અને ભીમ-દેવને મળ."

"પ્રભુ ! હું શું મ્હોં લેઈને હવે ભીમદેવની પાસે જઉં ? તેને મ્હોં બતા-વતાં હવે મને શરમ આવે છે ! મેં તેનો એવો ભયંકર અપરાધ કર્યો છે કે–"

"તે પણ ભીમદેવ માફ કરશે."

"તે બદલ પણ ઉદારચરિત ભીમદેવની મને ખાત્રી છે, પરન્તુ હવે તો મને—"

"જો પાટણમાં જવાથી તને શરમ આવતી હોય તો સિદ્ધપુરમાં ચાલ અને તારો આગલો વહીવટ પાછો ચાલુ કર."

"સિદ્ધપુર હવે મારૂં ક્યાંથી ? હું તો મારી જ મૂર્ખાઇને લીધે અ-ત્યારે યવનોનો કેદી થયો છું."

"સિદ્ધપુરને હજી ભીમદેવે આંગળી પણ અડાડી નથી, જીવનરાજ ! હજી પણ એ તારૂં જ છે, માટે ચાલ !"

જીવનરાજ સંન્યાસીને પગે પડ્યો અને બોલ્યોઃ "પિતા ! મને ક્ષમા કરો, હવે હું ફરી ગુજરાતમાં પગ મેલીશ નહિ."

"ચંદ્રબાલાને મળવાની ઇચ્છા પણ તને નથી ?"

આ પ્રશ્ન સાંભળીને જીવનરાજ જરા સ્થિર ઊભો રહ્યો. ગદ્‌ ગદ્‌ કંઠે તેણે પૂછ્યુંઃ "ચંદ્રબાલા ! ચંદ્રબાલા ક્યાં છે ? તે શું કરે છે ?"

"ભાઇથી ત્યજાએલી બ્હેનની સ્થિતિ કેવી હોય ?"

"ક્ષમા કરો! ત્યારે હું આપની સાથે આવીશ."

"ક્યારે નીકળીશ?"

"પરમ દિવસે, જે વખતે મને સગવડ મળશે તે વખતે નીકળી જઈશ."

"ભલે, જ્યારે સગવડ મળે ત્યારે નીકળજે. કિલ્લાની બહાર તારે માટે મુસલમાનના વેશમાં હિંદુ અશ્વરક્ષકો ઘોડા સાથે હાજર રહેશે. તે ઉપરાંત પાટણને માર્ગે સ્થળે સ્થળે હિંદુ અશ્વરક્ષકો ઘોડા સાથે તને મળશે અને તે સઘળા તારા પોતાના જ માણસો હશે એટલે તું તેમને ઓળખી શકીશ. હવે હું જઉશ, મારો અને તારો મેળાપ હવે નહિ થાય."

"આપ કઇ તરફ ચાલશો?"

"અત્યારે તો હું પાસેના કોઇક ગામડામાં જઇને બે દિવસ ગાળી નાંખીશ અને જ્યારે જાણીશ કે તું નિર્વિઘ્ને મુક્તિલાભ કરી ચૂક્યો છે, ત્યારે પાટણને પંથે પળીશ." એમ કહી સંન્યાસી બાવા પૂર્વવત્ વેશમાં ચાલ્યા ગયા. અત્યારે રાત્રિનો અંધકાર ફેલાઇ ગયો છે અને વરસાદનું તોફાન શાન્ત થયું છે.

---

## પરિચ્છેદ ૧૨ મો.

---

### મુક્તિ.

બીજે દિવસે સ્હવારમાં જ બેલા કુતુબુદ્દીનની પાસે આવી. કુતુબુદ્દીનને આશ્ચર્ય થયું. તેણે પૂછ્યું: "કેમ બીબી! આજે સ્હવારના પહોરમાં જ કેમ આવવું પડ્યું?"

બેલા કુર્નિશ બજાવીને બોલી: "આપનું જ થોડું કામ છે, જરા અંદર ચાલો." બન્ને એકાન્તમાં ગયાં એટલે બેલા બોલી: "ખાંસાહેબ! હું આપની રજા લેવા આવી છું."

બેલાની આ માંગણી સાંભળીને કુતુબુદ્દીનને આનંદ થયો. જીવનરાજની તેના પર અત્યંત પ્રીતિ હતી અને તેઓ બહુ વખત એકલાં રહેતાં હોવાથી પોતાનો ભેદ ફૂટી જવાની બીતિ વારંવાર કુતુબુદ્દીનના અંતર્માં ઉત્પન્ન થતી હતી. તે બોલ્યો: "એમ એકાએક રજા લેવાનું કારણ?"

"હવે હું અહીં રહેવા ઇચ્છતી નથી, કારણકે મારે મક્કે જવું છે."

"એ જ કારણ છે કે જીવનરાજ સાથે કાંઇ ઝગડો થયો છે?"

"જીવનરાજ તો રાજાજી એટલે મોટા માણસ કહેવાય; તેમની સાથે મારે શો ઝગડો હોય?"

"વારૂ ત્યારે, કયે વખતે જવું છે?"

"કાલે સ્હવારે જ."

"કેટલા જણને માટે પરવાનો જોઇએ છે?"

"પાંચ જણાને માટે."

"એટલા બધા?"

"જી હાં, બેલા કાંઇ દરિદ્ર નથી; તેની સાથે દાસ દાસીઓ પણ છે."

"વારૂ, સાંજે પરવાનો મળશે."

"પરન્તુ આપને એક બીજી પ્રાર્થના એ કરવાની છે કે મારા જવાની વાત આપ ગુપ્ત રાખજો, કારણકે જો તે જીવનરાજના જાણવામાં આવશે તો મને જવા દેશે નહિ."

"વારૂ." કુતુબુદ્દીને જવાબ આપ્યો. બેલા ચાલી ગઇ. કુતુબુદ્દીનને બેલાના જવાથી વિશેષ આનંદનું કારણ હતું. સાંજે જ્યારે બેલા ફરીને આવી ત્યારે કુતુબુદ્દીને તેને પરવાનો આપ્યો. પરવાનો પોતાની પાસે રાખી લેઇને તે જીવનરાજના નિવાસસ્થાનમાં ગઇ. ત્યાં જીવનરાજ નહોતો. તપાસ કરતાં તેને જણાયું કે આજે જીવનરાજની તબીયત સારી નહિ હોવાથી તે સૂવાના ઓરડામાં સૂતો હતો. બેલા શયનગૃહમાં આવીને ચોતરફ જોવા લાગી પરન્તુ ત્યાંએ તે નહોતો! બીજા બે ચાર ઓરડામાં પણ તપાસ કરી, પરન્તુ જીવનરાજનો પત્તો ન મળે! છેવટે એક બારી પાસેના આસનપર તે બેઠી.

આજે જીવનરાજને મળ્યા સિવાય ચાલે તેમ નહોતું, એટલે બેલા મોડી રાતસુધી ત્યાં ને ત્યાં જ બેસી રહી. રાત્રિના બેએક પ્રહર વીતવા આવ્યા, એટલે બેલાએ ઓરડામાં કોઇનો પદપ્રહાર સાંભળ્યો. પાછળ ફરીને જોયું તો જીવનરાજ પોતે જ. તેણે પૂછ્યું: "અત્યારસુધી ક્યાં હતા?"

"વાડીમાં ફરવા ગયો હતો."

"એકલા?"

"નહિ, સાથે પેહેરેગીર હતો જ!"

બેલા કાંઇ જ ન બોલતાં મૌન રહી. બન્ને જણ પલંગની પાસે આવ્યાં. બેલા ધીમેથી બોલી: "નાસી છૂટવાનો કાંઈ ઉપાય નિશ્ચિત કર્યો છે કે નહિ?"

"ના."

"ત્યારે મેં એક ઉપાય શોધી કાઢ્યો છે."

"જ્યાંસુધી કુતુબુદ્દીનને શિક્ષા ન કરી શકું ત્યાંસુધી હું નાસી જવા ઇચ્છતો નથી. પણ, વારુ, તેં શો ઉપાય શોધ્યો છે તે તો કહે."

એ સમયે માથા ઉપરની છતપર કોઇનો પગરવ સંભળાયો, પરન્તુ જીવનરાજ કે બેલાનું ધ્યાન તે તરફ ખેંચાયું નહિ. બન્ને પોતાની વાતમાં લીન હતાં. બેલા બોલીઃ "મેં કિલ્લાની બહાર જવાનો પરવાનો મેળવ્યો છે, અને આજની રાત્રિ પૂર્ણ થતાં હું પ્રસ્થાન કરવાની છું."

"ઠીક કર્યું."

"પરન્તુ હું એકલી જવાની નથી, મારી સાથે ચાર દાસ–દાસીઓ લેઇ જવાનો પરવાનો પણ મેં મેળવ્યો છે, તેમાંનાં ત્રણ દાસ–દાસીઓ મારી પાસે છે અને ચોથાની જગ્યા આપે પૂરવાની છે." એમ કહી બેલા શાન્ત ચિત્તે જીવનરાજની સામે જોઇ રહી.

"નોકરના વેશમાં પલાયન કરીને પ્રાણરક્ષા કરૂં? તો પછી જીવવાનું જ શું પ્રયોજન છે, બેલા?"

"ત્યારે મારો પોતાનો વેશ તમે લ્યો, હું દાસીનો વેશ લઇશ."

"સ્ત્રીનો વેશ હું લઉં? વાહ રે બેલા વાહ!"

"કેમ, એમાં શી હરકત છે?"

"બેલા! હું સ્ત્રીઓથી વીંટળાએલો રહું છું ખરો, પરન્તુ હું કાંઇ સ્ત્રી બની ગયો નથી."

બેલાએ સાર્દ્ર નયને જીવનરાજના વદન તરફ દૃષ્ટિ કરી. જીવનરાજ પિંજરામાં પુરાએલા વાઘની પેઠે ઓરડામાં ધમ ધમ ચાલવા લાગ્યો. બહાર ફરવા જતી વખતે જે પોષાક જીવનરાજે પહેર્યો હતો તે જ પોષાક હજી તેના અંગપર હતો. કમરપર મ્યાન કરેલી તલવાર, માથાપર લાલ રંગનો ફેંટો, શરીરપર અંગરખું અને પાયજામો એ સઘળું હજી જેમતું તેમ ધારણ કરેલું જ હતું. બેલા એ વીરમૂર્તિની તરફ વિહ્વળ નયને જોઇ રહી. સહસા જીવનરાજ બેલાની સન્મુખ આવીને ઊભો અને બોલ્યોઃ "બેલા! ત્યારે શું તું જઇશ જ?"

"જઇશ, પણ આપને અહીં મૂકીને તો નહીં જ જઉં."

"બેલા! મારી આશા તું છોડી દે."

"માત્ર આપના દર્શન સિવાય બીજી કશી આશા મેં રાખી પણ નથી."

"બેલા! હું સોગંદ ખાઇને કહું છું કે જ્યારે પણ આ નરકમાંથી મુક્તિ મેળવીશ, ત્યારે હું તારી સાથે વિવાહ કરીશ."

"એ વાત દૂર મૂકો; અત્યારે તો મુક્તિ મેળવવાના ઉપાયની જરૂર છે."

"અત્યારે મારૂં મગજ ઠેકાણે નથી; કાલે જે થશે તે કરીશ."

"કાલે આવો સુયોગ મળી શકે તેમ નથી."

"તો કોઈ બીજો ઉપાય કરીશ. કાલે મને આ સ્થળે કોઇ પણ પકડી રાખી શકનાર નથી."

ઉપરના માળની છતમાં રહેલો કુતુબુદ્દીન આ સઘળી વાત સાંભળતો હતો. તે ઇષત્ સ્મિત કરીને મનમાં બોલ્યોઃ "જોઈ લેવાશે કે તું કેવી રીતે નાસી છૂટવાનો છે! મારૂં નામ કુતુબુદ્દીન ઐબક છે!" નીચે જીવનરાજ અને બેલા તો પોતાની ચિન્તામાં મગ્ન હતાં. પોતાની વાત પોતાનો દુશ્મન સાંભળે છે તે તેઓ જાણતાં નહોતાં. થોડી વારે કુતુબુદ્દીનના સાંભળવામાં આવ્યુંઃ "રાજાજી!" તેનો ઉત્તર પણ સાંભળાયોઃ "શું છે?" "જરા સ્વસ્થ થાઓ!" "મારૂં માથું દુઃખે છે–હું સ્વસ્થ બેસી શકતો નથી."

થોડીએક ક્ષણ સુધી કુતુબુદ્દીને કશું સાંભળ્યું નહિ. છતમાં રાખેલા છીદ્રમાં કાન ગોઠવીને તેણે સાંભળવાને બહુએ મથન કર્યું પણ કાંઇ સંભળાયું નહિ. તે છીદ્રની ગોઠવણ એવી રાખી હતી કે સાધારણ રીતે તે કોઇના જોવામાં આવી શકે નહિ, પરન્તુ કુતુબુદ્દીન તે ઉપર કાન રાખે એટલે નીચેના ઓરડામાં જે વાતચીત થતી હોય તે સઘળી તે સાંભળી શકે. ભોંયપર આડા પડીને કાન ગોઠવીને કુતુબુદ્દીન આ સઘળું સાંભળતો હતો. થોડી વાર સુધી તેણે કશું સાંભળ્યું નહિ, પરન્તુ તુરત જ છત ઉપર નિકટમાં કોઇનો પગરવ સાંભળવામાં આવ્યો. બીજી જ ક્ષણે આગન્તુક વ્યક્તિ કુતુબુદ્દીનની પાસે આવી અને બોલીઃ "કોણ તમે જ કે?" કુતુબુદ્દીન ચમકી ગયો અને તત્ક્ષણ છીદ્ર ઉપર કાન રાખીને સૂતો હતો તે ઊભો થઇ ગયો.

કુતુબુદ્દીનને એ અવસ્થામાં પકડનાર બીજું કોઇ નહિ પણ ખુદ જીવનરાજ જ હતો! તે જરા છૂટી જગ્યામાં ફરવાને માટે એકાએક ત્યાં આવ્યો હતો. સાથે બીજું કોઈ નહોતું. કુતુબુદ્દીન ઊભો થયો કે તત્ક્ષણ જીવનરાજે તેને ઓળખ્યો. મધ્યરાત્રિને વખતે તેને આ પ્રમાણે સૂતેલો જોઇને જીવનરાજ બહુ વિસ્મય પામ્યો. તેણે પૂછ્યુંઃ "ખાંસાહેબ! આ સમયે આ સ્થળે આવી અવસ્થામાં કેમ સૂતા હતા?"

કુતુબુદ્દીનને કશો ઉત્તર આપવાનું સૂઝ્યું નહિ, તેથી તે મૌન ઊભો રહ્યો. તેના મૌન્યને લીધે જીવનરાજ વધારે વિસ્મય પામ્યો. એકાએક જીવનરાજની નજર કુતુબુદ્દીનના પગ પાસેના છીદ્રપર પડી. રાત્રિનો સમય હતો, પરન્તુ નીચેના ઓરડામાંનું દીવાનું અજવાળું એ છીદ્રમાંથી જોવાતું હતું એટલે તુરત જ એ છીદ્ર જીવનરાજની નજરે ચડી આવ્યું. એ જ છીદ્ર ઉપર કુતુબુદ્દીન સૂતો

હતો એટલે તેની પ્રપંચ વ્યવસ્થા તત્ક્ષણ જીવનરાજના સમજવામાં આવી ગઈ. તેનું ચિત્ત ક્રોધજ્વાળાથી સળગી ઉઠ્યું. તે એકાએક સિંહની પેઠે ઘોર અને ગંભીર નાદ કરતો બોલ્યો: " ખાંસાહેબ ! કેટલા દિવસથી આ ગુપ્તચરનો ધંધો આદરી બેઠા છો ? "

કુતુબુદ્દીન સમજી ગયો કે પોતાની સઘળી ગુપ્ત વાતોનો ભંડો અત્યારે ફૂટી જ ગયો છે, અને તેથી કાંઈ ચોરીછુપી રાખવી એ નિષ્પ્રયોજન હતું. તે બોલ્યો: " જ્યારથી જીવનરાજે કપટવેશમાં અજમેરનો ત્યાગ કરી જવાનો બેત કર્યો છે ત્યારથી જ ! "

" જીવનરાજ શિયાળથી બ્હી જઇને કદાપિ કપટવેશ ધારણ કરનાર નથી. "

" હું શિયાળ, કેમ ? હરાઇ ગએલી સંપત્તિ પાછી મેળવી આપવા તેમ જ ગુજરાતનું અખિલ રાજ્ય મેળવી આપવા માટે જેને હું અહીં લાવ્યો છું તે હું જ શિયાળ ? અને જેને ગુજરાતમાંથી કાઢી મેલવામાં આવ્યો છે તથા પારકે આશ્રયે રહેવાની ફરજ પડી છે તે સિંહરાજ ? "

" મહમૂદ ગઝનવી કે શાહબુદ્દીન ઘોરી ભલે દિગ્વિજય કરે, પણ તે લૂંટારા જ કહેવાશે, પરાક્રમી સમ્રાટ્ નહિ કહેવાય ! હું તારા હાથમાં ફસાયો તેથી શું મારૂં બાહુબળ નષ્ટ થયું છે ? "

આ સાંભળીને કુતુબુદ્દીનની આંખોમાં ક્રોધ સળગી ઉઠ્યો. તે બોલ્યો: " શાહબુદ્દીન ઘોરી એક લૂંટારો ? પારકા અન્ન ઉપર જીવનાર કેદીના મુખમાં આ શબ્દો શોભતા નથી. "

" હું કેદી છું એ વાત તો કબુલ કરી. "

" જ્યારે સઘળું ખુલ્લું થયું છે, ત્યારે છુપાવવાનું શું પ્રયોજન છે ? સાંભળ જીવનરાજ ! તું અમારો કેદી છે. તારા હાથે તારા દેશના રાજાને હરાવીને તે દેશ અમારે કબજે લેવા માટે જ તને અમે અહીં ફોસલાવીને રાખ્યો છે ! તેં તારા ભોળપણને લીધે જ અમારી ચાતુરીને આજસુધી જાણી નહોતી અને ભીમદેવની સામે થવાને માટે તત્પરતા બતાની હતી. "

" પણ મને ફોસલાવવાનું પ્રયોજન ? "

" પ્રયોજન એ કે તારી અને ભીમદેવ વચ્ચે વૈર થાય અને ગુજરાતની સઘળી જગ્યાઓની તને માહિતી હોવાથી ગુજરાતપર હલ્લો લેઇ જવામાં અમને તારી મદદ મળે, એટલું જ નહિ પણ ભીમદેવ પાસેથી તારા જેવો યોદ્ધા છીનવી લીધા વિના અમે ગુજરાત મેળવી શકીએ તેમ નહોતું એ પણ એક પ્રયોજન હતું. અત્યારસુધી તો અમે તને ' રાજા '

કહીને રાખ્યો છે, પણ અત્યારે જે ગુજરાતનો રાજા છે તેને પણ થોડા વખતમાં અમારા કેદી રૂપે અમારા તાબામાં રહેવાનો વખત આવશે!"

આ તરકટની વાત જાણીને જીવનરાજથી સ્થિર બેસી રહેવાયું નહિ. મ્યાનમાંથી તલવાર ખેંચી કાઢતાં તે બોલ્યો: "વિશ્વાસઘાતક, કપટી અને જુલ્મીની દશા કેવી થાય છે તે તો હજી આગળ ખબર પડશે, યવન! કમરપર તલવાર છે કે નહિ? સાવધ થા અને તારા શરીરનું રક્ષણ કર."

કુતુબુદ્દીન હસીને બોલ્યો: "અરે બિચારા હિંદુ! આટલી નાની વયે શાને જીંદગી ગુમાવવા તત્પર થયો છે?"

"કોણ જીંદગી ગુમાવે છે તેની ખબર તો તલ્વારો આપશે, હાં, તૈયાર થા!" જીવનરાજે હાક મારી.

"તૈયાર છું. હમણાં પેહેરેગીરને બોલાવીને તને કેદ કરી લેવો એ તો સહજ છે, પરન્તુ જે મારી સાથે દ્વન્દ્વ યુદ્ધની ઇચ્છા રાખે છે, તેને હું નિરાશ નહિ કરૂં! ચાલ, આવ, સામો."

બન્ને વચ્ચે તલ્વારનું દ્વન્દ્વ યુદ્ધ જામ્યું. કુતુબુદ્દીનની ઉંમર ૪૫ થી ૫૦ વર્ષની હતી, તોપણ તેનું બાહુબળ અપ્રતિમ હતું. શરીરે જરા જાડો હોવાથી તેનું શરીર જોઇએ તેટલી ત્વરાથી હલન-ચલન કરી શકતું નહિ. જીવનરાજ પાતળો પણ કદાવર બાંધાનો અને તેજસ્વી યુવક હતો. તેનામાં અસ્ત્રવિદ્યાનું અસાધારણ જ્ઞાન હતું. ખરી રીતે બન્ને યોદ્ધાઓ એક બીજાના સમોવડીઆ જ હતા, તથાપિ કુતુબુદ્દીનની પાસે જીવનરાજ એક બાળક હતો.

ઉભયની તલ્વારોનું પ્રથમ સંઘર્ષણ થતાં જ જીવનરાજ સમજી ગયો કે શત્રુ કાંઇ સાધારણ પ્રતિદ્વન્દ્વી નથી. રાત્રિના ત્રીજા પ્રહરનો અમલ ચાલતો હતો, ચંદ્રોદય થઇ ચૂક્યો હતો અને એક મોટી બારીમાંથી તેનું અજવાળું ઓરડામાં પ્રવેશ કરતું હતું. એ અજવાળું પોતાની પીઠ પાછળ રહે એવી રીતે જીવનરાજ એક ચક્કર મારીને ફરી ગયો. આથી ચંદ્રનું અજવાળું કુતુબુદ્દીનની આંખોની સામે આવવાથી તેની આંખો અંજાઇ જવા લાગી ત્યારે જીવનરાજને તેના પર તલવાર ચલાવવાની સગવડ મળી. ચંદ્રનું અજવાળું કુતુબુદ્દીનને અગવડ કરનારૂં ત્યારે જીવનરાજને સગવડ આપનારૂં થઇ પડ્યું.

એકાદ ઘટિકા સુધી આ દ્વન્દ્વ યુદ્ધ ચાલુ રહ્યું. કોઇ કોઇને પરાસ્ત કરી શક્યા નહિ. બન્ને થાકી ગયા હતા તેમ જ બન્નેનાં શરીરમાંથી રૂધિરધારા વહન કરી રહી હતી, છતાં યુદ્ધમાંથી એકે પાછો હઠ્યો નહિ. એકાએક

કુતુબુદ્દીને જોયું કે કોઇ એક સ્ત્રી આવીને જીવનરાજની પાછળ ઊભી રહી. એક ક્ષણ—માત્ર એક ક્ષણને જ માટે કુતુબુદ્દીનનું ધ્યાન તે સ્ત્રી તરફ ખેંચાયું તેટલામાં તો જીવનરાજને પોતાની તલ્વાર તેના પાસા પર મારવાની તક મળી ગઇ. કુતુબુદ્દીન લોહીલોહાણ થતો પછડાયો. જીવનરાજ બોલ્યોઃ "કેમ, કુતુબુદ્દીન! બોલ, અત્યારે તારૂં રક્ષણ કરનાર અહીં કોણ છે?"

સુકાઈ ગએલા કંઠે ધીરે ધીરે કુતુબુદ્દીન બોલ્યોઃ "મને હવે પૂરેપૂરો મારી નાંખ; હું જીવતો રહીશ, તો તારૂં અમંગળ થશે!"

"તારાથી જે થાય તે કરજે; જીવનરાજ તેથી ડરશે નહિ, પરન્તુ શસ્ત્રહીન અને ઘાયલનો પ્રાણ લેવાનું પાપકર્મ જીવનરાજથી નહિ થાય."

કુતુબુદ્દીનમાં હવે વાતચીત કરવાની શક્તિ રહી નહોતી, કારણકે તુરત જ તે શસ્ત્રપીડાથી બેભાન બની ગયો. જીવનરાજે તેના શરીરપરના કેટલાક મોટા ઘા ઉપર પાટા બાંધી દીધા. આથી વધુ રક્તસ્રાવ થતો અટકી ગયો, પરતુ તે ભાનમાં આવ્યો નહિ. કુતુબુદ્દીનને ભાનમાં લાવવાના પ્રયત્નમાં જીવનરાજને નિરાશા મળી. તે ઊભો થયો તો તેણે આશ્ચર્ય સાથે બેલાને પોતાની બાજુએ ઊભેલી જોઇ કે તુરત તે બોલ્યોઃ "બેલા! તું ક્યારની અહીં આવી છે?"

"હું આવી કે તુરત જ ખાંસાહેબ નીચે પડ્યા!"

"વારૂ, નીચે ચાલ."

કુતુબુદ્દીનને એવી જ અવસ્થામાં રહેવા દઇને બન્ને નીચે ઉતરી આવ્યાં. જીવનરાજ બોલ્યોઃ "બેલા! ઇષ્ટ કાર્ય મેં પૂરૂં કર્યું છે; હવે હું જઉં છું—આ નરકાગારનો ત્યાગ કરીને પાટણ તરફ જઉં છું."

"હું પણ સાથે આવીશ; મારો વિચાર હવે એ જ મુલકમાં પ્રવાસ કરવાનો છે."

ઉભય શાન્ત બની ગયાં. એક બીજાનો ત્યાગ કરવાનું દુઃખ બન્નેના હૃદયમાં જાગ્રત થયું. થોડી વાર પછી જીવનરાજ બોલ્યોઃ "હવે આપણો મેલાપ ફરીને ક્યારે થશે, તે હું કહી શકતો નથી; પરન્તુ બેલા! કોઇ વાર તું સાંભળે કે ગુજર્જરાધીશ્વરનું સેનાપતિ પદ હું પુનઃ પ્રાપ્ત કરી શક્યો છું, તો તું જરૂર એક વાર સિદ્ધપુરમાં અથવા પાટણમાં આવીને મને મળજે."

બેલા નીરવપણે એ સઘળું સાંભળી રહી. તે કાંઇ જ બોલી શકી નહિ. આંખોમાં જળ ભરાઇ આવ્યું. જીવનરાજ બેલાની તદ્દન નજીક જઇને તેનાં મૈક્તિક સરખાં અશ્રુબિંદુને નિહાળી રહ્યો. થોડી વારે પોતાના કંઠમાંનો રત્નહાર કાઢીને તે બોલ્યોઃ "બેલા! હું દરિદ્ર છું; તને આપવા જેવું

મારી પાસે કશું નથી, છતાં આ એક વસ્તુ—આ રત્નહાર મારી પાસે છે તે હું તને આપું છું. પુષ્પમાળાને તારા કંઠમાં પહેરાવવાને હું અશક્ત છું; આપણો ધર્મ એક નથી—જો કે હૃદય એક છે ખરાં!"

બેલાએ વિનીત ભાવે મસ્તક નમાવ્યું અને જીવનરાજે તેના કંઠમાં રત્નહાર પહેરાવ્યો. કેટલોક વખત બન્ને પોતાના ભાવી વિયોગના વિચાર કરતાં મૌન બેસી રહ્યાં. રાત્રિના ચોથા પ્રહરનો અમલ ચાલુ થવાનો ઘંટારવ થયો અને બેલા ચમકી. તે બોલી: "રાજાજી! રાત્રી હવે પૂરી થવા આવી છે, માટે વિલંબ ન કરો."

"હું અત્યારે નહિ આવું."

"કેમ?"

"ચોરની પેઠે અંધારામાં હું નાસી જવાનો નથી."

"પણ આપણે તૈયારી કરીશું એટલામાં તો દિવસનું અજવાળું થઈ જશે; માટે અસ્ત્રશસ્ત્ર ધારણ કરી લો." બેલાએ કહ્યું.

"તલવાર અને કટાર તો મારી પાસે છે, પછી બીજું શું જોઇએ?"

"બખ્તર જોઇએ તે ક્યાં છે?" એમ કહીને બેલાએ જીવનરાજને બખ્તર પહેરાવવા માંડ્યું. માથાપર ટોપ પણ પહેરાવ્યો. આંખ અને નાક સિવાય સઘળાં અંગોપાંગ ઢાંકી દીધાં. તુરત જ બન્ને નીચે ઉતર્યાં. બહારનું દ્વાર બંધ હતું. બેલાએ પેહેરેગીરને જગાડીને પોતાનો પરવાનો બતાવ્યો એટલે પેહેરેગીરે તેને જવા દેવા સામે વાંધો લીધો નહિ, પણ બખ્તર પહેરેલા પુરૂષને જવા દેવાની ના કહી. બેલા તેને કાંઇ સમજાવવા જતી હતી, પણ તે કશું બોલે તે પહેલાં જીવનરાજે પહેરેગીરના કાળજામાં કટાર હુલાવી દીધી અને મ્હોંમાં ડૂચો મારી દીધો. દેવડીપર તેના મુડદાને સુવાડી તે ઉપર ચાદર ઓઢાડી દીધી અને તેની પાસેની ચાવીવડે દ્વાર ઉઘાડી બન્ને નિર્ભય રીતે ચાલ્યા ગયાં.

બેલા પોતાનાં દાસદાસીઓને લેઇને જીવનરાજની સાથે કિલ્લાના દરવાજા પાસે આવી પહોંચી ત્યારે અરૂણોદય થઇ ગયો હતો. બેલા સૌની આગળ ચાલી અને પોતાનો પરવાનો દરવાનને બતાવ્યો. દરવાને દાસ દાસી તથા બેલાને ઓળખ્યાં, પણ બખ્તર પેહેરેલા આદમીને તે ઓળખી શક્યો નહિ. તેણે બેલાને પૂછ્યું: "આ બખ્તર પેહેરેલું કોણ છે?"

"જી, એ તો બીજું કોણ હોય?" ઇષત્ મૃદુ સ્મિત કરીને બેલા બોલી: "મારા ખાવીંદ!"

"વારૂ, ચાલ્યાં જાઓ." તુરત જ દ્વાર ઉઘડ્યું અને સઘળાં કિલ્લાની બહાર નીકળી ગયાં.

# તૃતીય ખંડ-મોહમુગ્ધતા.

## પરિચ્છેદ ૧ લો.

### સરસ્વતીના તટ ઉપર.

વર્ષાઋતુ ચાલે છે. સરસ્વતી કલકલ નિનાદ કરતી વહન કરી રહી છે. નવાં જળને લીધે કાદવવાળી તેમ જ વેગવાળી હોવા છતાં આસપાસ ખીલી રહેલા સૌંદર્યને લીધે આભૂષણવતી યુવતીના જેવું સ્વરૂપ પામેલી એ કુમારિકા નદી પાટણના પાધરને પવિત્ર કરતી દ્રુત વેગે દોડી જાય છે.

નદીતટે એક વૃક્ષની નીચે એક મોટા પત્થરની ઉપર વિશ્વમોહિની બેઠી છે. નજીકમાં બીજું કોઇ નથી. સન્મુખ સરસ્વતી, પાછળ રાણીના હવામહેલનો મજબૂત કિલ્લો અને આસપાસ બાબાજરીયાંનું વન ઉગી નીકળેલું છે. નદીને સામે કિનારે ખેતરાં અને વનપ્રદેશ વિસ્તરાએલો છે. આકાશમાં મેઘ ઝઝૂમી રહેલો છે. પશ્ચિમ દિશાએ અસ્ત થવાની તૈયારીમાં આવેલો સૂર્ય બિરાજે છે. તેની સુવર્ણપ્રભા મેઘને, સરસ્વતીના જળને અને આસપાસના વનપ્રદેશને કેવળ નવીન પ્રકારનું સૌંદર્ય અર્પી રહી છે. આજનો મેઘ મોહિનીને બહુ જ સુંદર લાગે છે. મોહિનીએ ઘણીએ વર્ષાઋતુઓ જોઇ છે અને અનેક મેઘ નિરીક્ષ્યા છે, પરન્તુ આજના સરખો સુંદર પર્વતના જેવો પ્રીતિપૂર્ણ મેઘ તેણે કોઇ વાર જોયો નથી. મોહિની આ મેઘના સૌન્દર્યનું નયનવડે પાન કરી રહી છે.

જોતજોતામાં સૂર્ય ઉપર પણ મેઘ ફરી વળ્યો અને તે સાથે આકાશમાં ગાજવીજ થતાં જ વર્ષાદ પડવા લાગ્યો. પવન કોઇ પર્વતની અંધકારમય ગુહામાં છુપાઇ રહ્યો હતો તે એકાએક છૂટો થઇને પોતાનો પ્રભાવ દર્શાવી રહ્યો છે. મેઘગર્જના, વૃષ્ટિ, વાયુ અને સરસ્વતી સૌ જોડી સાથે ભૂપૃષ્ટપર તાંડવ નૃત્ય કરવા લાગી ગયાં. મોહિની આ નૃત્યને જોતી, આનંદ પામતી, એકલી એમ ને એમ જ બેસી રહી.

થોડી વારે મોહિનીને કાંઇ કલ્પના સૂઝી આવી અને તે જે પત્થરપર બેઠી હતી તેની ઉપર જ ઉભી થઇ. માથાપર ઝુકી રહેલા વૃક્ષનું એક મોટું પાંદડું તોડ્યું અને તેનાપર નખવડે લખ્યું: “પિતાજી! તમે જ્યાં હો ત્યાંથી જલ્દી આવો!” મોટી મહેનતે એટલા અક્ષરો લખી રહ્યા પછી તે વાંચતાં

ચંદ્રબાલાને ભાઇનો કંઠ ઓળખતાં વાર લાગી નહિ. "ઓ મારા ભાઇ! ઓ બાપુ!" બોલતી તે તેને સહર્ષ ભેટી પડી. માથાપરનો ટોપ ઉતારી નાંખતાં જ જીવનરાજનું વદન ઘણા વખત પછી આજે ચંદ્રબાલાનાં નેત્રોએ જોયું. ચંદ્રબાલાનું હૃદય ભાઇને જોઇને ફરી ઉઠયું-હૃદયનો ભાર ચક્ષુદ્વયમાંથી પ્રવાહિત થઇ બહાર વહેવા લાગ્યો.

જીવનરાજની આંખોમાંથી પણ અશ્રુપ્રવાહ વહી નીકળ્યો. ચંદ્રબાલા-પર જીવનરાજનું મમત્વ અકથનીય અને અદ્વિતીય હતું. શિશુવયથી જ એ ભાઇ-બ્હેન વચ્ચે એવો સ્નેહ જામી ગયો હતો કે એક બીજાને જો-વાથી બન્નેનાં હૃદયમાં હમેશાં આનંદસાગર ઉલ્લટતો. અજમેરમાં સંન્યાસી બાવાએ ચંદ્રબાલાનું નામ આપતાં જ જીવનરાજનું ચિત્ત ચંચળ થઇ ગયું હતું અને વસ્તુતઃ ચંદ્રબાલાની ખાતર જ તેણે ગુજરાતમાં આવવાની હા કહી હતી. અત્યારે ઉભયનાં હૃદયમાં રહેલો ભાર અશ્રુપ્રવાહમાં પીગળી ગયા પછી ચંદ્રબાલા બોલી: "ભાઇ! આટલા દિવસ સુધી તું કેમ ન આવ્યો?"

"બ્હેન! ત્યારે શું તું મારી રાહ જોતી હતી કે?"

"એ તો શી ખબર? જીવન શું ચંદ્રબાલાના હૃદયને નથી પિ-છાણતો?"

"પિછાણું છું, બ્હેન! મેં સાંભળ્યું હતું કે તું રાત્રિદિવસ મારે માટે ઉદ્વિગ્ન રહ્યાં કરે છે."

"અરે ભાઇ! ઉદ્વેગની શી વાત કરવી? દિવસમાં સો વાર મારી આંખોમાં આંસુ આવી જતાં અને અધીરાઇની તો વાત જ શી કરવી? અરે, જો આ મોહિનીનો રમતીયાળ સમાગમ મને ન મળ્યો હોત તો આ-ટલા દિવસ મારાથી જીવતાં જ ન રહી શકાયું હોત."

"આ મોહિની તે કોણ છે, બ્હેન?"

"તેનું નામ મોહિની છે એટલું જ હું પણ જાણું છું."

આ વખતે મોહિની ધીરે પગલે કિલ્લા તરફ ચાલતી હતી અને તે જરા દૂર ગઇ હતી, પરન્તુ દૃષ્ટિ બહાર ગઇ નહોતી. ચંદ્રબાલાએ તેને પાછી બોલાવી. તેણે જીવનરાજ તરફ આંગળી કરીને મોહિનીને પૂછયું: "આ કોણ છે? તેમને તું ઓળખે છે?"

"તમારા ભાઇ છે."

"તેં એમને કેવી રીતે ઓળખ્યા?"

આ પ્રશ્ન મોહિનીને ગુંચવાડાભર્યો લાગ્યો. તેનો ઉત્તર તે આપી શકી નહિ. ચંદ્રબાલાએ પૂછયું: "આવા સખ્ત વર્ષાદમાં તું નદીને તીરે ભટકવા કેમ નીકળી છે? જો, તારૂં શરીર બધું ભીંજાઇ ગયું!"

"પવન અને વર્ષાદ મને બહુ સારાં લાગે છે."

"બહુ સારાં લાગે છે? કેવી રીતે?"

"જુઓ, પવન કેટલે દૂરથી આવીને આપણા અંગને સ્પર્શ કરે છે! વર્ષાદ કેટલે દૂરથી આવીને આપણને ન્હવરાવે છે! એટલે દૂરથી આવનાર આપણને શું ન ગમે?

"શામાટે ગમે?"

"તેની કાંઈ મને ખબર નથી."

"પણ કાંઇ કારણ વિના દૂરથી આવનાર તને કેમ ગમે છે?"

"જેમ વર્ષાદ દૂરથી આવે છે તેમ પિતાજી પણ દૂરથી આવશે: એ બન્ને મને તો બહુ જ ગમે છે!"

જીવનરાજ ચકિત નયને મોહિનીની સામે જોઇ રહ્યો. તે બોલ્યો: "સંન્યાસી બાવા તો અજમેરની આસપાસમાં હશે. તેમણે જો મારી મુક્તિનો ઉપાય ન કર્યો હોત તો આજે પણ હું અજમેરમાં જ હોત."

મોહિની બોલી: "તમે મારા પિતાજીને જોયા છે? તે ક્યારે તેમની મોહિની પાસે આવશે?"

જીવનરાજ બોલ્યો: "તે તો અજમેરથી પગે ચાલીને આવે છે એટલે હજી ચાર–છ દિવસ પછી આવી પહોંચશે."

પછી ત્રણે જણ કિલ્લા તરફ ચાલ્યાં.

---

## પરિચ્છેદ ૨ જો.

---

### પાટણમાં.

ચંદ્રબાલાના આનન્દનો હવે પાર રહ્યો નહોતો. ચિર સમયથી જેની તે માર્ગપ્રતીક્ષા કરી રહી હતી તેને તે પ્રાપ્ત કરી ચૂકી છે. ઠાકોરજીની આગળ મસ્તક નમાવીને સેંકડો વાર પ્રાર્થના કર્યા પછી આજે પોતાના વ્હાલા ભાઇનું મુખ તે જોઇ શકી છે. જ્યારે જીવનરાજ અજમેરમાં હતો, ત્યારે ચંદ્રબાલાએ તેને કેટલીએ વાતો કહેવાનો સંકલ્પ કરી રાખ્યો હતો અને પોતાના મનોદુઃખનો ઇતિહાસ કહેવાનું મનમાં ધારી રાખી રાખ્યું હતું પરન્તુ જીવનરાજ આવ્યા પછી તે સર્વ વાતોને ચંદ્રબાલા વિસરી ગઈ છે!

જીવનરાજને જોતાં ભીમદેવને અત્યંત આનંદ થયો. તે તેને હર્ષાશ્રુ સમેત ભેટી પડયો! જીવનરાજ પણ પોતાની મૂર્ખતાને રડતો નીચું નિહાળી રહ્યો. ભીમદેવ અને જીવનરાજનું પ્રથમ સંમીલન મૌન્યમાં જ પસાર

જીવનરાજ બોલ્યો: "સંન્યાસી બાવા તો તારા માત્ર પ્રતિપાલક જ છે; કાંઇ ખરા પિતા નથી."

મોહિની સવિસ્મય નેત્રે જીવનરાજની તરફ જોઇ રહી. તેની આંખોમાં ક્રોધનો આવિર્ભાવ જણાઇ આવતો હતો. મોહિની એક ડાંખળીને ભોંયમાં બેસાડતી હતી, તે ફેંકી દઇને એકદમ ઊભી થઈ ગઇ. ચંદ્રબાલા મોહિનીનો મનોભાવ સમજી ગઇ અને તુરત જ બોલી: "ભાઇ! તને બરાબર ખબર નથી. સંન્યાસી બાવા મોહિનીના ખરેખરા પિતાજી જ થાય."

એટલામાં એક ચાકરે આવીને જીવનરાજને ખબર આપ્યા કે "મહારાજા તમને સંભારે છે." તુરત જ તે ત્યાંથી ચાલ્યો ગયો. જતાં જતાં તેના મનમાં એમ થયું કે "મોહિનીના ચિત્તને ઉદ્વેગ કર્યો એ બહુ ખોટું કર્યું!"

---

## પરિચ્છેદ ૩ જો.

---

### દેશસેવાનું વ્રત.

જીવનરાજે રાજમહાલયમાં આવીને જોયું તો માલૂમ પડ્યું કે ભીમદેવ જીવનરાજની જ રાહ જોતો મંત્રણાગૃહમાં બેઠો હતો. તેની પાસે એક બીજો માણસ બેઠો હતો તે બીજું કોઈ નહિ પણ રામદેવ હતો. તેને જોતાં જ જીવનરાજે પૂછ્યું: "રામદેવ! તું અહીં ક્યાંથી?" રામદેવે ઉત્તર આપ્યો: "આપ અજમેરના કિલ્લામાંથી છૂટયા, ત્યારપછી એક સ્થળે આપને માટે હું ઘોડો રાખી રહ્યો હતો, પરંતુ આપને માટે બીજે સ્થળે પણ ઘોડાઓની વ્યવસ્થા કરી હોવાથી મારી પાસેના ઘોડાની આપને જરૂર પડી નહોતી. સંન્યાસી બાવાની આજ્ઞાથી જ હું અત્યારે આ સ્થળે આવ્યો છું."

"સંન્યાસી બાવા અત્યારે ક્યાં છે?"

"તીર્થોમાં પર્યટન કરી રહ્યા છે."

જીવનરાજ બોલ્યો: "આ શું તીર્થપર્યટન કરવાનો સમય છે? જે વખતે મુસલમાનો દેશપર ચ્હડાઇ લાવવાની તૈયારીમાં છે અને આખો દેશ વિહ્વળ થઇ રહ્યો છે, તે વખતે તીર્થોમાં ભટકવું એ શું શરમભરેલું નથી?"

ભીમદેવ બોલ્યો: "જીવનરાજ! એમ સંન્યાસી બાવાની અવગણના કરવી વાસ્તવિક નથી. તે કાર્યાકાર્યનો વિચાર કર્યા વિના કશું પગલું ભરે તેવા નથી."

"આ તો તેમણે અકાર્ય જ કર્યું છે. ખરેખર, તે એક ભીરૂ પુરૂષ હોવા જોઇએ; નહિતો જે વખતે મુસલમાનો ચડાઇ લાવવાની તૈયારી કરે છે તે વખતે તે તીર્થસ્થળોમાં શામાટે નાસી જાય ?"

સંન્યાસી બાવાને માટે આટલી તિરસ્કૃતિ જીવનરાજે કોઇ પણ વખતે દર્શાવી નહોતી. જે માણસના હૃદયમાં વાસનાનલ જાગ્રત થયો હોય છે તેની સદસદ્‌વિવેકબુદ્ધિ ભસ્મીભૂત થઇ જાય છે. મોહિનીના સ્વરૂપમાં વિમુગ્ધ થએલો જીવનરાજ કેવળ ઉન્મત્ત બની ગયો છે. મોહિની તરફથી એક બિન્દુ જેટલું સ્નેહવારિ મેળવવાની આશાથી તે સતૃષ્ણ હૃદયે રાહ જોઇ રહ્યો હતો, પરંતુ સ્વલ્પ પણ સ્નેહવારિ નહિ મળતાં માત્ર તપ્ત થએલી રેતીની પ્રાપ્તિ થઇ. તેણે જોયું કે મોહિનીના હૃદયરાજ્યના અધીશ્વર નૃસિંહ સ્વામી હતા, તેનું હૃદય પિતૃમય જ હતું અને તેથી તે હૃદયમાં અન્ય કોઇને સ્થાન મળવાનો સંભવ નહોતો. આ જ કારણથી જીવનરાજને સંન્યાસી બાવા ઉપર ક્રોધ ચડ્યો હતો.

જીવનરાજનો ઉત્તર સાંભળીને જીવનરાજના મનમાં વ્યથા ઉત્પન્ન થઇ. તેણે ઉત્તેજિત કંઠે કહ્યું: "જીવનરાજ ! આ ગુજરાતના રાજ્યને અનેક આપત્તિના પ્રસંગોમાં પણ હચમચાવા નહિ દેનાર એ ગુરૂદેવનાં પરાક્રમોને શું તું વિસરી ગયો છે ? તને સમજાવીને પુનઃ અહીં લાવવાનું કાર્ય કોઇથી ન બની શકે તેવું હતું છતાં તે કોણે માથે લઇને પૂરૂં કર્યું છે તે શું તું નથી જાણતો ? હાથમાં તલવાર પકડી જાણનાર પુરૂષ જ વીર અને દેશભક્ત કહેવાતા નથી ! આખા ગુજરાતમાં નૃસિંહ સ્વામી જેવો દેશભક્ત પુરૂષ બીજો કોઇ નથી."

"પણ આપત્તિના સમયમાં તીર્થપર્યટન કરવાના કાર્યને શું દેશભક્તિયુક્ત કહી શકાશે ?"

"હા; તે તીર્થોમાં ફરીને ધર્મશ્રદ્ધાળુ લોકોને દેશના રક્ષણને અર્થે સૈન્યમાં જોડાવાનું ઉત્તેજન આપવા માટે ગયા છે. તું જોઇશ કે થોડા દિવસમાં હજારો સૈનિકો વધવા લાગશે."

જીવનરાજ વિસ્મય પામ્યો. જે દેશને અર્થે આ પ્રકારનો ઉદ્યોગ કરે છે તેના તરફ પોતે શું તિરસ્કૃતિ દર્શાવી ? જીવનરાજ નીચું નિહાળી રહ્યો. તે બોલ્યો: "ખરેખર, મેં સંન્યાસી બાવાનો અપરાધ કર્યો છે."

ભીમદેવ થોડા સમય શાન્ત રહ્યો. કેટલીક વારે તે બોલ્યો: "હવે તું સિદ્ધપુર ક્યારે જઇશ ?"

"સિદ્ધપુરમાં જઇને હું શું કરીશ ?"

"શું કરીશ ? શત્રુ દેશપર ચડી આવે છે તે વખતે તારે તારા વહીવટ હેઠળના મુલકમાં રહેવું ન જોઇએ શું ?"

"હું તો હવે પાટણમાં જ રહીશ. મને સિદ્ધપુરમાં રહેવું ગમતું નથી."

"તો તું અહીંના રાજ્યકાર્યભાર પર લક્ષ રાખ; હું સિદ્ધપુર જઉં. સિદ્ધપુર પણ પાટણનું બચ્ચું છે અને રાજધાનીનો અંશ છે. તેના તરફ દુર્લક્ષ રાખવું ન જોઇએ."

"અહીંનો કાર્યભાર હું સંભાળું ? મહારાજ ! હું આપનો બંધુ છું, અરે, સેવક છું. આપ મને સહોદર બંધુ લેખો છો એ આપની ઉદારતા છે; પાટણનો કાર્યભાર સંભાળવાની મારી શું શક્તિ ?"

"ત્યારે મુસલમાનોએ ગુજરાત જીતીને તેનું રાજ્ય તને સોંપવાનું કહ્યું હતું, તે જો મળ્યું હોત તો એ શક્તિ ક્યાંથી આવત ?"

"પ્રભુ !" જીવનરાજ નીચું જોતાં બોલ્યો: "એ મારી મૂર્ખતાનું સ્મરણ કરાવી હવે મને શરમાવો ના."

"જો જીવનરાજ ! તું મારો જમણો હાથ છે. ગુજરાતનો હું રાજા છું, પરન્તુ એ રાજત્વ વૈભવ ભોગવવા માટે છે એમ હું માનતો નથી. દેશનું સંરક્ષણ કરવું–તેનું મંગલ કરવું એ સેવા બજાવવા માટે રાજા એ પ્રજાનો સેવક છે. તું કહીશ કે એવી સેવા તો મુસલમાનો પણ કરી શકે; પરન્તુ હિંદુઓના દેશનું, હિંદુઓના ધર્મનું અને હિંદુઓના સર્વસ્વનું સંરક્ષણ હિંદુઓ જ કરવાને વધારે યોગ્ય છે અને તેટલા માટે પાટણ મુસલમાનોના હાથમાં ન જવા દેવું એ મારો નેમ જ તારો પણ ધર્મ છે. મેં તને સેનાપતિપદ ઉપર કાયમ રાખ્યો છે અને યુદ્ધના સમયમાં તો રાજાનું રાજત્વ રાજા અને સેનાપતિ વચ્ચે અર્ધો અર્ધ વહેંચાઈ ગએલું જ સમજવાનું છે: હું તને ગુજરાતનો અર્ધો રાજા માનું છું."

જીવનરાજ કાંઈ ઉત્તર નહિ આપતાં મૌન બેસી રહ્યો. ક્ષણભર એમ બેસી રહીને તે ઉઠ્યો અને ધીરે ધીરે ગવાક્ષ તરફ જઇને ત્યાં ઊભો. ત્યાંથી વિસ્તૃત વન દૃષ્ટિગોચર થતું હતું. જીવનરાજ કેટલીક વાર સુધી વનશોભાને નિહાળી રહ્યો. સંધ્યાનો સમય હતો, તેથી ધીરે ધીરે અંધકારે આવીને આખા વનને પોતામાં લપેટી લીધું. વનશોભા નિહાળવામાં આંખો પરાસ્ત થવા લાગી એટલે જીવનરાજ ગવાક્ષમાંથી પાછો ભીમદેવ પાસે આવ્યો. તે વખતે ભીમદેવ રામદેવને કહેતો હતો: "રામદેવ ! તને જ્યારે સંન્યાસી બાવાએ જ મારી પાસે મોકલ્યો છે, ત્યારે તું મારા વિશ્વાસનું જ પાત્ર છે. તને હું ઘોડેસ્વાર લશ્કરમાં એક સરદાર નીમું છું: હવે તારી ભવિષ્યની

ઉન્નતિ તારા હાથમાં છે.” રામદેવ મસ્તક નમાવીને અને ભીમદેવનો આભાર માનીને ચાલ્યો ગયો.

હવે ભીમદેવ અને જીવનરાજ એકલા પડયા. ભીમદેવે કહ્યું: “ જીવનરાજ ! સમસ્ત દેશનું રક્ષણ કરવાનું કાર્ય પ્રભુએ આપણા હાથમાં સોંપ્યું છે. સિદ્ધપુરના કિલ્લામાં કાંતો મારે અથવા તો તારે રહેવું જ જોઇશે. હવે જો તું અહીં રહે, તો હું ત્યાં જઉં.”

“ નહિ, હું પોતે જ સિદ્ધપુર જઇશ.”

“ પણ તને તો સિદ્ધપુરમાં રહેવું ગમતું નથી એમ તું હમણાં કહેતો હતો!”

“ હા, પણ અત્યારે મારો વિચાર ફર્યો છે—મારો ભ્રમ ભાંગ્યો છે.”

“ શો ભ્રમ ?”

“ પહેલાં હું એવું માનતો હતો કે હું રાજ્ય કરવા કે કીર્તિ મેળવવા માટે આવ્યો છું, પરન્તુ મારો એ ભ્રમ હતો એવી મારી ખાત્રી થઇ છે. હવે હું સમજ્યો છું કે મેં દેશની સેવા કરવાને જન્મ લીધો છે. ફલાકાંક્ષા રાખ્યા વિના દેશનું મંગળ કરવાની કામનામાં સર્વસ્વનો ભોગ આપવા હું આ જગતમાં આવ્યો છું.”

“ ધન્ય છે બંધુ !” ભીમદેવે હર્ષનો ઉદ્‌ગાર કાઢયો: “ હવે તું જે સમજ્યો છે તે જ ખરૂં છે. દેશની પૂજા એ જ રાજાઓનું લક્ષ્ય છે—ધર્મ છે. રાજ્ય એ રાજાઓનો સંસાર છે અને પ્રજા એ તેમનું સંતાન છે. અસ્ત્ર અને અર્થ એ દેશપૂજાનાં ઉપકરણ છે. ભાઈ! હું અને તું બન્ને એકત્ર થઇએ ત્યારે જ આપણે એક આખા રાજાનું રૂપ પામીએ છીએ. દેશની રક્ષા એ આપણું ઉભયનું કર્ત્તવ્ય છે.”

“ એ ભાવ હું આજે જ સમજ્યો છું; આ સઘળી પ્રવૃત્તિનું છેવટનું લક્ષ્ય રાજ્યવિલાસ છે એવી મારી સમજણ હતી અને તેથી થોડો વખત હું દુશ્મનોને મળી ગયો હતો, પણ હવે હું નવદિક્ષિત થયો છું: દેશસેવાનું વ્રત મેં અંગીકાર કર્યું છે. મહારાજ ! મારો અપરાધ ક્ષમા—”

“ બસ, ક્ષમાના બાહ્યાચારની જરૂર નથી. હું તારૂં શુદ્ધ અંતર્ સારી પેઠે સમજ્યો છું. હવે હું નિશ્ચિન્ત થયો. મારો હાથ એક વાર કપાયા પછી પણ પુનઃ મને પ્રાપ્ત થયો એ ગુજરાતની ભૂમિનું અહોભાગ્ય !”

“ મહારાજ ! ત્યારે, હું સ્હવારે સિદ્ધપુર તરફ પ્રસ્થાન કરીશ અને સૈન્યને તાજું કરવાની વ્યવસ્થા કરીશ.”

“ અસ્તુ ! તારી સાથે એક હજાર ઘોડેસ્વાર લેતો જજે. માર્ગમાં વટેશ્વર મહાદેવ આવે છે ત્યાં દર્શન કરતો જજે; વારૂ, પણ ચંદ્રબાલાને ત્યાં લેઈ જઇશ કે અહીં રાખીશ ?”

જીવનરાજ ક્ષણભર વિચારમાં પડ્યો. ચંદ્રબાલાને જો તે પોતાની સાથે સિદ્ધપુર લેઇ જાય તો તેની સાથે મોહિની પણ ત્યાં આવે અને એ રીતે જીવનરાજ પોતાની પ્રિય વસ્તુથી દૂર ન રહે. લાલચ બહુ પ્રબળ હતી; પણ તેનું દમન કરીને તે દૃઢ સ્વરે બોલ્યો: "ના, હું એકલો જ જઇશ."

ભીમદેવ વિસ્મય પામ્યો. તેણે પૂછ્યું: "એકલો જવાનું કેમ ધારે છે?"

"તે સિદ્ધપુરમાં હોય તો મને તેની બહુ ચિંતા રહ્યાં કરે, તેથી ભલે તે અહીં જ રહે. તેને અહીં ગમે છે, અને જ્યારે મુસલમાનોને હઠાવીશું ત્યારે તેને હું સિદ્ધપુર તેડી જઇશ."

"ધન્ય છે તારા દૃઢ વ્રતને, જીવનરાજ! હું અત્યારે આનંદના ઉદધિમાં ગરક છું; પરન્તુ અત્યારે આનંદપ્રદર્શનનો સમય નથી–કામ કરવાનો સમય છે. તું ભોજન કરવા જા, હું આજે સૈન્યની નવી ભરતી કેટલી થઈ તેના આંકડા તપાસવા માટે મંત્રીશ્વરને મળું છું."

જીવનરાજ ચાલ્યો ગયો. તે રાત્રે તે ચંદ્રબાલાને કે મોહિનીને ફરી મળ્યો નહિ.

---

## પરિચ્છેદ ૪ થો.

---

### ચિત્ત-ચાંચલ્ય.

બીજે દિવસે સ્હવારમાં જીવનરાજ સિદ્ધપુર તરફ વિદાય થવાને તૈયાર થયો. તેની સાથે જનારા સૈનિકો નગર બહાર તૈયાર થઇને ઊભા હતા અને તેના માટેનો અશ્વ પણ હજુરીએ તૈયાર રાખ્યો હતો, પરંતુ જીવનરાજ અશ્વપર ન ચડતાં તે મહાલયના ઉદ્યાનમાં ગયો. મોહિનીનું છેલ્લી વારનું દર્શન કરીને તેની રજા લેવાનો તેનો ઇરાદો હતો. ચંદ્રબાલા, રાણી લીલાદેવી, વગેરે સૌ પાસેથી તે રજા લેઇ આવ્યો છે, પરન્તુ હજી મોહિનીની પાસેથી તે રજા લેઇ આવ્યો નથી. તેનું છેલ્લી વારનું દર્શન કર્યા સિવાય ચાલ્યા જવાનું જીવનરાજને ગમ્યું નહિ. આ કારણથી તે ઉદ્યાનમાં મોહિનીના મંદિર પાસે આવ્યો તો તેણે મોહિનીને જોઇ.

અત્યારે મોહિની પૂજામાં બેઠી હતી. તેના જમણા હાથમાં કમળનાં પાંદડાંપર મૂકેલાં પુષ્પો હતાં, ડાબા હાથમાં ધૂપપાત્ર હતું, અને સમીપમાં એ નાનું મંદિર આવી રહેલું હતું. હથેળી ભરીને પુષ્પ લેઇને મોહિની

સંન્યાસીની મૂર્તિના પગ પાસે મૂકતી હતી. સઘળાં પુષ્પો ખૂટી ગયાં એટલે મૂર્તિ પણ તેથી ઢંકાઇ ગઇ. હવે મોહિની પૂજામાંથી પરવારી ધ્યાનનિમગ્ન બની. તે હમેશાં એ જ નિયમ પ્રમાણે પૂજા કરતી હતી. પૂજા કરતાં તેને સંન્યાસી બાવાનું સ્મરણ થતું, સ્મરણથી દુઃખ થતું, અને દુઃખ થતાં કોઇ કોઈ વાર તેને રડવું આવી જતું; કોઇ વાર રડવું ન પણ આવતું. આજે મોહિની રડતી હતી. તેની બન્ને આંખોમાંથી એકસરખો અશ્રુપ્રવાહ વહ્યો જતો હતો.

અત્યારે મોહિનીએ માત્ર એક સાડી પહેરી હતી. તેના ખોળામાં શંખ પડેલો હતો. શરીરપર બીજાં કશાં વસ્ત્રો કે અલંકારો નહોતાં. છૂટો કેશકલાપ પીઠ, હાથ અને વક્ષને આચ્છાદિત કરી રહ્યો હતો. એ કાળા કેશકલાપરૂપી ગુફાની મધ્યમાં મોહિનીનું જ્યોતિઃપૂર્ણ નાનું મુખડું આવી રહ્યું હતું. જીવનરાજ એક ચિત્રપટમાં જોતો હોય તેવા પ્રકારનું મોહિનીનું અત્યંત સ્વરૂપવાળું વદન જોતો સ્થિર ઊભો રહ્યો. મોહિનીને પોતાની પાસે કોણ ઊભું છે તેનું ભાન નહોતું તેવી જ રીતે જીવનરાજ પણ એ સૌંદર્યનું પાન કરવામાં એવો મુગ્ધ બની ગયો હતો કે તે પણ જ્ઞાનશૂન્ય થયો હતો. તે સ્વરૂપના આકર્ષણમાં એટલો મુગ્ધ થયો હતો કે પોતાની પ્રતિજ્ઞાનું ઘટિકાભર તેને વિસ્મરણ થઇ ગયું. તેનું કર્તવ્યજ્ઞાન કોણ જાણે ક્યાંય ઊડી ગયું !

એટલામાં પાછળથી કોઇએ સહસા ઉદ્‌ગાર કાઢ્યોઃ "અહો ! મોહિનીનું સૌંદર્ય !"

જીવનરાજે ચમકી જતાં પાછળ જોયું તો તેણે ચંદ્રબાલાને જોઇ. તે બોલીઃ "ભાઇ ! તું મોહિનીને જુએ છે ? હું આટલા દિવસથી એ બાળાને રોજ જોતી આવી છું, છતાં હજી તેને જોવાથી તૃપ્ત થઇ નથી, એટલું અને એવું તેનું સૌંદર્ય છે !"

જીવનરાજે પુનઃ પોતાની નજર મોહિની તરફ ફેરવીને કહ્યુંઃ "ખરેખર, આટલું નૈસર્ગિક સૌંદર્ય મેં કોઇમાં કોઈ વાર જોયું નથી."

ચંદ્રબાલા બોલીઃ "ખરૂં છે. વળી મોહિનીમાં સ્વરૂપ ઉપરાંત ઉત્તમ ગુણો રહેલા છે. તેના જેટલી નિર્દોષ, નિષ્પાપ, અને સરલ હૃદયની બાળા જગત્‌માં બીજી કોઈ નહિ હોય."

જીવનરાજ કિંચિત્ ઉચ્ચ કંઠે બોલ્યોઃ "તેનામાં ગુણ છે કે નહિ તે હું જાણવા ઇચ્છતો નથી, કારણકે ગુણનો હું અભિલાષી નથી; માત્ર હું તેના રૂપને લીધે જ મુગ્ધ થયો છું."

ચંદ્રબાલા મ્હોંપરના ભાવને છુપાવતી ધીમેથી બોલી: “ ભાઇ ! મોહિની સાથે તું લગ્ન કરીશ ? ”

જીવનરાજે ચંદ્રબાલા તરફ વદન ફેરવ્યું. તેના ઉપર આકાંક્ષાથી પ્રદીપ્ત થયેલાં સ્વચક્ષુઓને સ્થાપિત કરતો તે બોલ્યો: “ એ તેં શું પૂછ્યું બ્હેન ?”

“ મોહિની સાથે તું લગ્ન કરીશ ? ” ચંદ્રબાલાએ બીજી વાર કહ્યું.

જીવનરાજ ક્ષણભર થોભીને–ચિત્તવેગને બની શકતાંસુધી સંયત કરીને ધીરે ધીરે બોલ્યો: “ મોહિની જો મને મળે, તો પછી મને બીજું કશું જોઇતું નથી. ”

આ ઉત્તર સાંભળીને ચંદ્રબાલાના અંતર્માં વ્યથા ઉત્પન્ન થઇ. તેણે વિચાર્યું: “ આજ ત્રણ દિવસ થયાં ભાઇએ મોહિનીને જોઇ છે અને જ્યારથી તેણે તેને જોઇ છે ત્યારથી તે મને વિસરી ગયો છે ! ”

મોહિનીની પાસે ઊભેલાં ભાઈ બ્હેન મોહિની સંબંધે જ આ વાતચીત કરી રહ્યાં છે તે મોહિની જાણતી નથી, કારણકે તે હજી ધ્યાનનિમગ્ન છે. તેની આંખોમાંથી અશ્રુબિંદુ વહી રહ્યાં છે તે જોઇને ચંદ્રબાલા બોલી ઉઠી: “ જો, મોહિનીના ગંડસ્થળમાંથી મોતીની માળા અવતરણ કરી રહી છે. ભાઈ ! આવી ભક્તિ અને આટલું પ્રેમપૂર્ણ હૃદય મેં કોઈ સ્થળે જોયું નથી. ભગવાન્ પણ મોહિનીરૂપી ભેટને પ્રાપ્ત કરીને કૃતાર્થ થાય ! ”

આ વાત જીવનરાજને સારી લાગી નહિ. પોતાના વિના મોહિની અન્ય કોઇપર પ્રેમ ધરાવે તે તેને અસહ્ય લાગવા માંડ્યું. વળી આ પ્રેમ એટલો ઉચ્ચ હતો કે તેને લીધે અશ્રુબિંદુ ખરતાં હતાં ! મોહિનીનો આ ભક્તિપ્રવાહ જાઇને જીવનરાજનું હૃદય બળવા લાગ્યું. તેણે ઉચ્ચ સ્વરે તેને બોલાવી: “ મોહિની ! ” પણ કશો ઉત્તર મળ્યો નહિ. ફરીથી જીવનરાજ બોલ્યો: “ મોહિની ! ” આ વખતે મોહિનીનું શરીર કાંઇક કંપી ઉઠ્યું. “ મોહિની ! ” આ વખતે મોહિનીના વદનપર હાસ્ય સ્ફુર્યું. તેના મોહમુગ્ધ ચિત્તને એવું ભાસ્યું કે પોતાના અત્યંત પ્રેમનું પાત્ર સંન્યાસી બાવા ત્યાં આવીને તેને બોલાવે છે ! ચોથી વાર જીવનરાજે બૂમ મારી: “ મોહિની ! ”

આ વખતે મોહિનીએ પાછળ ફરીને જોયું. જીવનરાજ બોલ્યો: “મોહિની ! હું જઉં છું. ફરીથી કોઇ વાર હું તારી સમક્ષ દેખાઇશ કે નહિ તે કહી શકતો નથી. તેટલા માટે તારી પાસેથી રજા લેવા આવ્યો છું. ”

ઉત્તરની રાહ જોતો જીવનરાજ મોહિનીના વદન તરફ જોતો ઊભો રહ્યો. મોહિનીએ કશો ઉત્તર આપ્યો નહિ. જીવનરાજે શું કહ્યું હતું તે પણ તે કાંઇ બરાબર સમજી નહોતી. કશી સમજણ નહિ પડવાથી તે જેમ

ઉંઘમાંથી ઉઠી હોય તેવી રીતે ચારે દિશાએ જોવા લાગી ગઇ. જીવનરાજે ફરીથી કહ્યું: "સાંભળ્યું કે મોહિની! હું હવે જઉં છું; હવે ફરીથી હું અને તું મળીશું કે કેમ તે અનિશ્ચિત છે."

આ વખતે મોહિની જીવનરાજના કથનનો ભાવાર્થ સમજી. તેણે પૂછ્યું: "તમે ક્યાં જાઓ છો?"

"સિદ્ધપુર."

"ક્યારે આવશો?"

"આવવાની હવે ઇચ્છા નથી."

"નહિ આવો તો ચંદ્રબાલાને નહિ ગમે-તે રડશે!"

"પણ તું તો નહિ રડેને? જેમ હમણાં થોડા સમય પહેલાં તું રડતી હતી તેમ તું તો નહિ રડેને?"

"ના."

"હું પાછો ન આવું, તો તને અંતરમાં કાંઇ દુઃખ થાય ખરૂં કે નહિ?"

"થાય જ."

જીવનરાજને કિંચિત્ આનંદ થયો. તે બે ડગલાં આગળ આવ્યો અને બોલ્યો: "મોહિની! ત્યારે તું મારાપર સ્નેહ રાખે છે કે?"

મોહિનીએ ઉત્તર આપ્યો: "હાસ્તો! તમને જોયા પહેલાં પણ હું તમારાપર સ્નેહ રાખતી?"

"હેં!" જીવનરાજ આશ્ચર્ય પામ્યો: "મને જોયા પહેલાં મારાપર સ્નેહ કેવી રીતે?"

"ચંદ્રબાલા તમારાપર સ્નેહ રાખે છે-મારા પિતાજી તમારાપર સ્નેહ રાખે છે-તે રીતે."

આ ઉત્તર સાંભળીને જીવનરાજ અંતરમાં બળવા લાગ્યો. તે અસ્ફુટ સ્વરે બોલ્યો: "સંન્યાસીની ખાતર મારાપર સ્નેહ? એ સ્નેહ મને નથી જોઇતો!"

તે સ્થળે જીવનરાજ વધુ વાર ઊભો ન રહ્યો. સત્વર ઉદ્યાનમાંથી નીકળીને ઘોડાપર સ્વાર થઇ પોતાની સાથેના સૈનિકો સાથે તે સિદ્ધપુર ચાલ્યો.

---

## પરિચ્છેદ ૫ મો.

### સિદ્ધપુર.

શ્રીસ્થળની પવિત્ર ભૂમિપર વસેલા સિદ્ધપુરની આબાદી આપણી કથાના સમય સુધી એકસરખી હતી. યાત્રાળુઓની ઠઠ્ઠને લીધે એ નગરમાં હમેશાં મેળો ભરાયો હોય તેવું જ દૃશ્ય નજરે પડતું. પાટણ રાજધાનીનું નગર હોવા છતાં સિદ્ધપુરની આબાદી પાટણ કરતાં કોઇ રીતે ઉતરતી મનાતી નહિ. સિદ્ધપુર તાલુકાની મોટી આવક રાજા ભીમદેવે જીવનરાજને અર્પણ કરી હોવાથી બહુધા તે સિદ્ધપુરનો રાજા જ લેખાતો હતો; જોકે જીવનરાજનો સિદ્ધપુર ઉપરનો હક તેની રાજસેવા અને ભીમદેવની કૃપાના મિશ્રિત પરિણામ સિવાય બીજું કશું નહોતું. જીવનરાજમાં મૂળે રાજવંશી ખમીર હતું અને ચાવડા વંશના રાજાઓનો અમલ જ્યારે પાટણમાં ચાલતો હતો ત્યારે તેના બાપદાદાઓ રાજાના ભાયાત જેવા લેખાતા હતા તથા એમ કહેવાતું કે તેમને પણ રાજાની પેઠે છત્ર, ચામર અને મશાલનું માન મળતું. જીવનરાજની પાસે પોતાના વડવાઓની કશી મીલકત નહોતી, પરન્તુ તેઓનું વંશપરંપરાનું લોહી તેને વારસામાં મળ્યું હતું તેમજ રાજદરબારમાં તેમનો પગ ચાલુ રહ્યો હતો એટલે આ શૂરો સરદાર બાલ્ય વયથી જ ભીમદેવનો મિત્ર થયો હતો અને તે પ્રીતિભાવને પરિણામે ભીમદેવે તેને પોતાનો લઘુબંધુ લેખી પોતાની કૃપાનો પાત્ર બનાવ્યો હતો, એટલું જ નહિ પણ તેની શૂરતા ઉપર પ્રસન્ન થઇ તેને પોતાના લશ્કરની સરદારી આપવા ઉપરાંત સિદ્ધપુરનો તાલુકો તેના જીવનસુધી તેને બક્ષીસ કર્યો હતો. ગુજરાતના અગત્યના કિલ્લાઓમાંનો એક સિદ્ધપુરનો કિલ્લો પણ હતો.

જીવનરાજ મુસલમાનોનો કેદી થયા પછી મુસલમાનોએ તેનામાં જે મહત્ત્વકાંક્ષા ઉત્પન્ન કરી હતી તે મહત્ત્વકાંક્ષા ભીમદેવના ઉપદેશ પછી જૂદું જ સ્વરૂપ પામી હતી. પહેલાં જીવનરાજ એમ માનતો હતો કે 'હું મારા આટલા શૌર્યથી શામાટે ભીમદેવનું રાજ્ય જીતી લઇને ગુજરાતનો રાજાધિરાજ ન બનું ?' અત્યારે તેની આકાંક્ષા એ હતી કે 'શામાટે હું મુસલમાનોના હુમલામાંથી દેશને બચાવીને તેનું સંરક્ષણ ન કરૂં ?' આ ભાવ સાથે સિદ્ધપુરના કિલ્લામાં પેસતાં જ સઘળી વસ્તુ તેને નવીન સ્વરૂપમાં દૃષ્ટિગોચર થવા લાગી. પોતાની સેના, સેવકો, અનુચરો એ સઘળાં પોતાનો પ્રતાપ દર્શાવવાનાં રમકડાં નથી, પણ દેશનું હિત કરવાનાં ઉપકરણો છે

એમ તેને જણાવા લાગ્યું. એ જ પ્રમાણે દરેક વસ્તુ દેશના જ લાભની વસ્તુઓ છે-પોતાનું કશું નથી એવું તેને સમજાઇ આવ્યું. કિલ્લાની અંદર જરા આગળ વધતાં રૂદ્રમાળના ઘુમ્મટો તરફ તેની નજર ગઇ. ગુજરાતના શૂર-વીર અને ધર્મસેવક રાજાઓએ મૂકેલાં તેઓનાં અમર ચિહ્નોને જોતાં તેનું હૃદય ભરાઇ આવ્યું. મુસલમાનો જો આ દેશના રાજા થાય તો હિંદુ ધર્મનાં આ સ્મરણચિહ્નોની અને હિંદુ ધર્મની કેવી અવસ્થા થાય તેની કલ્પના તેના ચિત્તમાં ઉભરાઇ આવી. મુસલમાનોને આ દેશમાં લાવીને, તેઓને હાથે આ ભૂમિને ઉજ્જડ બનાવીને પછી પોતે આ મુલકના રાજા થવાની આકાંક્ષા રાખી હતી તે કેટલી આત્મદ્રોહી હતી-કેવી મૂર્ખતાભરી હતી-પ્રજાનું અને ધર્મનું કેટલું અનિષ્ટ કરનારી હતી તે સંબંધી વિચાર થઇ આવતાં જીવનરાજની આંખો આંસુથી છલોછલ ભરાઈ ગઇ.

વર્ષાઋતુ લગભગ પૂરી થઈ ગઇ હતી; વર્ષાદની અડચણ દૂર થતાંની સાથે જ મુસલમાનો ગુજરાતપર ચ્હડાઇ લાવે તેવો સંભવ હતો એટલે હવે સમય બહુ થોડો રહ્યો હતો; પરન્તુ જીવનરાજના ઉત્સાહ આગળ એ અલ્પ સમય પણ ઘણો જ હતો. તેણે આખા ગુજરાતમાં મુસલમાનો ચડી આવવાના હોવાની ખબર અને તે સાથે લશ્કરમાં દાખલ થઈ મુસલમાનોની સામે પ્રાણ જતાંસુધી લડવાનું આહ્વાન જૂદા જૂદા પ્રાંતોમાં મોકલી આપ્યું. કેટલાંક સ્થળોની પોતાની જાતે મુલાકાત લેઇને રાજપૂતો, અને બીજા લડી શકે તેવાં માણસોને તેણે ઉશ્કેર્યા અને લશ્કરમાં શામેલ થવાને તૈયાર કર્યાં. આથી રોજ સેંકડો નવા સૈનિકોની જીવનરાજના લશ્કરમાં પણ ભરતી થવા લાગી.

મિહિર લોકો તરફ હવે જીવનરાજનું ધ્યાન ખેંચાયું. તે સૌરાષ્ટ્રીય લોકોના શૂરાતનનાં ગુજરાતમાં ઘણાં વખાણ થતાં હતાં. મિહિર લોકો ભરવાડના જેવો ધંધો કરીને જીવન ચલાવતા હતા, અને સ્વભાવના ભોળા હોવાથી કોઇ તેમનામાં વિશ્વાસ બેસાડીને કાંઇ માર્ગ દેખાડે તો તે માર્ગ ઉપર યાહોમ દોડી જવામાં પાછી પાની કરે તેવા નહોતા. જીવનરાજ તેઓની મુલાકાતે ગયો અને ગુજરાત ઉપર મુસલમાનો થોડા વખતમાં ચડી આવે છે એ વાત સમજાવી. મુસલમાનો દેશપર તૂટી પડે તો કેટલું નુકસાન થાય એ તો એ લોકો સમજતા હતા એટલે તેઓ લડવાને તૈયાર થયા, અને પચીસ હજાર મિહિર લોકોનું લશ્કર ગુજરાતના રાજાની મદદ માટે તૈયાર રાખવાનું તેમણે વચન આપ્યું.

લશ્કર એકઠું કરવાની તૈયારી કરી રહ્યા પછી લડવાની આજ્ઞાથી અ-

જાણ્યા સૈનિકોને યુદ્ધકળાનું શિક્ષણ આપવાની તેણે પેરવી કરવા માંડી. જૂદા જૂદા સરદારોના હાથ નીચે નવા લશ્કરની ટુકડીઓ સોંપીને તેઓને એ શિક્ષણ આપવા માંડ્યું અને રોજ સાંજે પોતે જાતે જઇને નવા શીખેલા સૈનિકોની યુદ્ધકળાની પરીક્ષા કરતો. જેટલી તૈયારીઓ કરતાં સ્વાભાવિક રીતે એક વર્ષ જેટલી મુદત લાગે તેટલી તૈયારીઓ જીવનરાજે એક માસમાં કરી નાંખી. પોતે યુદ્ધને લગતી તૈયારી કર્યાને લગતો સંદેશો અને તૈયારીઓની વિગત તેણે ભીમદેવને મોકલી આપી અને ભીમદેવે તેને ધન્યવાદનો વળતો સંદેશો મોકલાવ્યો.

ભીમદેવની તૈયારીઓ હજી ચાલુ જ હતી. નાના મોટા રાજા રજવાડાઓને તેણે સૈનિક મદદ તૈયાર રાખવાનું કહેણ મોકલાવ્યું હતું અને ઘણાખરાના જવાબો પણ ફરી વળ્યા હતા. નાગોરના રાજાએ તો સૈનિક તૈયારી રાખવાની સાથે ભીમદેવને એવો ઉત્તર કહાવ્યો હતો કે " હિંદુઓ ઉપર મુસલમાનો ચ્હડાઇ લાવે તે પહેલાં શામાટે આપણે જ મુસલમાનોપર ચ્હડાઈ ન લઇ જઈએ અને તેમના હાથમાંથી અજમેરનો કિલ્લો ન ખૂંચવી લેઈએ ?" આ સૂચના થતાં જ ભીમદેવની વૃત્તિ તે તરફ ખેંચાઇ. તેણે જીવનરાજનો અભિપ્રાય પૂછાવ્યો. એ વીરની સંમતિ તેમ કરવાની હોય તેમાં શી નવાઇ? તેણે પણ તે વિચારને ઉત્તેજન આપ્યું. વિજયાદશમીને દિવસે શમીપૂજન કર્યા પછી પાટણમાંથી લશ્કર લેઈ અજમેર તરફ ચડી જવું એવો નિશ્ચય થયો. સઘળા મંડળેશ્વરોને તેઓનું લશ્કર પાટણમાં મોકલી આપવાનું ભીમદેવે કહેણ મોકલ્યું.

વિજયાદશમી આવી પહોંચવાને હજી થોડી વાર હતી અને જીવનરાજની લડાયક તૈયારીઓ તો ક્યારનીએ પૂરી થઇ જવાથી તેને અત્યારે હવે કાંઇક આરામનો સમય મળ્યો હતો. યુદ્ધની તૈયારીઓના ઉત્સાહમાં તેનાં હૃદયમાંથી જેનું વિસ્મરણ થયું હતું તેનું પુનઃ સ્મરણ થઇ આવ્યું—મોહિનીનું સ્મરણ ચિત્તમાં ઉભરાયું. સ્વપ્નમાં જોએલી દેવીની પ્રતિમાની પેઠે મોહિનીની મોહમુગ્ધકર મૂર્તિ ધીમે ધીમે પોતાનું સૌન્દર્ય જીવનરાજના હૃદયમાં પ્રકટ કરવા લાગી. થોડા દિવસમાં તો જીવનરાજનું હૃદય મોહિનીમય બની ગયું, અને તેનું ચિત્ત અસ્થિર બની ગયું. એ સૌન્દર્યનું પુનઃ એક વાર નેત્રદ્વારા પાન કરવાની લાલસા તેના ચિત્તમાં જાગ્રત થઈ અને તે લાલસાએ તેને ઉન્મત્ત બનાવી મેલ્યો. રાજકાર્ય, સ્વદેશસેવા, સૈન્યસંગ્રહ, યુદ્ધશિક્ષણ ઇત્યાદિ વિચારો એકાએક પલાયન કરી ગયા.

એક દિવસે સ્હવારમાં ઉઠીને જીવનરાજ કિલ્લાની બહાર ફરવા જ-

વાને માટે અશ્વ લેઇને નીકળ્યો. કોલાહલમય નગરને છોડીને સરસ્વતીના તટપર અને ત્યાંથી અરણ્યમાં પહોંચ્યો. પોતાના સહચારી તરીકે એકલા અશ્વ સિવાય બીજું કોઇ નહોતું. અઘોર અરણ્યમાં જઈ પહોંચતાં આગળ ચાલવાની કેડી આવતી પણ બંધ થઇ ગઈ. ત્યાં આગળ અશ્વ ઊભો રહ્યો એટલે જીવનરાજ અશ્વપરથી ઉતરીને એક વૃક્ષના થડને અઢેલીને ઊભો. અસંખ્ય જાતિનાં પક્ષીઓનો મિશ્રિત કંઠધ્વનિ શ્રવણગોચર થઇ રહ્યો છે. સેંકડો જાતનાં વૃક્ષો શરદ્ઋતુના ધીમા પવનથી પોતાનાં મસ્તક ડોલાવી રહ્યાં છે. અસંખ્ય ફળ, ફૂલ ખરી પડયાં છે, પણ તેને કોઈ ચાખતુંએ નથી કે સૂંઘતુંએ નથી.

અરણ્યની શોભા આજે જીવનરાજને ગમતી નથી. આ જનશૂન્ય અરણ્યમાં–એકાંતમાં આવતાં તેને મોહિનીની ચિંતા કરવાનો અવસર ઉપલબ્ધ થયો. મોહિનીનું સૌંદર્ય, તેનું નિર્મળ હાસ્ય, મધુર વાણી, નિર્દોષ ભાવ વગેરેનું ચિંતન કરતાં તે વિરહપીડિત થવા લાગ્યો. તેણે મનમાં વિચાર્યું: "મોહિની મારાપર સ્નેહ રાખે કિંવા ન રાખે, તોપણ તેનું દર્શન કરવાની ઇચ્છાને તો હું ચોભાવી શકતો નથી." ક્ષણભર રહીને પુનઃ મનને પ્રશ્ન કર્યો: "ત્યારે એક વાર પાટણ જઇને તેનું દર્શન કરી આવું તો કેમ?"

ચિત્તવૃત્તિ સિવાય ઉત્તર આપનાર ત્યાં બીજું કોઇ નહોતું. ચિત્તવૃત્તિના આદેશને અનુસરીને તે તુરત જ ઘોડાપર બેઠો. ચિત્તવૃત્તિએ હાથને આજ્ઞા કરી અને તેણે અશ્વને પાટણને માર્ગે હંકાર્યો!

---

## પરિચ્છેદ ૬ ઠ્ઠો.

---

### ભીમદેવનો ઉદ્યોગ.

જ્યારે ભીમદેવે જાણ્યું કે જીવનરાજે સૈન્યની અસાધારણ મોટી સંખ્યા એકઠી કરી છે અને મિહિર લોકો પાસેથી એક મોટું સૈન્ય મેળવવાનું વચન મેળવ્યું છે, ત્યારે તે આનંદલહરિત ચિત્તે જીવનરાજની પ્રશંસા કરવા લાગ્યો. નાગોરના રાજાની સૂચનાથી અને પોતાની પણ વૃત્તિથી તેણે અજમેરસુધી મુસલમાનોની સામે ચડાઈ લેઇ જવાનો નિશ્ચય કર્યો હતો તે નિશ્ચય બહુધા જીવનરાજના મોટા સૈન્યસંગ્રહને પણ આભારી હતો. એ નિશ્ચય થયા પછી પાટણમાં નવું સૈન્ય મેળવવાનો ઉદ્યોગ ભીમદેવે વધારે જોરથી શરૂ કર્યો હતો. સંન્યાસી બાવા આ વખતે તીર્થયા-

ત્રાએ ગયા ન હોવા જોઇએ પણ તેમનો હેતુ સૈન્યસંગ્રહ કરવાનો હોવો જોઇએ એવું જે અનુમાન ભીમદેવે કર્યું હતું તે સર્વથા સત્ય હતું. જુદાં જુદાં તીર્થસ્થળોએ ફરતા યાત્રીઓની મોટી સંખ્યા છેલ્લા થોડા દિવસમાં ભીમદેવના સૈન્યમાં ભરાવા લાગી હતી અને તેઓને પૂછવામાં આવતાં તેઓ કહેતા હતા કે "અમે એક વૃદ્ધ સંન્યાસી બાવાની પ્રેરણાથી દેશનું તથા ધર્મનું રક્ષણ કરવાને લશ્કરમાં જોડાઇએ છીએ."

સંન્યાસી બાવા જૂદાં જૂદાં તીર્થોમાં ફરીને અને ત્યાંના લોકોને સૈન્યમાં જોડાવાની પ્રેરણા કરીને પાછા પાટણમાં આવ્યા. ભીમદેવને મળ્યા પહેલાં તે મોહિનીને લેવા માટે કૃષ્ણદાસને ઘેર ગયા તો ત્યાં કૃષ્ણદાસને બદલે બીજું જ કોઇ રહેવા આવેલું! કૃષ્ણદાસને મંદિરના પૂજારીઓમાંથી દૂર કરવામાં આવ્યાના ખબર મળ્યા. "ત્યારે મોહિની ક્યાં છે?" તે પ્રશ્નનો ઉત્તર કોઇ આપી શક્યું નહિ તેમ જ કૃષ્ણદાસ ક્યાં રહે છે તેની પણ કોઇને ખબર હતી નહિ. નગરમાં પેસતાં જ પાટણનું દૃશ્ય સંન્યાસી બાવાને કેવળ નવીન જ જણાયું. જ્યાં લોકોની સાધારણ આવજા જોવામાં આવતી હતી ત્યાં આજે સૈનિકોની આવજાથી જવાનો માર્ગ મળતો નહોતો. જે દુકાનોપર ભાગ્યે જ કોઇક ઘરાક જોવામાં આવતું ત્યાં સેંકડો ઘરાકો ઊભેલા નજર આવતા, અને નગરની બહાર પણ નવાં પરાંઓ વસાવીને ત્યાં નવા સૈનિકોને રાખવામાં આવેલા. આ સઘળું જોતા જોતા સંન્યાસી બાવા રાજમહાલયના આંગણામાં આવ્યા. ત્યાં તો લોકોની સૌથી વધારે ગીર્દી જોવામાં આવી. નવા સૈનિકોની ભરતીને માટે જૂદે જૂદે સ્થળે નાના મોટા દરજ્જાના સેનાપતિઓ ગોઠવાઇ ગયા હતા અને તેમની પાસે એક પછી એક નવા સૈનિકો અનુમતિ મેળવી પોતાનાં નામ દાખલ કરાવતા હતા. જેઓને યુદ્ધકળા આવડતી તેઓને તુરત લશ્કરમાં જોડવામાં આવતા અને જેઓને આવડતી નહિ તેઓને યુદ્ધકળા શીખનારા લશ્કરમાં રાખવામાં આવતા. સેનાપતિઓના નિર્ણયથી જેઓને સંતોષ મળતો નહિ તેઓને ખુદ રાજા ભીમદેવની હજુરમાં જઇને પ્રાર્થના કરવાની પરવાનગી હતી તેથી સેંકડો માણસો રાજાની પાસે પણ જતા જોવામાં આવતા હતા. સંન્યાસી બાવા આ સઘળી ભીડમાં થઇને રાજા જ્યાં લોકોની અરજો સાંભળતો બેઠો હતો ત્યાં ગયા અને એક બાજુએ ઊભા રહ્યા. રાજ્યના પૂરા દબદબા સાથે ભીમદેવ પોતાના આસનપર બેઠેલો જોવામાં આવતો હતો અને ઉપર રાજછત્ર ધરવામાં આવ્યું હતું. બાજુમાં મંત્રી અને બે સેનાપતિઓ ઊભા હતા તથા સામે અરજ કરવા આવતા

તેઓનું ટોળું હતું. ભીમદેવની સમક્ષ એક પછી એક અરજદારને દાખલ કરવામાં આવતો હતો. રાજાની સમક્ષ જવાનો પ્રસંગ સંન્યાસી બાવાને તુરતમાં મળે તેમ નહોતું. રાજાની કાર્યપટુતા જોતા તે ક્ષણભર એક બાજુએ ઉભા રહ્યા. એક અરજદાર રાજાની સમક્ષ આવીને નમન કરીને ઉભો રહ્યો.

રાજાએ પૂછ્યું: "બોલ, તારે શું કહેવાનું છે?"

"મહારાજ! મને નોકરીમાંથી દૂર કરવામાં આવ્યો છે: માટે મને નોકરી જોઇએ છે."

"તને કોણે અને શામાટે નોકરીમાંથી દૂર કર્યો છે?"

"હું પહેલાં લશ્કરમાં હતો. નોકરી બજાવવામાં મારી જરા ગફલત થઇ એથી સેનાપતિએ મને નોકરીપરથી દૂર કર્યો છે."

"એવા બેદરકાર માણસને હું નોકરી આપી શકું નહિ."

"મહારાજ! આપ દયાના સાગર છો. મારો અપરાધ શું એટલો મોટો છે કે આજે એ દયાનો સાગર પણ સુકાઇ ગયો?"

"કામમાં બેદરકારી એ મોટામાં મોટો અપરાધ છે, માટે તને ફરી નોકરી નહિ મળે."

રાજાનો છેવટનો નિર્ણય સાંભળીને અરજદાર ચાલ્યો ગયો. તુરત જ એક બીજો અરજદાર આવીને ઉભો. રાજાએ તેને પૂછ્યું: "બોલ, તને શું જોઇએ?"

"મહારાજ! હું સૌરાષ્ટ્રના એક નગરનો વતની છું અને હું લશ્કરમાં નોકરી માગું છું."

"શસ્ત્ર વાપરતાં આવડે છે?"

"ના, અને તેથી હું યુદ્ધશિક્ષણ લેતા લશ્કરમાં દાખલ થવા ઇચ્છા રાખું છું; પરન્તુ સેનાપતિ મને નાની ઉમરનો કહીને રાખવાની ના કહે છે."

"તને કેટલાં વર્ષ થયાં?"

"સોળ."

"અઢાર વર્ષથી નાની વયના સૈનિકોને અમે લશ્કરમાં નથી રાખતા."

"મહારાજ! મારા જેવા કાઠિયાવાડીને માટે એ વયનું બંધન જોઇએ નહિ! લડવામાં વયની જરૂર નથી હોતી પરન્તુ બળની જરૂર હોય છે. હું માંગણી કરૂં છું કે આપના કોઇ અઢાર વર્ષની વયના નવા સૈનિકના બળની અને મારા બળની કુસ્તીવડે તુલના કરવામાં આવે."

તે જુવાન છોકરાની હીંમત અને ઉત્સુકતા ઉપર મંદ સ્મિત કરતાં ભીમદેવ બોલ્યો: "થયું, તુલના કરવાની જરૂર નથી. તારી હિંમત અને શૌર્યની મને ખાત્રી થઇ છે. યુદ્ધશિક્ષણ લેતા લશ્કરમાં તને દાખલ કરવામાં આવે છે."

"મહારાજની મોટી કૃપા." નમન કરીને એ જુવાન ચાલ્યો ગયો.

તુરત ત્રીજો અરજદાર સિંહાસનની સામે આવીને ઊભો. તેનો એક હાથ પહેલાં કોઇ યુદ્ધમાં કપાઇ ગયો હતો. તેણે માંગણી કરી: "મહારાજ! મને સૈન્યમાં નોકરી જોઇએ છે."

"તને સૈન્યમાં નોકરી કેવી રીતે મળે? તને એક હાથ નથી. જો કદિ તને પોષણને માટે પગાર જોઇતો હશે તો મળશે, પરન્તુ સૈન્યમાં તો દાખલ નહિ કરાય."

"મહારાજ! હું કાંઇ પગારને માટે કે પેટ ભરવાને માટે સૈન્યમાં દાખલ થવા ઇચ્છતો નથી."

"ત્યારે શામાટે સૈન્યમાં દાખલ થવું છે?"

"પ્રભુ! મેં એવું સાંભળ્યું છે કે મુસલમાનો દેશ લુંટવાને ગુજરાતપર ચડાઈ લાવે છે, અને ગુજરાતને માટે પ્રાણ અર્પવા હું સૈન્યમાં દાખલ થવા ઇચ્છું છું."

તેના આત્માર્પણની ઉત્સુકતા જોઇને ભીમદેવનું હૃદય આનંદિત થયું. તે મૌન બેસી રહ્યો. અરજદાર બોલવા લાગ્યો: "મહારાજ! મારા જીવન ઉપરાંત બીજું કેટલુંક પણ હું દેશને માટે આપવા ચાહું છું. મારા કુટુંબમાં હું અને મારો બાળક પુત્ર છે. પુત્રનું રક્ષણ કરવાનું તેના મામાએ માથે લીધું છે અને મારી પાસે એક હજાર સોનૈયાની મૂડી છે તે હું સૈન્યના ખર્ચમાં ભેટ આપું છું." રાજા જાણે એક ગરીબ પ્રજાજનના ઉપકારભારથી દબાઇ ગયો હોય તેવી રીતે મૌન બેસી રહ્યો. અરજદાર પુનઃ બોલ્યો: "મહારાજ! એ મારૂં સર્વસ્વ છે અને તે સ્વીકારીને આપ મને કૃતાર્થ નહિ કરો શું?"

ભીમદેવ બોલ્યો: "ભાઇ! તારી ભેટ અમે સ્વીકારીશું પરન્તુ તને સૈન્યમાં દાખલ નહિ કરી શકાય કારણકે તને એક જ હાથ છે: બે હાથ વિના માણસ કેવી રીતે લડી શકે?"

"મહારાજ! મેં એક હાથની જ મદદવડે તીર ફેંકવાનો અભ્યાસ કર્યો છે અને આપ જુઓ કે બે હાથવાળાના જેટલી જ ઝડપથી હું તીર ફેંકી શકું છું, તો પછી આપ મને સૈન્યમાં દાખલ કરશોને?"

"હા, ઘણી ખુશીથી." રાજાએ ઉત્તર આપ્યો.

એ અરજદાર ચાલ્યો ગયો કે તુરત જ સંન્યાસી બાવા ભીમદેવની સમક્ષ આવીને ઊભા. જેઓ સંન્યાસી બાવાને ઓળખતા હતા તેઓ તો સત્વર તેમને વંદન કરવા લાગી ગયા. ભીમદેવ પણ સિંહાસનપરથી ઊભો થઈ ગયો અને બોલ્યોઃ "શી આજ્ઞા છે પ્રભુ ?"

"મારી એક કન્યા છે અને તેનું નામ મોહિની છે. તેને હું કૃષ્ણદાસને ઘેર મૂકીને ગયો હતો. અત્યારે એ મોહિની ક્યાં છે? કૃષ્ણદાસ પાટણમાંથી ચાલ્યો ગયો જણાય છે."

"રાણીની પાસે અંતઃપુરમાં છે."

"હેં!" સંન્યાસી બાવા ચમકીને બોલ્યાઃ "એને ત્યાં કોણ લાવ્યું?"

"એ વિષે મને કશી ખબર નથી–ઘણું કરીને તે પોતાની મેળે આવી છે."

તત્ક્ષણ સંન્યાસી બાવા મોહિની પાસે જવાને ત્યાંથી ચાલ્યા ગયા.

---

## પરિચ્છેદ ૭ મો.

---

### સંન્યાસી બાવા અને મોહિની.

સંન્યાસી બાવા રાણીના અંતઃપુર તરફ ચાલ્યા અને ત્યાં ગયા તો એક ચાકરે ખબર આપી કે રાણીજી તો થોડા દિવસથી હવામહેલમાં ગયાં છે અને ચંદ્રબાલા તથા મોહિની ત્યાં જ તેમની સાથે રહે છે. આથી તે હવામહેલ તરફ ચાલ્યા. મહેલની ફરતા કોટમાં પેસીને ઉદ્યાનમાં થઈ મહેલની અંદર પેસાતું હતું. ઉદ્યાનમાં પેસતાં જ એક બાજુએ સંન્યાસી બાવાએ મોહિનીને બેઠેલી જોઈ. અત્યારે મોહિની પોતાના નાનકડા મંદિરની સામે ધ્યાનમગ્ન અવસ્થામાં બેઠી હતી. અસંખ્ય વૃક્ષો, લતાઓ, ફળ–ફૂલો, વિવિધ રંગનાં પતંગો અને પક્ષીઓના સૌંદર્યપૂર્ણ ઉદ્યાનમાં મોહિની–સૌંદર્યની સાક્ષાત્ પ્રતિમા શાન્ત વદને, મીંચેલાં નેત્રે ધ્યાન ધરતી હતી. સંન્યાસી બાવા આવીને તેની સન્મુખ ઊભા રહ્યા પણ મોહિનીનું ધ્યાન તેમના તરફ ખેંચાયું નહિ: તેણે પોતાનાં નેત્રો ઉઘાડયાં નહિ. એ આરસની શ્વેત જડ પ્રતિમાના સરખી દેખાતી હતી અને તેના ઓષ્ઠ સહજ હાલતા હતા તે ઉપરથી તે પ્રતિમામાં જીવંન હોવાનું માની શકાતું હતું. સંન્યાસી બાવા તેની ભક્તિ અને એકાગ્રતા જોઈને વિસ્મિત થયા. તે જરા આંગળ જઈને મોહિનીની તદ્દન નિકટમાં ઊભા એટલે પેલું નાનું મંદિર તેમની નજરે ચડયું. મંદિરની અંદરની જટાજૂટધારી સંન્યાસીની મૂર્તિ

પણ તેમના જોવામાં આવી. મૂર્તિની સામે પુષ્પનો ઢગ પડ્યો હતો અને મૂર્તિના ગળામાં રૂદ્રાક્ષની માળા પહેરાવી હતી. સંન્યાસી બાવા સમજી ગયા કે એ મૂર્તિ પોતાની જ પ્રતિકૃતિ હતી. સંન્યાસી બાવાનું હૃદય ઉચ્છ્વસિત થઇ ઉઠ્યું. આંખોમાં જળ ભરાઇ આવ્યું. તેમણે ધીમો શબ્દ કર્યો: "મોહિની!" મોહિનીએ કશો ઉત્તર આપ્યો નહિ. પુનઃ તે બોલ્યા: "મોહિની! હું આવ્યો છું." મોહિની નિરૂત્તર જ રહી. ત્રીજી વાર સંન્યાસી બાવા બોલ્યા: "વિશ્વમોહિની! હું તારી પાસે આવીને ઊભો છું."

આ વખતે મોહિનીનાં નેત્રો ખુલ્યાં. તેણે જોયું કે પોતાની સામે સંન્યાસી બાવાની જડ પ્રતિમા નહિ પણ જીવંત મૂર્તિ જ ઊભી છે! "પિતાજી! તમે આવ્યા?" હર્ષભેર પ્રફુલ્લ વદને તે બેઠાં બેઠાં જ બાવાજીના પગને વળગી પડી! આનંદને લીધે નેત્રોમાંથી અશ્રુ સરી પડ્યાં. સાક્ષાત્ પુત્રીવાત્સલ્યને અનુભવતા સંન્યાસી બાવાની આંખો પણ જળપૂર્ણ થઇ ગઇ. થોડી વારસુધી કોઈના મુખમાંથી એક અક્ષર પણ નીકળ્યો નહિ. એ આનંદપ્રવાહ શમી ગયો એટલે મોહિની ધીમે સ્વરે બોલી: "પિતાજી! આટલા બધા દિવસ સુધી તમે તમારી મોહિનીને છોડીને કેમ જતા રહ્યા'તા?"

"શું કરૂં મોહિની! મારે પણ ઘણાં કામો કરવાનાં હોય છે!"

"કામ હોય તો મને મારી નાંખીને કેમ જતા નથી? હવે તો હું તમારી સાથે જ રહેવાની."

"વારૂ, અત્યારે તો હવે હું ક્યાંય જવાનો નથી; અને જઇશ તો તને સાથે લેઇ જઇશ!"

મોહિની સંન્યાસી બાવાનો હાથ પકડીને આખા ઉદ્યાનમાં ફરવા લાગી અને ત્યાં જે કાંઇ સુંદર કે અસુંદર હતું તે આનંદભરિત હૃદયે બાવાજીને બતાવવા લાગી. કાંઈ કાંઇ ચીજો તે બતાવવા લાગી અને કાંઇ કાંઇ નિષ્પ્રયોજન વાતો પણ તે કહેવા લાગી ગઇ. કોઇ વાર ઘેલી બની ગઇ હોય તેમ અટ્ટ હાસ્ય કરીને આનંદના ઉભરાને તે માર્ગ આપતી તો કોઇ વાર ગંભીર સ્વરે પોતે સંન્યાસી બાવા વિનાં કેવી રીતે દુઃખમાં દહાડા કાઢતી હતી તે પણ કહી સંભળાવતી. સઘળું તેણે બાવાજી કહી દીધું અને બધી ચીજો બતાવી દીધી, પરન્તુ પોતાની પૂજાની વાત તેણે કહી નહિ કે તે મંદિર બતાવ્યું નહિ. કેટલીક વારે તેણે કહ્યું: "પિતાજી! હવે ચાલો વટેશ્વર જઇએ."

"કેમ? વટેશ્વર કરતાં તો અહીં સારૂં રહેવાનું છે."

"ના પિતાજી! અહીં રહેવાનું તો મને ગમતું નથી! આ કાંઇ આપણું ઘર નથી."

"ત્યારે વટેશ્વર એ શું આપણું ઘર છે?"

"હાસ્તો. તે તો તમારૂં અને મારૂં બન્નેનું ઘર!" મોહિનીએ નિ-ર્દોષ ઉત્તર આપ્યો.

"ત્યાં આપણું કોણ છે કે આપણે ત્યાં જઇએ?"

"વટેશ્વર મહાદેવ છેને? પાંડવેશ્વર પણ છે!"

"વારૂ, મોહિની! વટેશ્વર સિવાય બીજું તારે કાંઇ જોઇએ છે?"

"હા, તે સિવાય બીજું તમે. તમને છોડીને હવે હું બીજે ક્યાંય રહેવાની નથી."

"બાપુ! હવે હું તો બહુ થોડા દિવસનો મેમાન છું."

"ત્યારે તમે ક્યાં જવાના છો?"

"જ્યાંથી આવ્યો છું ત્યાં જઇશ."

"ત્યારે હું પણ તમારી સાથે આવીશ, હા વળી!"

"તું ક્યાં આવીશ બાપુ? તને આવવાને તો હજી બહુ વાર છે અને મારા દિવસ તો હવે પૂરા થયા છે."

"એવું શું કહો છો પિતાજી? ના, મને મૂકીને હું તમને નહિ જવા દઉં."

એ વાતનો કશો ઉત્તર નહિ આપતાં સંન્યાસી બાવા બોલ્યા: "મો-હિની! તારો વિવાહ નક્કી કરવા માટે હું અહીં આવ્યો છું. યુદ્ધ પૂરૂં થશે એટલે તારો વિવાહ કરીશું. પતિને ઘેર ગયા પછી વટેશ્વરને મનમાં બહુ સ્થાન નહિ અપાય." આટલું બોલતા સંન્યાસી બાવાનો કંઠ રૂદ્ધ થઇ ગયો.

મોહિની બોલી: "પિતાજી! મારો વિવાહ તો એક વાર થઇ ગયો છે; હવે ફરીથી હું વિવાહ નહિ કરૂં."

"કોની સાથે તારો વિવાહ એક વાર થયો છે?"

"વટેશ્વર સાથે. વટેશ્વર મહાદેવ મારા સ્વામી અને એમનું દહેરૂં એ મારૂં ઘર. તમે મારા પિતાજી અને સરસ્વતી મારી માતા. તમને છોડીને હું બીજે ક્યાં રહું પિતાજી?"

"બાપુ! એ તો બધી રમત-ગમત કહેવાય. તે બધું છોડીને હવે સંસારમાં પ્રવેશ કર-સંસારી બનીને રહે, અને વટેશ્વરની પાષાણમૂર્તિને તજીને સુંદર સ્વામીની સેવામાં આસક્ત થા."

"મને એ કશું સુંદર લાગતું નથી, અને વટેશ્વર અસુંદર હોય તો ભલે, મને એ અસુંદર સ્વામી જોઇએ છે. હું તો અત્યારસુધી જેવી રહી છું તેવી જ રહેવાની છું."

"ત્યારે શું આટલી ઉમરે તું યોગિની થઇને રહીશ?"

એટલામાં ચંદ્રબાલાએ પાછળથી આવીને હસતાં હસતાં કહ્યું: "ના, એ મારી સખી મોહિનીને હું યોગિની થવા દઇશ નહિ, એને તો હું સંસારિણી બનાવીશ."

ચંદ્રબાલાએ નિકટ આવીને સંન્યાસી બાવાને પ્રણામ કરતાં કહ્યું: "પ્રભુ! અમે તો મોહિની કરતાં ઉતરતાં જ કે અમને દર્શન નહિ ને મોહિનીને સૌથી પહેલાં દર્શન?"

"બાપુ! મોહિની અનાથ છે—મારા સિવાય તેનું બીજું કોણ છે?"

"આપના વિના મોહિનીનાં ઘણાંએ આપ્તજન છે. રાજા-રાણી બન્ને મોહિનીને પુત્રી પ્રમાણે રાખે છે, મારા ભાઈ તેને ચાહે છે, અને હું તો તેની સખી છું, પછી શું?"

"શું જીવનરાજ મોહિનીને ચાહે છે?"

"હા ચાહે છે. મોહિનીને માટે તો તે ઘેલા થયા છે! મોહિનીની મધુર વાણીને માટે તો તે તલસે છે! પ્રભુ! ગમે તેમ કરો પણ જીવનરાજ સાથે મોહિનીનું લગ્ન જોડી આપો."

"મોહિની પોતે જીવનરાજની સાથે વિવાહ કરવા ઇચ્છે છે?" સંન્યાસી બાવાએ ચંદ્રબાલાને પૂછ્યું.

"તે તો ના કહે છે!" ચંદ્રબાલાએ જવાબ આપ્યો.

"ત્યારે મોહિનીની ઇચ્છા વિરુદ્ધ હું લગ્ન ગોઠવી શકીશ નહિ."

"ત્યારે શું મોહિનીને યોગિની બનાવશો? તે લગ્ન કરવા નહિ ઇચ્છે તો શું તેને હમેશને માટે અવિવાહિત રાખશો?"

"જેવી ભગવાન્‌ની ઇચ્છા હશે તેવું થશે. તેના ભવિષ્યમાં શું ભરેલું છે એ કોણ જાણે?"

"મોહિનીનું ભવિષ્ય ગમે તેવું હોય, તોપણ તેના વિના જીવનરાજને ઉદાસ જીવન જ ગાળવું પડશે, પ્રભુ!"

"કદાચ તેમ થશે, પરન્તુ તેની એકની તૃપ્તિને માટે અન્ય જનોનું જીવન વિષમય કરી શકાય નહિ."

"વિષમય?" ચંદ્રબાલાએ મોટા આશ્ચર્ય સાથે પૂછ્યું.

"હા, વિષમય." સંન્યાસી બાવાએ દૃઢતાપૂર્વક ઉત્તર આપ્યો.

ચંદ્રબાલા તે સ્થળે વધુ વાર ઊભી રહી નહિ–સત્વર ત્યાંથી ચાલવા લાગી. તેને ક્રોધ ચડ્યો હતો એમ જણાતું હતું. મોહિની તેની પાછળ દોડી અને તેનો માર્ગ રોકી રાખીને બોલી: "તમારા ભાઇની સાથે મારો વિવાહ કરવાથી જો તે સુખી થાય–તમે પણ તેથી ખુશી થાઓ, તો હું તેમની સાથે વિવાહ કરીશ."

ચંદ્રબાલા સક્રોધ બોલી : "એક ભિખારિણી કે જેની ન્યાતજાત કોઇ પણ જાણતું નથી, તેની સાથે જીવનરાજ નહિ પરણે–તેની કૃપાની મારો ભાઇ યાચના નાહ કરે !"

ચંદ્રબાલાનો આટલો ક્રોધ મોહિનીએ કોઇ વાર જોયો નહોતો. તે મૃદુ સ્વરે–કોમળ કંઠે બોલી: "મેં એવું શું કર્યું છે બ્હેન? મારો શો અપરાધ છે કે મારાપર ક્રોધ કરો છો?"

ચંદ્રબાલા ઘાંટો કાઢતી બોલી: "તારો અપરાધ? હા, તારો અપરાધ કાંઇ નહિ! તારા સરખી ન્યાતજાત વિનાની ભિખારિણીનો સ્પર્શ કરનાર અમે જ અપરાધી છીએ." એમ બોલતી ચંદ્રબાલા મોહિનીને પોતાના માર્ગમાંથી દૂર ખસેડી ગર્વપૂર્વક ચાલી ગઇ.

મોહિનીનાં નેત્રોમાંથી અશ્રુધારા વહન કરવા લાગી. તે ધીમે પગલે પાછી ફરી અને જ્યાં સંન્યાસી બાવા ઊભા હતા ત્યાં આવી. તેમની પાસે આવતાં તે સંન્યાસી બાવાની છાતીમાં માથું મૂકીને હુસકાં ભરી રડવા લાગી. સંન્યાસીએ પૂછ્યું: "બાપુ! એમાં તું શાને રડે છે? ખરેખર, તું ભિખારિણી જ છે તો પછી બીજાઓ તેવું કહે તે ઉપર શાને દુઃખ લગાડવું ? જેની માતા નદી સરસ્વતી, પિતા મારા જેવો સંન્યાસી, તે ભિખારિણી તો ખરી જ !"

મોહિની રડતી બોલી: "પિતાજી! ચંદ્રબાલાએ મને ભિખારિણી કહી તે માટે હું રડતી નથી; પરન્તુ તમારા જેવા મારા પિતા હોવા છતાં તે મને ન્યાતજાત વિનાની કેમ કહે છે પિતાજી?" એમ કહેતાં તે ફરીને હુસકાં ભરતી સંન્યાસીની છાતીમાં માથું મૂકી રડવા લાગી.

"ચંદ્રબાલા મને ઓળખતી નથી તેથી તે એમ કહે છે. જ્યારે ચંદ્રબાલાનો જન્મ નહોતો, જીવનરાજ એક નાનો બાળક હતો અને રાજા ભીમદેવ પણ નાની વયનો હતો, ત્યારે દૂર દેશાન્તરમાંથી આવીને હું પદ્મેશ્વરમાં રહ્યો હતો. સંન્યાસીનો ધંધો તો સ્થળે સ્થળે મધુકરી માંગતા ફરવાનો અને તીર્થપર્યટન કરવાનો હોય એટલે મારાં જાતિકુલ ચંદ્રબાલા ક્યાંથી જાણે !"

"ત્યારે ચાલો, પિતાજી! જૂદાં જૂદાં તીર્થોમાં ફરીશું અને ભિક્ષા માંગી ખાઇશું ! આપણે આ રાજપુરીમાં આશ્રય લેવો યોગ્ય નથી."

"એવું અભિમાન આપણને ન ઘટે મોહિની!"

"અભિમાન એ શું કહેવાય પિતાજી? હું તે સમજતી નથી."

આ વખતે ભીમદેવ અને રાણી લીલાદેવી ત્યાં આવી પહોંચ્યાં. જે વસ્ત્રાભૂષણ ધારણ કરીને ભીમદેવ રાજમહાલયમાં અરજદારોની અરજ સાંભળતો બેઠો હતો તે જ સ્થિતિમાં તે ત્યાં આવ્યો હતો. માથાપર રાજમુકુટ હતો, શરીરપર મૂલ્યવાન્ વસ્ત્રો હતાં, કમરપર રત્નજડિત મ્યાનવાળી તલવાર હતી; રાજકાર્યને અધૂરૂં મૂકીને તે આ તરફ ચાલ્યો આવ્યો હતો એમ સ્પષ્ટ જણાતું હતું. રાજા-રાણીએ આવીને ભક્તિપૂર્વક સંન્યાસી બાવાને વંદન કર્યું. સંન્યાસી બાવાએ પૂછ્યું: "ભીમદેવ! રાજકાર્ય અધૂરૂં મૂકીને તું અહીં કેમ આવ્યો?"

"એક વાર આપનાં દર્શન કરવાને આવ્યો છું."

"વત્સ! અત્યારે તને કશોય ઉપદેશ કરવાનો નથી. સૈન્ય એકત્ર થઇ ગયું છે, ધન પણ છે, માટે આ વખતે દેશની રક્ષા કરવામાં જ ચિત્તવૃત્તિને રોકી રાખવી ઘટે. તારા ઉપર લાખો લોકોના રક્ષણનો આધાર રહેલો છે, તે વખતે બીજાઓની ચિન્તા છોડીને તારી પ્રજાની ચિન્તાને હૃદયમાં સ્થાન આપ."

ભીમદેવ બોલ્યો: "પ્રભુ! દેશરક્ષણનું જે મહાવ્રત ધારણ કર્યું છે તેની પૂર્ણતા માટે આપના આશીર્વાદ ઉપર જ મારો આધાર છે."

"મારો આશીર્વાદ છે કે તું જય મેળવીશ, પરન્તુ જય મેળવવાનાં ઉપકરણોમાં હમેશાં સાવધ રહેજે! વારૂ, હવે હું મોહિનીને લેઇને વટેશ્વર તરફ જઉં છું."

ભીમદેવ નિરૂત્તર રહ્યો પણ લીલાદેવી બોલી: "પ્રભુ! આપની પાસે મારે એક ભિક્ષા માંગવાની છે.

"શું ભિક્ષા, પુત્રી?"

"મને મોહિની આપતા જાઓ."

"મોહિનીને લેઇને તું શું કરીશ?"

"તેનો વિવાહ કરીશ, તેને પાસે રાખીશ, રોજ જોઇશ અને આનંદ પામીશ."

"તેને આટલા બધા દિવસ જોઇ, તોપણ શું તૃપ્ત થઇ નહિ?"

"ના, પ્રભુ! હજી એ તૃપ્તિ થઇ નથી. મોહિનીને હું જોઉં છું, તેમ તેમ તેને વધુ જોવાની અને તેની સાથે વાત કરવાની આકાંક્ષા થાય છે. બાવાજી! એટલી ભિક્ષા તો મને આપતા જાઓ!"

"અત્યારે નહિ, યુદ્ધ પછી વાત. જ્યારે દેશ શત્રુના ભયથી મુક્ત થશે તે વખતે તે વિષે વિચાર કરીશું."

"અને જ્યાંસુધી યુદ્ધ પૂરૂં નહિ થાય ત્યાંસુધી શું તે અહીં નહિ રહે? પ્રભુ! જ્યારે આ પ્રસંગ નીકળ્યો છે, ત્યારે મારા એક સંદેહનો ખુલાસો કરો. મને એમ લાગે છે કે મોહિની અહીં આવ્યા પહેલાં કોઇ વાર મેં તેને જોઈ છે."

"કયે સ્થળે?"

"તે કશુંએ સાંભરતું નથી. ઘણા વખત પહેલાં મેં તેને કોઇ સ્થળે જોઇ છે એવો માત્ર આભાસ છે." રાણીએ કહ્યું.

"મોહિનીને ચાર-પાંચ વર્ષની નાની વયમાં કોઇ સ્થળે જોઈ હોય એમ સાંભરે છે?"

"ના. તેને મેં આટલી જ વયની કોઇ સ્થળે દેખી છે, તેથી નાની નહિ."

રાજા અને મોહિની વિસ્મિત વદને રાણીના તરફ જોઇ રહ્યાં. મોહિની બોલી: "હું તો આજસુધી વટેશ્વર મહાદેવનું મંદિર છોડીને બીજે કોઇ સ્થળે કોઇ પણ વાર ગઈ નથી. અહીં પણ હું પહેલવહેલી જ આવી છું. મેં તમને પણ પૂર્વે કોઇ વાર જોયાં નથી, તો પછી તમે મને કેવી રીતે જોઇ?"

"મેં તને કેવી રીતે જોઈ હશે તે પણ મને કશું સમજાતું નથી, મોહિની!"

સંન્યાસી બાવાએ કિંચિત્ ગંભીર થઇને કહ્યું: "આજે જે કાંઈ નથી સમજાતું, તે એક દિવસ સમજાઈ આવશે. અત્યારે મોહિનીને ઓળખવાના કામમાં બહુ મુગ્ધ થશો નહિ અને તમારૂં અન્ય કર્ત્તવ્ય વિસરશો નહિ. જે ધર્મ દેશસંરક્ષક રાજાનો છે તે જ ધર્મ રાણીનો પણ છે. તમારો ધર્મ આ સમયે બજાવો અને મોહિનીને ભૂલી જાઓ. અત્યારે તો હું જઉં છું; વળી કોઇ વાર કાંઈ જરૂર પડશે ત્યારે આવીશ."

રાજા અને રાણીએ બાવાજીને પુનઃ પ્રણામ કર્યા. મોહિની રાણીની પાસે જઇને બોલી: "માતુઃશ્રી! હું જઉં છું."

"વારૂ, બ્હેન! પાછી ક્યારે આવીશ.?" રાણીએ સજળ નેત્રે પૂછ્યું."

"જ્યારે પિતાજી આવશે ત્યારે તેમની સાથે આવીશ." મોહિનીએ ઉત્તર આપ્યો.

"આ વખતે જ્યારે તું આવીશ, ત્યારે હું તને અહીં રાખીશ-પાછી જવા નહિ દઉં."

"તો પછી હું અહીં નહિ આવું હા! મને વટેશ્વર છોડીને બીજે ક્યાંય રહેવાનું ગમતું નથી."

"ત્યારે મોહિની! શું કરીએ તો તને અહીં રહેવાનું ગમે ?" રાણીએ પ્રશ્ન કર્યો.

મોહિની એ પ્રશ્નનો કાંઈ જ ઉત્તર નહિ આપતાં ધીરે ધીરે રાજાની સમક્ષ આવીને ઊભી. રાજા આ વખતે આકાશમાંના મેઘની ક્રીડા જોવામાં લીન થએલ હતો. તેણે મોહિની તરફ જોયું નહિ. મેઘ જોવામાંથી નવરા પડ્યા પછી પોતાની સામે તેણે મોહિનીને ઊભેલી જોઇ, તોપણ તેની આંખોની સાથે પોતાની આંખોનું સંમીલન થવા ન દેતાં રાજાએ આડી નજર કરી. મોહિની વટેશ્વર જવા માટે રાજાની રજા લેવા–તેની સાથે છેલ્લી વખતની વાતચીત કરવાની ઇચ્છાથી તેની સામે આવીને ઊભી હતી, પરન્તુ રાજાએ તેના તરફ નજર કરવાની પણ દરકાર કરી નહિ. મોહિનીએ થોડી વાર રાહ જોઇ પણ જ્યારે રાજાએ તેની સામે જોયું જ નહિ ત્યારે તે ધીરે ધીરે ખસી ગઈ અને સંન્યાસી બાવાનો હાથ પકડીને ઉદ્યાનની બહાર ચાલી. ત્યાંથી બન્ને વટેશ્વરને માર્ગે વળ્યાં.

## પરિચ્છેદ ૮ મો.

### મોહમુગ્ધતા.

સિદ્ધપુર અને પાટણ વચ્ચે જવા આવવાના બે માર્ગો હતા, અને તે બે સરસ્વતીના બે કિનારાઓ ઉપર ચાલતા હતા. એક માર્ગે થઇને સિદ્ધપુરથી પાટણ જતાં માર્ગમાં વટેશ્વર મહાદેવનું તીર્થ આવતું અને બીજે માર્ગે એ તીર્થ આવતું નહિ. જે દિવસે સંન્યાસી બાવા અને વિશ્વમોહિની પાટણમાંથી વટેશ્વરમાં આવ્યાં તે જ દિવસે જીવનરાજ સિદ્ધપુરમાંથી એકલો નીકળી પડેલો તે પાટણમાં આવી પહોંચ્યો. બપોરનો સમય હતો. ઘોડો થાકી ગયો હતો તેથી તેને કિલ્લાથી દૂર આવેલા મંદિરમાં મૂકી દીધો અને પોતે પગે ચાલતો આવ્યો. તેના મ્હોંપર મુસાફરીને લીધે રજ ચોંટી હતી તે હજી તેમની તેમ હતી. માથાપરની પાઘડીપર ધૂળનાં પડ બાઝયાં હતાં તે ખંખેરવાનું અત્યારે તેને ભાન નહોતું. માથાપરના જુલ્ફાં અસ્તવ્યસ્ત થઇ ગયાં હતાં. આવી જ સ્થિતિમાં લોકોની દૃષ્ટિએ પડવાથી પોતાની મહત્તામાં ન્યૂનતા આવશે, લોકો પોતાની ઘેલછાની હાંસી કરશે, એવો કશો વિચાર તેના ચિત્તમાં ઉદ્‌ભવ્યો નહિ. મદોન્મત્ત હાથીની પેઠે લોકોની વચ્ચે થઇને તે રાણીના હવામહેલના કોટની અંદર પેઠો.

મોટા રાજમહાલયમાં ભીમદેવને મળવા જવાનું અત્યારે તેને આવશ્યક લાગ્યું નહિ. મોહિનીને એક વાર ચુપચાપ જોઇને, તેના સૌંદર્યનું એક વાર

પુનઃ પાન કરીને ચાલ્યા જવું એવો તેનો ઇરાદો હતો. પરન્તુ મોહિની તો ત્યાં ન્હોતી ! ત્યાં આગળ અનેક ભિખારીઓને જીવનરાજે ઊભેલાં જોયાં. પૂછવાથી જણાયું કે રાણી અનાથ ભિખારીઓને કપડાં અને અનાજ વહેંચવાનાં હતાં તેથી તેઓ એકત્ર થયાં હતાં. જીવનરાજ ત્યાં વધુ વખત ઊભો રહ્યો નહિ. તે તુરત ઉદ્યાનમાંના મોહિનીના મંદિર તરફ ચાલ્યો. ત્યાં આવતાં જણાયું કે ચંદ્રબાલા મોહિનીનું એ મંદિર ભાંગી તોડી નાંખવાના કાર્યમાં પડી હતી ! જીવનરાજે પાછળથી આવીને પ્રશ્ન કર્યો: " બ્હેન ! "

ચંદ્રબાલાએ ચમકીને જોયું કે પોતાની પાછળ પોતાનો ભાઇ ઊભો છે ! ભાઇને જોઇને બ્હેનનાં નેત્રોમાં આનંદનો મેઘ વરસ્યો. જીવનરાજે લાગલો જ પ્રશ્ન કર્યો: " બ્હેન ! મોહિની ક્યાં છે ? "

" ત્યારે ભાઇ ! શું તું મોહિનીને ખોળવા આવ્યો છે ? "

" હા. " જીવનરાજે જરા પણ સંકોચાયા વિના ઉત્તર આપ્યો.

" મોહિની તો હવે મળી શકશે નહિ. "

" મળશે કે નહિ મળે, તે તો આગળ જોઇ લેવાશે, પરન્તુ અત્યારે મોહિની ક્યાં છે તે બોલ. "

ચંદ્રબાલાનો આનંદ ઉડી ગયો. વદન ઉપર વિષાદ છવાઇ ગયો. તેણે મંદ સ્વરે ઉત્તર આપ્યો: " મોહિની તો વટેશ્વર ગઇ–હજી આજે જ ગઇ. અહીં હવે તે ફરીથી આવશે નહિ. "

" ત્યારે હું પણ જઉં છું. "

" ક્યાં જઇશ, ભાઇ ? "

" વટેશ્વર–જ્યાં મોહિની છે ત્યાં જ. "

" હું તને મોહિનીની પાસે જવા નહિ દઉં. તે તને તિરસ્કારે છે. "

" ભલે સો વાર તિરસ્કારે, મને તેમાં કશી હરકત નથી. "

" પણ તે તારી સાથે લગ્ન કરશે નહિ. "

" કોઈ પણ રીતે નહિ ? " જીવનરાજે પ્રશ્ન કર્યો.

" તું તેની પાસે લગ્નની પ્રાર્થના કરીશ–તેને પગે પડીશ, ત્યારે કદાચ તે માનશે. "

" ફીકર નહિ, તેમ પણ કરીશ. માન, અભિમાન સર્વ ત્યાગીને મોહિનીને માટે તેમ પણ કરીશ. "

જીવનરાજની મોહમુગ્ધતા જોઇ ચંદ્રબાલા ફીક્કી પડી ગઇ. તેના અંતરમાં આગ ઉઠવા લાગી. તે બોલી: " ઓહો ! એક સાધારણ છોકરીને માટે એટલું બધું શામાટે ભાઇ ? "

"તે સાધારણ નથી."

"પણ ભાઇ! તે તો ગર્વથી ભરેલી છે!"

"જેનામાં રૂપ હોય તેનામાં ગર્વ પણ હોય!"

"તે તો ભિખારિણી છે; તેની સાથેના લગ્નથી આપણી અવનતિ થાય!"

"જેના મુખમંડળમાં પૃથ્વીનું સૌંદર્ય ભર્યું છે તે કદાચ ભિખારિણી હોય અને તેનાથી અવનતિ આવવાની હોય તોપણ ભલે: તે પણ એક સુખ છે!" એમ બોલતો જીવનરાજ ત્યાંથી પાછો ફર્યો.

ચંદ્રબાલા દોડીને તેના માર્ગમાં આડી ફરતી–તેનો રસ્તો રોકતી બોલી: "ભાઇ! હું તને તેની પાસે નહિ જવા દઉં."

જીવનરાજ ભ્રકુટી કંપાવતો–ક્રોધ દર્શાવતો બોલ્યો: "મને રોકવાનો તને શો અધિકાર છે, ચંદ્રબાલા?"

"હું તારા કલ્યાણની વાંચ્છક તારી બ્હેન છું, તેટલો મારો અધિકાર છે."

"નહિ, તું મારી શત્રુ છે; ચાલ માર્ગ છોડ! મને જવા દે!"

ભયથી કંપતી બ્હેન દૂર ખસી ગઈ–ભાઈ ગર્વભર્યો ચાલ્યો ગયો.

# ચતુર્થ ખંડ-આક્રમણ.

## પરિચ્છેદ ૧ લો.

### આકસ્મિક ભેટો.

જીવનરાજ **પાટણ** છોડીને વટેશ્વર તરફ જવા નીકળ્યો તે વખતે સાંજ પડી ચૂકી હતી. તે નગરની બહાર મંદિરમાં મૂકેલા પોતાના અશ્વને લેઇને માર્ગે પડયો ત્યારે ચોમેર અંધકાર ફેલાઇ ગયો. મેઘાચ્છન્ન વાદળ, અંધારી રાત્રિ અને જંગલનો માર્ગ એવા સંયોગોમાં એક કોસની મુસાફરી પણ દુઃસાધ્ય હતી, છતાં **મોહિની**ની લોલુપતામાં જીવનરાજને એ સંયોગોનો કશો વિચાર આવ્યો નહિ. તે તો ચાલ્યો. અંધકારમાં બરાબર માર્ગ સૂજતો નહિ અને તેથી અશ્વ બિચારો પોતાની મરજીમાં આવે તેમ ધીરે ધીરે ચાલ્યો જતો હતો. માર્ગમાં કોઇ વટેમાર્ગુ પણ સામો મળતો નહિ કે જેથી તેને માર્ગ પૂછાય. જીવનરાજના મનમાં એક વાર એમ થઇ આવ્યું:

"આવા ઘોર અંધકારમાં હું વટેશ્વર જવા માટે નીકળ્યો તે સારૂં કર્યું નહિ; કાલે સ્હવારે જ નીકળ્યો હોત તો ઠીક હતું." પરન્તુ બીજી ક્ષણે વિચાર ઉઠ્યો: "છટ્ ! અંધકારની બીકને લીધે ધારેલા સંકલ્પનો શું ત્યાગ કરવો ? કદાપિ નહિ. એક ક્ષણનો વિલંબ પણ હવે ન જોઇએ. બસ, એક વાર એ સૌંદર્યપ્રતિમાને ફરી નિહાળી લઉં અને પછી સિદ્ધપુર ચાલ્યો જઇશ. એ જ મારી છેલ્લી વાંચ્છના !"

આ વિચાર જીવનરાજના ચિત્તમાં ચાલતો હતો એવામાં એકાએક અશ્વ ઊભો રહ્યો. જીવનરાજે જોયું કે દૃષ્ટિની સામે ઘોર વન આવી રહ્યું છે અને ક્યાં આગળ ચાલવું તેનો નિર્ણય કરવામાં ઘોડો બિચારો ગુંચવાયો છે ! જીવનરાજે પણ ચારે દિશાએ નજર કરી તો ચોમેર એકસરખો અંધકાર દેખાયો. ક્યાં થઇને જવું તેનો નિર્ણય જીવનરાજનું મન પણ કરી શક્યું નહિ. જીવનરાજે હતાશ થઇને અશ્વને પાછો ફેરવ્યો. નજીકમાં કોઈ ગામ શોધી કાઢીને ત્યાં જવું અને ત્યાંથી માર્ગ દેખાડવા એકાદ માણસને લેઇને પછી આગળ જવું એવો તેણે વિચાર કર્યો. બાજુએ એક નાનું ગામડું હતું અને ત્યાં આગળ દીવાનું અજવાળું પણ જોવામાં આવતું હતું. જીવનરાજે અશ્વને તે તરફ ચલાવ્યો અને થોડી વારે તે તે અજવાળા પાસે આવી પહોંચ્યો. તેણે જોયું કે તે પ્રકાશ એક તાપણાનો હતો. મોટાં મોટાં લાકડાં લાવીને એક ધૂણીમાં ખડક્યાં હતાં અને તે શાન્ત શાન્ત બળ્યાં કરતાં હતાં. એ અજવાળામાં જીવનરાજે જોયું કે નજીકમાં એક નાની ઝુંપડી આવી રહેલી છે. ઝુંપડીની પાસે જઇને તેણે જોયું કે એ ઝુંપડીમાં ત્રણ સંન્યાસીઓ સૂઈ રહ્યા છે, અને તેમની પાસે એક સંસારી જેવો દેખાતો પુરૂષ સંન્યાસીઓના પગ તળાંસતો જાગતો બેઠો છે. ઝુંપડીની સમીપમાં ઘોડેસ્વારને જોઇને પેલો ગૃહસ્થ પુરૂષ બહાર આવ્યો અને બોલ્યો: "કેમ બાપુ ! આટલી મોડી રાત્રે ?"

એટલામાં તુરતમાં સૂતેલા સંન્યાસીઓ પણ જાગ્રત થઇને બેઠા થયા. જીવનરાજનું ધ્યાન તેઓની તરફ ખેંચાયું. ધૂણીના અજવાળામાં તેણે સંન્યાસીઓના ચહેરા તરફ નજર કરી, તો તેમાંનો એક ચહેરો પોતાને પૂર્વપરિચિત માલૂમ પડયો, પરન્તુ પૂર્વે પોતે તેને ક્યાં જોયો હતો એ કાંઇ સાંભર્યું નહિ. એટલામાં ધૂણીનો ભડકો જરા વધારે મોટો થયો અને અજવાળાનો વિસ્તાર વધુ પ્રમાણમાં ફેલાયો. તુરત જ જીવનરાજને એ સંન્યાસીના ચહેરાનું સ્મરણ થઇ આવ્યું. તે એકાએક ત્રાડ મારતો બોલ્યો: "ઓ હો ! કુતુબુદ્દીન સંન્યાસીના વેશમાં ?"

"અને જીવનરાજ મધરાતે એકલો જંગલમાં?"

વિસ્મય પામેલા ગૃહસ્થ પુરૂષે સંન્યાસીઓ તરફ ઘૃણાયુક્ત નજર કરી. જીવનરાજ બોલ્યો: "કુતુબુદ્દીન! મેં જાણ્યું કે તું મરી ગયો હોઈશ."

કુતુબુદ્દીન બોલ્યો: "પઠાણ વૈર લીધા વિના મરી જતો નથી. હું તો વૈર લેવાને કબરમાંથી ઉઠીને આવ્યો છું."

"પણ આ વખતે તો કબરમાં નહિ દાટતાં હું તને આગમાં બાળી નાંખીશ, પછી જોઉં છું કે પઠાણ કેવી રીતે જીવતો રહે છે!"

"જીવનરાજ! મને બાળતાં પહેલાં તને જ કદાચ આ ધૂણીમાં બળી જવું પડશે! તું એકલો છે-અમે ત્રણ જણ છીએ."

"પણ તમે ત્રણે હથીઆર વિનાના છો."

"નહિ, અમારી પાસે હથીયાર છે, અને આજે હું કે તું બેમાંથી એક જરૂર મરવાના છીએ.

"છટ્ છટ્! તારામાં મરવાની હિંમત જ ક્યાં છે? જીવ બચાવવાના ભયથી તો સંન્યાસીનો પવિત્ર પણ લજાવનારો વેશ તેં ધારણ કર્યો છે. વિપત્તિ આવી પડવાની બ્હીકથી તો અલ્લાનું નામ છોડીને હરિનું નામ જપે છે! શૂરવીરનાં સાધનો છોડીને માથે જટા ને કંઠમાં રૂદ્રાક્ષ ધારણ કર્યાં છે! પછી તારા જેવા બાયલામાં મરવાની હિંમત કેવી રીતે માની શકાય?"

"વાતચીતમાં કશું વળશે નહિ, માટે ચાલ સાવધ થા! તારો જીવ બચાવ!" એમ બોલતાં જ કુતુબુદ્દીને પોતાના જાડા દંડરૂપી મ્યાનમાંથી તલવાર ખેંચી કાઢી અને તે સાથે જ તેની સાથેના બાજા બે જણ પણ પોતાની તલવારો ખુલ્લી કરતા ઊભા થયા. જીવનરાજ ઘોડાપરથી ઉતરવા લાગ્યો. કુતુબુદ્દીન બોલ્યો: "ઘોડાપરથી કેમ નીચે ઉતરે છે?"

"તમારી પાસે ક્યાં ઘોડા છે? તમે નીચા ઊભા રહીને લડો તો શું હું ઘોડાપર બેસીને લડું?"

"પણ અમે ત્રણ જણા છીએ તે ભૂલી જા નહિ."

"તમે ત્રણે જણ શું એકી સાથે મારાપર હુમલો કરશો?"

"હાસ્તો! હરકોઈ રીતે શત્રુને હરાવવો એ અમારી નીતિ છે-અત્યારે કાંઇ ધીરે ધીરે અને સગવડે યુદ્ધ કરવાનો વખત નથી. અમે ત્રણ જણ છીએ તો તારી પાસે અશ્વ છે એટલે આપણા બન્ને પક્ષો સરખા થયા!"

"વારૂ, ત્યારે ચાલો ત્રણે જણ આવો!" એમ કહેતાં જ જીવનરાજ અશ્વને ફેરવીને જરા દૂર જઇને ઊભો. તત્ક્ષણ તેણે કુતુબુદ્દીનના મસ્તકપર તાકીને એક તીર છોડ્યું. કુતુબુદ્દીન સરકીને ઊભો એટલે તીર વ્યર્થ ગયું

અને સન સન કરતું હવામાં ઉડી ગયું. તુરત જ જીવનરાજે મ્યાનમાંથી તલવાર ખેંચી કાઢી અને અશ્વને કુતુબુદ્દીનની સામે દોડાવતાં તેનાપર એક ઘા કર્યો. ચતુર કુતુબુદ્દીને તે પોતાની તલવારપર ઝીલી લીધો. હવે ત્રણે જણાઓએ જીવનરાજને ઘેરવાનો ઉદ્યોગ કરવા માંડયો. અશ્વને પણ ઘણા ઘા વાગ્યા અને તે શક્તિહીન થવા લાગ્યો. હવે જીવનરાજને અશ્વપરથી ઉતરીને યુદ્ધ કરવાની અગત્ય જણાઈ, પરન્તુ તે ઉતરવા પામે તેવો અવસર સામો પક્ષ આપે તેમ નહોતું. જીવનરાજ એક વાર ફરીથી તલવાર ઉગામીને કુતુબુદ્દીન તરફ દોડયો અને તેના મસ્તકપર ઘા કર્યો પરન્તુ કુતુબુદ્દીન ખસી ગયો અને તેની સાથેના માણસની ખોપરી ચીરાઇ ગઈ! જીવનરાજે દોડતા અશ્વને પાછો ફેરવ્યો અને ફરી વાર કુતુબુદ્દીનપર હલ્લો કર્યો. આ વખતે અશ્વે કુતુબુદ્દીનના બીજા માણસને અડફેટમાં લેઇને પાડી નાંખ્યો અને તત્કાળ જીવનરાજે એક પેગડામાંથી પગ કાઢી જરા નીચે ઉતરી તે માણસને ઠાર કરી દીધો, પરન્તુ તે સાથે બિચારો અશ્વ પણ ગતપ્રાણ થયો. અડફેટમાં આવેલા માણસે ઘોડાના પેટમાં એવા તો જોરથી બરછી ખોસી દીધી હતી કે ઘોડો એક પળમાં અચેતન થઇ ગયો અને ભૂમિ પડયો!

હવે જીવનરાજ અને કુતુબુદ્દીન બન્ને એકલા રહ્યા. જીવનરાજ ગર્જના કરતો બોલ્યો: "કુતુબુદ્દીન! તું હવે એકલો રહ્યો છે; બોલ, હવે તારૂં રક્ષણ કરનાર કોણ છે?"

કુતુબુદ્દીન બોલ્યો: "એ પશુને મારવામાં આટલો બધો ગર્વ? એક વાર તારા શરીરપર નજર કર! આખું શરીર લોહીલોહાણ થઇ ગયું છે. હાથપર ઘા વાગ્યા છે. તલવારની મૂઠ પકડવાની શક્તિ પણ હવે તારામાં કયાં છે? આવી સ્થિતિમાં યુદ્ધનું આહ્‌વાન કઇ હિંમત ઉપર કરે છે?"

"જે હિંમત અને શક્તિથી એક વાર તને પરાસ્ત કર્યો હતો તે જ હિંમત અને શક્તિવડે આજે તને ફરીથી હરાવવાને યુદ્ધનું આહ્‌વાન કરૂં છું."

"તે દિવસે તું સારો હતો અને આજે તું ઘાયલ થયો છે."

"તોપણ આજે તો હું તને જરૂર મારીશ, જો ન મારૂં તો હિંદુઓનું અકલ્યાણ થાય!"

"હિંદુઓનું કલ્યાણ કદાપિ થવાનું જ નથી. જે લોકો દેશ કરતાં સ્ત્રીઓનું વિશેષ મહત્ત્વ લેખે છે અને કર્ત્તવ્ય કરતાં પ્રાણને વધારે કીંમતી ગણે છે તે લોકો અમારી સમક્ષ ઊભા પણ રહી શકે નહિ." કુતુબુદ્દીને ગર્વપૂર્વક કહ્યું.

"તું અત્યારે ઊભો રહી શકે છે કે કેમ તે તો હું હમણાં જ જોઉં છું." એમ કહેતો જીવનરાજ કુતુબુદ્દીન ઉપર તૂટી પડ્યો. કુતુબુદ્દીન પણ કાંઇ અસાવધ નહોતો. બન્ને વચ્ચે ભારે યુદ્ધ મચ્યું. ઘાયલ થયો હોવાથી જીવનરાજ થોડી જ વારમાં બેહોશ થઇને પડી ગયો. જેવો કુતુબુદ્દીન તેને પૂરો ઠાર કરવાને તલવાર ઉગામે છે તેવો જ પાછળથી તેના હાથ ઉપર ડાંગનો મજબૂત ફટકો પડ્યો! કુતુબુદ્દીનને ફળ ચડી ગઇ અને તલવાર હાથમાંથી ઉડી પડી! તે એકાએક નીચે બેસી ગયો અને પાછળ જોયું તો જણાયું કે જે માણસની ઝુંપડીમાં પોતે સંન્યાસીને વેશે આરામ લીધો હતો તે જ માણસ છેલ્લી વારે જીવનરાજની વ્હારે ધાયો હતો. તે જ માણસે પોતાની ડાંગનો એક બીજો ફટકો કુતુબુદ્દીનના પગપર અને ત્રીજો તેની પીઠપર માર્યો અને કહ્યું: "સાલા મ્લેચ્છ! સંન્યાસીનો વેશ લેઇને મારી પાસે પગ દબાવ્યા અને છેવટે તું હિંદુની જ સામે થયો?! લેતો જા હવે."

તે માણસે જીવનરાજના ઘા એક કપડાવડે બાંધી લીધા અને તે વખતે તો તેને એમ ને એમ પડ્યો રહેવા દીધો. કુતુબુદ્દીનને પણ એવો સખ્ત માર પડ્યો હતો કે તુરતમાં તે ઊભો થઇ શકે તેમ નહોતું. પેલા માણસને એવો વિચાર આવ્યો કે ગામમાં જઇને બીજા માણસોને બોલાવી જીવનરાજને પાલખીમાં નાંખી ગામમાં લેઇ જવો અને તે સાથે કુતુબુદ્દીનને કેદ કરાવવો. આ વિચારથી તે ગામમાં બીજા માણસોને તેડવા ગયો અને થોડીવારે તે પચાશેક માણસોની સાથે પાછો આવ્યો. પાછા આવતાં તેણે જોયું કે જીવનરાજ એકસરખી બેહોશ સ્થિતિમાં પડ્યો હતો, પરન્તુ કુતુબુદ્દીન નાસી ગયો હતો! માણસો તેને પકડવાને આસપાસ દોડ્યા પણ અંધારામાં તે હાથ લાગ્યો નહિ! તેઓ જીવનરાજને એક બિછાનામાં સુવાડીને ગામમાં ઉંચકી ગયા.

## પરિચ્છેદ ૨ જો.

### અજમેર તરફ કૂચ.

જોતજોતામાં વિજયાદશમીનો દિવસ આવી પહોંચ્યો. આજે પહેલા પ્રહરમાં શમીપૂજન કર્યા પછી ભીમદેવનું લશ્કર પાટણમાંથી પ્રસ્થાન કરી અજમેર તરફ કૂચ કરી જવાનું હતું. આખું સૈન્ય મુસલમાનોની સામે હલ્લો લેઇ જવાના મોટા ઉત્સાહમાં હતું, પરંતુ રાજા ભીમદેવ ગમગીન હતો. દશ બાર દિવસથી જીવનરાજ ક્યાં ખોવાઇ ગયો છે તે

જાણતું નથી. સિદ્ધપુરમાં તે નથી તેમ જ પાટણમાં નથી. સિદ્ધપુરથી એવા ખબર મળ્યા કે પંદરેક દિવસ અગાઉ એક વાર તે અશ્વપર બેસીને ફરવા ગયો તે પાછો કિલ્લામાં જ આવ્યો નથી. પાટણમાં ચંદ્રબાલાએ કહ્યું કે "જીવનરાજ એકલો આવ્યો હતો પરન્તુ તે મોહિનીને મળવા માટે સાંજે ને સાંજે વટેશ્વર ગયો હતો!" વટેશ્વરમાં તપાસ કરાવી તો એવા ખબર મળ્યા કે "અહીં તો જીવનરાજ આવ્યો જ નથી!" ત્યારે તે ગયો ક્યાં? આ પ્રશ્ને ભીમદેવને ચિંતાતુર બનાવી મેલ્યો હતો. આસપાસનાં ગામડાંમાં સ્વારો દોડાવીને ભીમદેવે તપાસ કરાવી પરન્તુ કશો પત્તો મળ્યો નહિ. રામગામ નામના ગામડામાં જીવનરાજ બિછાનાવશ હતો પરન્તુ ત્યાંના લોકો હિંદુનો વેશ ધરનરા મુસલમાનોથી એટલા બ્હી ગયા હતા કે તેમણે ભીમદેવના માણસને પણ હિંદુના વેશમાં મુસલમાન માનીને જીવનરાજ ત્યાં હોવાની ખરી ખબર કરી નહિ કે તે માણસ આવ્યો હોવાની ખબર જીવનરાજને પણ આપી નહિ!

છેવટે નિરાશ હૃદયે ભીમદેવે સૈન્યના પ્રસ્થાનનું મુહૂર્ત સાચવ્યું. સિદ્ધપુરમાં જીવનરાજે એકત્ર કરેલા સૈન્યને માટે બીજો સેનાપતિ મોકલી આપ્યો અને પોતાના સૈન્યનું અધિપતિપદ પણ એક વૃદ્ધ સરદારને સોંપ્યું. મિહિર લોકોનાં ટોળાં તો તીર કામઠાં અને બરછીઓ સાથે ક્યારનાંએ આવી પહોંચ્યાં હતાં, અને જીવનરાજને જોવાને તેઓ બહુ ઉત્સુક હતા પણ તેમને પાટણમાં આવ્યા પછી નિરાશા મળી. નાગોરના રાજાએ માર્ગમાં ભીમદેવના સૈન્યને મળી જવાનું કહાવ્યું હતું. બીજા નાના મોટા મંડળેશ્વરો પણ પાટણમાં વખતસર આવી પહોંચ્યા હતા. કિલ્લાની બહાર ભીમદેવ ચડી સ્વારીએ શમીપૂજન કરવા ગયો. શમીપૂજન કરીને તેણે હાથીપર સ્વારી કરી અને ડંકા નિશાન સાથે ઉત્તર તરફ પ્રસ્થાન કર્યું. પાટણનું પાધર હજારો સૈનિકોના આનંદથી ગાજી રહ્યું. પોતાના સ્વામી, આપ્તજનો, પુત્રો અને સ્નેહીઓને ભેટવા આવેલી સ્ત્રીઓ સ્નેહનાં આંસુથી ભરેલી આંખોએ ત્યાંથી જ છેવટનો આશીર્વાદ આપીને કિલ્લા તરફ પાછી વિદાય થઇ અને વૃદ્ધ જનો "અમારી જુવાની પણ અત્યારસુધી ટકી હોત તો અમે પાછા કિલ્લા તરફ કેમ જાત?" એવો પસ્તાવો કરતા અને નિઃશ્વાસ નાંખતા ત્યાં ને ત્યાં જ વિદાય થતા સૈન્યને જોતા ઊભા! ભાટ ચારણો રાજા ભીમદેવની અને જૂદા જૂદા મંડળેશ્વરોની પ્રશસ્તિ ગાતા ગાતા વિજયાદશમીની સ્વારીમાં પોતે ચાલતા હોય એવી રીતે ડોલતા ડોલતા સૈન્યની સાથે ચાલ્યા. સૈનિકોને શૌર્ય ચડાવનારાં ઘોર વાદિત્રોના નાદ તો સૈન્ય છેક સાંજે દૃષ્ટિની બહાર થયું ત્યાંસુધી.

સંભળાતા રહ્યા. એ મોટા સૈન્યની દમામભરી કૂચથી ઉડેલી રજને લીધે ધૂળનું જે વાદળ ચડ્યું તે જ વાદળથી ઢંકાએલો બીજા દિવસનો સૂર્ય પણ મધ્યાહ્નસુધી નિસ્તેજ જણાયો અને પાટણમાં શાન્તિ ફેલાઈ. ઘણા દિવસથી સૈનિકોની ભરતીને લીધે હળીમળી રહેલું પાટણ હવે જનશૂન્ય થયું હોય તેવું દેખાવા લાગ્યું.

કુતુબુદ્દીન પોતાના એક ઘણાં ઉપયોગી રમકડારૂપ જીવનરાજને ગુમાવી બેઠો, તેથી તેને ઘણું નુકસાન થયું. ભીમદેવ સામે ભવિષ્યમાં યુદ્ધ તો થવાનું જ હતું અને તેમાં જીવનરાજ તરફથી જે કાંઇ મદદ મળે–માહિતી મળે તે સઘળું ખોઇ બેસવા ઉપરાંત જીવનરાજ ભીમદેવને મોટી મદદ કરનારો થઇ પડ્યો. આ કારણથી ગુજરાતમાં ચાલતી લશ્કરી તૈયારીઓ કેવા પાયાપરની છે–કેટલી જોરદાર છે તે જાણવાને તે સંન્યાસીનો વેશ ધારણ કરીને નીકળી પડ્યો હતો અને પોતાના જેવા જ બીજા એકસો વેશધારી સંન્યાસીઓને તેણે જુદા જુદા ભાગમાંથી માત્ર માહિતી એકઠી કરવાને મોકલ્યા હતા. હજી તો તે પાટણમાં આવી પહોંચે તે પહેલાં જીવનરાજ સાથે યુદ્ધનો પ્રસંગ આવ્યો અને તેમાં તેને માર પડ્યો. આથી નજીકના પ્રદેશમાં ફરતા પોતાના બીજા સંન્યાસીઓની મદદ લેઇને તે તુરત અજમેર પહોંચી ગયો. અજમેરથી રામગામ સુધીના પ્રવાસમાં કુતુબુદ્દીનને એવા ખબર તો મળ્યા હતા કે ભીમદેવ તથા જીવનરાજ બન્ને નવું લશ્કર એકઠું કરે છે, પરન્તુ તેઓ અજમેર સુધી મુસલમાનોની સામે યુદ્ધ કરવા જનાર છે અને તેને માટે પ્રસ્થાનનું મુહૂર્ત વિજયાદશમીનું ઠરાવવામાં આવ્યું છે એવી કશી ખબર તેને મળી શકી નહોતી. અજમેરમાં પહોંચતાં જ તેણે લશ્કર એકઠું કરવા માંડ્યું અને દિલ્હીમાં જે લશ્કર હતું તે બોલાવી લીધું.

વિજયાદશમીને દિવસે ભીમદેવે પાટણમાંથી પ્રસ્થાન કર્યું તેના ખબર ત્રીજે દિવસે કુતુબુદ્દીનના જાણવામાં આવ્યા કે તુરત તે ગભરાયો. ભીમદેવની પાસે મોટું લશ્કર હોવાની વાત પણ તેણે સાંભળી. નાગોરનો રાજા લશ્કર એકઠું કરતો હોવાની ખબર પણ તેને મળી. ભીમદેવનું અને નાગોરનું લશ્કર એકઠું થાય તે પહેલાં પોતે બેમાંથી એક શત્રુને પરાજીત કરે તો સારૂં એવી કુતુબુદ્દીનની ધારણા હતી અને તેથી તેણે પોતાના લશ્કરના એક ભાગને નાગોર તરફ કૂચ કરી જવાનો હુકમ આપ્યો. પોતાનું લશ્કર નાગોર તરફ રવાના થાય તે પહેલાં તો કુતુબુદ્દીનને ખબર મળી કે ભીમદેવનું લશ્કર ઝડપથી મુસાફરી કરવા લાગ્યું છે અને તેથી તેને હવે

અજમેર પહોંચતાં બહુ દિવસ નહિ લાગે. કુતુબુદ્દીનની ધારણા નાગોરના રાજાના જાણવામાં આવી જવાથી તેણે એક ઉંટસ્વાર મોકલીને ભીમદેવને ઉતાવળે અજમેર તરફ કૂચ કરવાનો સંદેશો કહાવ્યો હતો. એ સંદેશો ઝાલોરના ગઢ પાસે મળતાંની સાથે જ ભીમદેવે ઉતાવળે મુસાફરી કરી શકે તેવા મિહિર લોકોને સૌથી પહેલાં રવાના કરી દીધા અને બીજા લશ્કરને પાછળ રહેવા દીધું. કુતુબુદ્દીન પોતાના લશ્કરના ભાગ પાડવાને મોટી સંકડામણમાં આવી પડ્યો. પોતે નાગોરપર ચડાઇ લેઈ જાય અને પાછળથી ભીમદેવ અજમેર આવી પહોંચે તો કિલ્લાનો બચાવ કરવાનું કામ મુશ્કેલ થઈ પડે, તેથી તેણે નાગોર તરફ જવાનો વિચાર માંડી વાળ્યો. અજમેરના આંગણામાં યુદ્ધ ચલાવવા કરતાં માર્ગમાં જ હિંદુઓ ઉપર ચડાઈ લેઇ જવી એ કુતુબુદ્દીનની બુદ્ધિને ઠીક લાગ્યું. તેણે તુરત ભીમદેવના માર્ગની સામે પોતાના સૈન્યને દોર્યું.

નાગોર અને ઝાલોર વચ્ચેના માર્ગમાં કુતુબુદ્દીનનું સૈન્ય આવી પડવાથી નાગોરનું સૈન્ય ભીમદેવને મળી શકવાનો લાગ હવે રહ્યો નહિ. કુતુબુદ્દીનને તે રૂચતું થયું ખરૂં, પણ તેને બીજી ચિંતા થઈ આવી હતી. પોતે ભીમદેવની સામે જાય અને પાછળથી નાગોરનું લશ્કર કિલ્લાપર હલ્લો કરે તો ? આ ચિંતાને લીધે લશ્કરનો એક ભાગ તેણે અજમેરમાં જ રહેવા દીધો અને બાકીના ભાગને લેઇ પોતે ભીમદેવની સામે ઉપડ્યો. દેવગઢ અને સોજત નામનાં ગામડાંઓની વચ્ચે મિહિર ટોળાંઓ અને કુતુબુદ્દીનના લશ્કરનો ભેટો થયો !

---

## પરિચ્છેદ ૩ જો.

---

### અજમેરનો ઘેરો.

મિહિર અને મુસલમાન લશ્કર એક બીજાની દૃષ્ટિમર્યાદામાં આવે તે પહેલાં જ બન્ને તરફથી તીરો છૂટવા લાગ્યાં. મિહિરોની ગોફણના પત્થરો ધડાધડ મુસલમાન સેનામાં આવીને પડવા લાગ્યા અને સંખ્યાબંધ સિપાહીઓને ઘાયલ કરવા લાગ્યા. મિહિર ટોળાંના સરદારોની ધારણા મુસલમાન લશ્કરમાં પેસી જઇને હાથોહાથ લડવાની હતી, પરન્તુ તેમ થવા દેવાની કુતુબુદ્દીનની અનિચ્છાને લીધે તેમની ધારણા સફળ થઈ નહિ. સંધ્યાનું અંધારૂં થતાં પહેલાં કુતુબુદ્દીને યુદ્ધ બંધ કર્યું અને બન્ને પક્ષોએ પોતાનાં કામઠાં મૂકી દીધાં.

બીજે દિવસે પ્રભાત થતાં પહેલાં હિંદુઓને ગફલતમાં રાખીને હઠાવવાની ધારણાથી કુતુબુદ્દીન પરોઢમાં જ સૈન્ય લેઇને સામે ધસી આવ્યો. પોતાના એ કપટમાં પહેલાં તો તે કાંઇક ફાવ્યો પરન્તુ તુરત જ મિહિરો જાગ્યા અને પોતાની તલવારો સંભાળતા દુશ્મનના લશ્કરની વચ્ચે ધસી ગયા. આગલે દિવસે હાથોહાથની લડાઈ ચલાવવાની તેમની જે ઇચ્છા હતી તે આજે પૂરી થઇ. તેમની બરછીઓ દુશ્મનનાં આંતરડાં બહાર ખેંચી કાઢ્યા વિના દુશ્મનના કાળજામાંથી પાછી નીકળતી જ નહિ. તેમની વાંકી અને તીક્ષ્ણ તલવારોના ઘા મુસલમાનોમાં ભારે ખરાબી કરવા લાગ્યા. કુતુબુદ્દીને આજે આ જંગલી દેખાતા લશ્કરને હઠાવવાનો જ નિશ્ચય કર્યો હોવાથી તેણે ભારે ઝનૂન સાથે યુદ્ધ આગળ ચલાવવા માંડ્યું. લશ્કરની પાછળના ભાગમાં અનામત રાખી મૂકેલા બલુચી પઠાણોને પણ તેણે છોડ્યા અને મિહિર ટોળાંમાં ત્રાસ મચાવવા માંડ્યો. એવામાં બપોર થતાં જ ભીમદેવનું સૈન્ય આવી પહોંચ્યું. કુતુબુદ્દીન એ મોટા સૈન્યને જોઇને હીઅકી ગયો. એવડા મોટા સૈન્યની સામે પોતાનો બચાવ થવાનું તેને અશક્ય લાગ્યું. તેણે તુરત બે ઉંટસ્વારોને અજમેર તરફ દોડાવ્યા અને ત્યાંના સરદાર સાદકખાં ઉપર રૂક્કો લખ્યો કે કિલ્લાના બચાવ માટે રાખેલું સઘળું સૈન્ય તે તરફ મોકલી આપવું.

તે દિવસે તો બન્ને પક્ષો હાર–જીતના નિર્ણય વિના યુદ્ધમાંથી પાછા ફર્યાં. ત્રીજા દિવસની સાંજ પહેલાં પોતાને અજમેરના લશ્કરની મદદ મળી જશે એવું કુતુબુદ્દીને ધાર્યું હતું, તેથી વચ્ચે એક દિવસ યુદ્ધ બંધ રાખવાનો તેનો વિચાર હતો, પરન્તુ ભીમદેવે તે વિચારની દરકાર નહિ કરતાં યુદ્ધનો આરંભ કર્યો. આરંભ કરતાં પહેલાં તેણે કુતુબુદ્દીનને સંદેશો મોકલ્યો કે "અજમેરનો કિલ્લો એ હિંદુઓની મીલકત છે અને તે છોડીને જો તમે ચાલ્યા જાઓ તો અમે તમને સતાવવા ઇચ્છતા નથી; માટે સૈનિકોનાં માથાં કપાવવા કરતાં તમે જો સમજી જાઓ તો બહુ સારૂં છે; અને ન સમજો તો યુદ્ધ તો છે, છે, ને છે જ!" કુતુબુદ્દીને તેનો જવાબ વાળ્યો કે "તમે બાદશાહ શાહાબુદ્દીનના કહેણને વિસરી ગયા હો તેમ લાગે છે. આ પૃથ્વીની એક તસુ પણ હિંદુની નથી કે મુસલમાનની નથી; પણ જે તલવારથી જીતે તેની છે, તો પછી તમે યુદ્ધ વિના અજમેરનો કિલ્લો હિંદુઓની મીલકત હોવાનું યાદ આપીને શામાટે મેળવવા ચાહો છો?" પરિણામે બન્ને પક્ષો વચ્ચે ભીષણ યુદ્ધ મચ્યું.

તે દિવસે ગમે તેટલા ભોગે પણ હિંદુ સેનાની સામે ટકી રહેવાનો કુતુબુદ્દીનનો ઇરાદો હતો, કારણકે બીજે દિવસે તો અજમેરમાંથી સૈન્યની

મદદ આવી પહોંચે તેવો સંભવ હતો. થોડા સૈન્યે હિંદુઓની સામે ટકવાનું કામ ઘણું મુસ્કેલ હતું અને તેથી તેણે લશ્કરની ગોઠવણમાં બીજા સરદારોની સાથે જાતે ભાગ લેવા માંડ્યો. તે ઘોડાપર બેસીને લશ્કરમાં આમથી તેમ ફરીને સરદારોને અનેકાનેક સૂચનાઓ કરવા લાગ્યો અને સૈનિકોને શૂરાતન ચડાવવા લાગ્યો. લશ્કરની જમણી પાંખે સૈનિકોની વધારે ખુવારી થઇ હતી તે તરફ તે પોતાના ઘોડાને દોડાવી ગયો અને સૈનિકો નાસીપાસ થઇને પાછા હઠે નહિ તેટલા માટે તેમને ઉત્તેજન આપતો બોલ્યો: "અરે શૂરવીર પઠાણો! શું ભાજીખાઉ હિંદુઓની સામે લડતાં તમે થાકી જાઓ છો! જો ઇસલામનો જયકાર બોલાવવો હોય તો થાકો છો શામાટે? શું પયગમ્બર સાહેબનું ફરમાન તમે વિસરી જાઓ છો? તલ્વાર ચલાવીને ધર્મનો ફેલાવો કરવાનું ફરમાન શું તમને યાદ નથી? જુઓ! હિંદુઓ કેટલા અવ્યવસ્થિત થઇ ગયા છે? ચાલો, દોડો! તેમનામાં ભંગાણ પાડી તેમની કત્લ કરો!" કુતુબુદ્દીન આગળ બોલવા જતો હતો એવામાં હિન્દુ સેનામાંથી એક તીર આવ્યું અને તેના હાથમાં પેસી ગયું. કુતુબુદ્દીન તે ઘા થતાંની સાથે ઘોડાપરથી ઉથલાઇને નીચે પડ્યો. અફઘાન સૈનિકો તેની આસપાસ ફરી વળ્યા. એક સૈનિકે ખબરદારીથી તીર ખેંચી કાઢ્યું અને તેપર પાટો બાંધી વાળ્યો.

પરન્તુ એટલેથી કુતુબુદ્દીન નાહિંમત થઈ જાય તેવો ભીરૂ નહોતો. પાટો બંધાવીને તે બીજી વાર ઘોડાપર બેઠો અને સૈનિકોને ઉત્તેજન આપતો લશ્કરમાં ફરવા લાગ્યો. તે પોતાના લશ્કરની જમણી પાંખેથી જરા દૂર ખસ્યો કે તુરત જ જમણી પાંખ પાછળ હઠી અને સૈનિકો વિખરાવા લાગ્યો. તે બાજુના બે મુખ્ય જમાદારો મરણ પામ્યા હતા. કુતુબુદ્દીન ફરીથી તે બાજુએ ઘોડો દોડાવી ગયો અને ડાબી પાંખપરની એક ટુકડીને બોલાવી જમણી પાંખપર ગોઠવી અને લશ્કરની એ બાજુને જરા વધારે મજબૂત બનાવી. જમણી પાંખનો એક ઘાયલ થયેલો સરદાર કુતુબુદ્દીનની પાસે આવીને બોલ્યો: "નામવર! લશ્કર થાકે છે—અને ખુવારી બહુ થાય છે; કોઇ પણ રીતે અત્યારે લડાઈ અટકાવવી જ જોઇએ."

કુતુબુદ્દીન બોલ્યો: "આજ સાંજસુધી હરકોઈ ભોગે નિભાવ્યા વિના છૂટકો નથી. કારણ તો—" હજી તો એ પોતાનું વાક્ય પૂરૂં પણ કરી રહ્યો નથી, એટલામાં ગોફણમાંનો એક મોટો પત્થર આવીને તેની પીઠપર પછડાયો અને તે સાથે તેના ઘોડાની આંખમાં તીર આવીને ભોંકાયું! ઘોડો ચારે પગે ઉછળ્યો અને કુતુબુદ્દીન ઘોડાપરથી પડી ગયો! તેને સખ્ત પછાડ

વાગી હતી, પરન્તુ તે તરફ બેદરકારી બતાવતો તે તુરત ઊભો થયો અને બોલ્યો: "કશી ફીકર નહિ; ચાલો બીજો ઘોડો લાવો!" તુરત જ તેને માટે બીજો ઘોડો લાવવામાં આવ્યો અને કુતુબુદ્દીને તે ઉપર સ્વારી કરી.

દિવસનો ત્રીજો પ્રહર થયો. એટલા વખતમાં મુસલમાન સેના બહુ પાછળ હઠી ગઈ હતી અને હિંદુ સેના મુસલમાનોની વચ્ચે પેસીને હાથો-હાથ લડવાની તૈયારીપર હતી, પરંતુ હજી કુતુબુદ્દીન નાહિંમત થયો નહોતો. કેટલાક વૃદ્ધ મુસલમાન સરદારોએ તેને બહુએ સમજાવ્યો પણ તેણે તો યુદ્ધ જારી જ રખાવ્યું અને તે દિવસની સાંજસુધી ટકી રહેવાનો પોતાનો ઇરાદો તેણે સૌ કોઇને જણાવી દીધો. થોડી વારમાં તો હિંદુઓ "હર હર મહાદેવ"ની ગર્જના સાથે જમણી પાંખેથી મુસલમાનોમાં ભેળાયા અને તીર કામઠાંને છોડી કટાર, બરછી તથા તલવારો ચમકાવવા લાગ્યા. કુતુબુદ્દીન હાથમાં એક જબરદસ્ત ભાલો લેઇને ઘોડેસ્વારોની એક ટુકડી લેઇ હિંદુઓની સામે ધસ્યો. ભીમદેવ એ મામલો જોઇને સિંહની પેઠે ફાળો ભરતો ઘોડાપર દોડી આવ્યો અને બન્ને ટુકડીઓ વચ્ચે ભીષણ યુદ્ધ જામ્યું. કુતુબુદ્દીનને બે વધુ ઘા લાગ્યા છતાં તે જરાએ હિંમત હાર્યો નહિ અને હિંદુઓમાં પોતાનું શૌર્ય બતાવતો ઘૂમી રહ્યો. બન્ને પક્ષોમાં ભારે કત્લ ચાલવા લાગી, પરન્તુ મુસલમાનોના થોડા સૈનિકોને તે કત્લ ભારે હાનિકારક જણાવા લાગી તેથી ઉલટું હિંદુઓને નવા સૈનિકોની મદદ મળવા લાગી.

સાંજ પડવા આવી હતી, પરન્તુ આ ભયંકર કત્લનો હજી છેડો આવ્યો નહિ. મુસલમાનો ચોમેરથી ઘેરાઇ જવા લાગ્યા અને મોટા ગભરાટમાં પડ્યા. કુતુબુદ્દીન પાછો નહિ હઠતો હોવાને લીધે તેઓને ભયંકર ખુહારી ખમવી પડતી હતી તેથી તેઓ કુતુબુદ્દીનને ઘેલો બની ગએલો સમજવા લાગ્યા. કેટલાક સરદારોએ તેને સમજાવ્યું કે "ખાંસાહેબ! આ વખતે તો પાછળ હઠવામાં જ ડહાપણ સમાએલું છે," પણ તે તેણે માન્યું નહિ.

એટલામાં અજમેરથી ઉંટસ્વાર પાછો ફર્યો, અને તેણે સાદકખાં તરફનો રૂક્કો કુતુબુદ્દીનના હાથમાં મેલ્યો. તેમાં જણાવવામાં આવ્યું હતું કે "નાગોરનો રાજા પોતાના સૈન્ય સાથે અજમેર ઉપર ચડી આવે છે, તેથી અજમેરના બચાવ માટે લશ્કર રાખવાની જરૂર પડશે અને ત્યાં મોકલી શકાશે નહિ!" આ જવાબ વાંચીને કુતુબુદ્દીન હતાશ થયો. તે ઘોડા ઉપર જ બેભાન બની ગયો હોય તેવી રીતે પડી ગયો, પરન્તુ પુનઃ એક

ક્ષણમાં સ્વસ્થ બની ગયો. પોતાના બે મુખ્ય સરદારોને તેણે આ વાત જણાવી પરન્તુ એ નિરાશાજનક વાત લશ્કરમાં ફેલાવા દીધી નહિ. "હવે પાછા હઠ્યા વિના છૂટકો જ નથી" એવું સરદારોએ કુતુબુદ્દીનને ફરીથી સમજાવ્યું, પરંતુ કુતુબુદ્દીન બોલ્યો: "શું હું હિંદુઓનો માર ખાઇને પાછો હઠું? નહિ, હું અહીં જ લડીશ અને મરીશ, પણ પાછો જવાનો નથી-પૂંઠ બતાવવાનો નથી."

આ ઉત્તર મુસલમાન સરદારોને મૂર્ખતાભર્યો જણાવા લાગ્યો! તેઓ તેથી ઉશ્કેરાઇ ગયા અને કુતુબુદ્દીનની સામે થવા લાગ્યા. કોઇ પણ રીતે આ ખુહારીમાંથી મુક્ત થવાય તેમ જ્યારે ન જ જણાયું ત્યારે તેઓએ એક પાલખી મંગાવી અને ઘાયલ થવાથી લોહીલોહાણ થઈ ગયેલા કુતુબુદ્દીનને તેમાં નાંખીને તેઓ તેને બળાત્કારે અજમેર તરફ ઉપાડી ગયા અને સુલેહનો વાવટો ચડાવીને યુદ્ધ બંધ કરાવ્યું. થોડાએક મુસલમાન સૈનિકો અને સરદારો અજમેર તરફ નાસી છૂટયા અને બીજાઓ હિંદુઓને શરણ થઇને તેમના કેદી બની રહ્યા. તત્કાળ તો એ યુદ્ધની એ પ્રમાણે સમાપ્તિ થઈ.

આ જીતથી હિંદુ સેના મોટું ઉત્તેજન પામી અને મિહિર લોકોના આનંદનો તો પાર રહ્યો નહિ. ભીમદેવને પણ ખબર મળી હતી કે નાગોરનું સૈન્ય અજમેર ઉપર ચડી ચૂક્યું છે તેથી તેણે પણ હવે અજમેર તરફ ધસારો લેઇ જવાનું વાજબી માન્યું. મિહિર ટોળાં તો ત્યાં જવાને એકપગે તૈયાર થઇ રહ્યાં હતાં. આથી મુસલમાન કેદીઓને પાટણ તરફ રવાના કરીને ભીમદેવ પોતાની સેના સાથે અજમેર તરફ ઉપડયો. છ દિવસની મુસાફરી પછી તે ત્યાં પહોંચ્યો અને લાગલો જ કિલ્લાને ઘેરો ઘાલીને પડયો. તેને બીજે દિવસે નાગોરનું સૈન્ય પણ આવી પહોંચ્યું અને તે ઘેરામાં શામેલ થયું.

ભીમદેવે એક બાજુએ લડવાનાં સાધનોની તૈયારી કરવા માંડી અને બીજી બાજુએ કિલ્લો તોડવાની શરૂઆત કરી. કિલ્લાના દરવાજા તો મુસલમાનોએ ક્યારનાએ બંધ કરી દીધા હતા તેથી ખોરાકીની આવજા બંધ થઇ ગઇ હતી. ઘેરાની શરૂઆતના ત્રણ દિવસો સુધી તો કિલ્લાની અંદરથી કોઇ પણ પ્રકારનો હલ્લો થવા પામ્યો નહિ એટલે હિંદુ સેના પણ પોતાનો થાક ઉતારવાને નિરૂદ્યમી જ બેસી રહી. ચોથે દિવસે કિલ્લામાંથી છૂટાં છવાયાં તીર આવીને હિંદુઓની વચ્ચે ખુહારી નીપજાવવા લાગ્યાં. હિંદુઓ હવે સચેત થયા. તેઓએ કિલ્લા ઉપર પત્થરોનો વરસાદ વરસાવવાનું ચાલુ કર્યું અને તેથી કિલ્લામાંના મુસલમાન સૈનિકો એટલા કાયર થઈ ગયા કે બે દિવસની અંદર તીર ફેંકવાનું તેઓએ બંધ કરી દીધું. હિંદુ સેના ઘેરામાંથી જરા પણ પાછળ હઠી નહિ.

## પરિચ્છેદ ૪ થો.

### ગઝનીનું લશ્કર.

અજમેરમાંના મુસલમાન સરદાર સાદકખાં તરફ કુતુબુદ્દીને લશ્કરી મદદ મોકલવાનો પેગામ મોકલાવ્યો તે ઉપરથી જ સાદકખાં પોતાની નબળી સ્થિતિ સમજી ગયો હતો. અજમેરના કિલ્લાના બચાવ માટેનું લશ્કર નહિ મોકલવાથી કુતુબુદ્દીન હાર ખાઇને પાછો ફરશે એમ તેણે ધાર્યું હતું અને વસ્તુતઃ તેમ જ બન્યું, પરન્તુ એ વખતે સાદકખાંએ લશ્કરની તાણ જોઇ લીધી. કુતુબુદ્દીનની ગુંચવણભરેલી સ્થિતિનો વિચાર કરીને તેણે તુરત જ ઉંટસ્વારોની સાથે ગઝની તરફ બાદશાહ શાહબુદ્દીનને રૂક્કો મોકલ્યો અને તુરત લશ્કરી મદદ મોકલવાની માંગણી કરતાં જણાવ્યું કે "જો વખતસર મદદ નહિ આવી પહોંચે તો અજમેરનો કિલ્લો હાથમાંથી જશે અને રાજપૂતાનામાંથી આપણો પગ દૂર થતાં હિંદુ રાજાઓ દિલ્હીપર પણ હલ્લો લાવશે."

કુતુબુદ્દીન તો સખ્ત ઘાયલ થવાથી બિછાનામાં પડયો હતો પરન્તુ બિછાનામાં રહ્યો રહ્યો તે સઘળી વ્યવસ્થા કરતો હતો. શરૂઆતમાં હિંદુઓને કિલ્લાથી દૂર હાંકી કાઢવાને કિલ્લામાં રહીને તીરનો મારો ચલાવવાનો તેણે હુકમ આપ્યો હતો, પરન્તુ જ્યારે તેણે જોયું કે તેથી હિંદુઓ ખસે તેમ નથી એટલું જ નહિ પણ તેઓ વધારે ઉશ્કેરાશે, ત્યારે તેણે કિલ્લામાં છાના બેસી રહેવાનો જ પોતાના લશ્કરને હુકમ આપ્યો. ગઝની ખાતે મોકલેલા પેગામના પરિણામમાં લશ્કરી મદદ આવી પહોંચવાની તેની ધારણા હતી અને જ્યાંસુધી એ મદદ આવી પહોંચે નહિ ત્યાંસુધી શાન્ત રીતે કિલ્લાનો ટકાવ કરવાનું તેણે ડહાપણભરેલું ધાર્યું. ખોરાકની મુસ્કેલી એકાદ માસમાં તો જણાય તેમ નહોતું, પરંતુ લડવાનાં સાધનોની તૈયારી મોટા પ્રમાણમાં કરવાને જોઇતાં સાહિત્યોની ખૂટ હતી. દિલ્હીથી હથિયારોનાં ગાડાં રવાના થયાં હતાં પણ તે કિલ્લાને હિંદુઓએ ઘેરો ઘાલ્યાના ખબર મળતાંની સાથે પાછાં દિલ્હીમાં પેસી ગયાં હતાં.

શાહાબુદ્દીનને અજમેર તરફનો રૂક્કો મળતાંની સાથે જ તેણે ગઝનીથી બે લાખ પઠાણોનું લશ્કર અજમેર તરફ રવાના કર્યું અને કિલ્લાનો બચાવ વખતસર થઇ શકે તેટલા માટે ઉતાવળે કૂચ કરવાનું ફરમાન કાઢયું. ઘોડેસ્વાર લશ્કરના વિભાગને આગળ જવા દઇને પાયદળ પાછળ રહ્યું અને પંદરેક દિવસમાં ઘોડેસ્વાર લશ્કર અજમેરની લગભગ આવી પહોંચ્યું એટલે

એ વાત હિંદુઓના જાણવામાં આવી. અત્યારસુધી તેઓ નિર્ભય રીતે કિલ્લો તોડવાના કામમાં હતા અને તેથી ધીમે ધીમે કામ ચલાવતા હોવાથી તેઓ હજી કિલ્લામાં પેસી શક્યા નહોતા. તે પહેલાં તો ગઝનીનું લશ્કર આવી પહોંચવાની ખબર મળતાં તેઓ ગભરાયા. બે લાખના નવા લશ્કરને પહોંચી વળે તેટલું સૈન્ય ભીમદેવની પાસે નહોતું. મિહિર ટોળાંમાં પણ નિરાશા પ્રવર્તી. લશ્કરની નિરાશાએ ભીમદેવના હૃદયને પણ નબળું કર્યું. આ વખતે તેને જીવનરાજ સાંભર્યો: "અહો! જો એ વીર નર અત્યારે અહીં હોત, તો આજે લશ્કરમાં નિરાશાનો પ્રસાર ન થાત અને મુસલમાનોની સામે લડતાં મરી જવાની હિંમતનો લોપ ગુજરાતીઓમાંથી ન થાત! તેનો પ્રતાપ મારા આખા લશ્કરને તેજસ્વી બનાવી મૂકત, પણ અફસોસ, આજે તે ક્યાં છે?"

બીજા દિવસનું પ્રભાત થયું એટલે હિંદુ સેનામાં એક નવી અફવા ચાલી. આ અફવા એ હતી કે ગઝનીના નવા લશ્કરની સંખ્યા પાંચ લાખ માણસોની છે! આ વાત સાંભળતાં હિંદુ સેના થરથરી ઉઠી! રણમાં લડીને–મરીને નામ કાઢી ગએલા શૂરવીરોના વંશજો ટાઢથી થરથરતાં શિયાળવાંની પેઠે કમ્પવા લાગ્યા! થોડાએક સરદારો એકઠા મળીને ભીમદેવની પાસે આવ્યા અને બોલ્યાઃ "કૃપાવંત! વખત વિચારીને ચાલવું એ ડહાપણનું લક્ષણ છે. મુસલમાનોની પાંચ લાખની નવી સેના પાસે આપણી સેના ટકી શકવાની નથી, માટે અજમેર લેવાનો વિચાર અત્યારે માંડી વાળવો એ જ ઠીક છે. છતાં જો આપણે અહીં જ રહીશું તો આપણે આપણી આખી સેના ગુમાવીશું અને જો જીવતા રહીશું તો ભવિષ્યમાં વધુ મોટી સેના લાવીને અજમેરને પાડી શકીશું, માટે અમારી વિનતિ એ છે હાલ તુરત ઘેરો ઉઠાવીને આપણે દક્ષિણ તરફ ચાલવું."

આ સાંભળીને ભીમદેવની આંખોમાં આંસુ આવ્યાં. સામંતો અને સરદારો પોતે જ જ્યારે આવો અભિપ્રાય આપવા લાગ્યા ત્યારે એ ભોળો રાજા બીજું શું કરી શકે? પોતે સરદારોની વિરૂદ્ધ થઇને ઘેરો ઉઠાવવાની ના કહે તો કદાચ જૂદા જૂદા મતને લીધે તેનામાં પક્ષ પડી જાય અને પરિણામ બૂરૂં આવે. આ સ્થિતિનો વિચાર કરીને ભીમદેવે સરદારોની વિનતિ માન્ય કરી અને અજમેરના કિલ્લાપરનો ઘેરો ઉઠાવી લીધો. નાગોરનો રાજા પોતાની સેના સાથે બીજે માર્ગે ચાલ્યો ગયો અને ભીમદેવ પોતાની સેનાની સાથે દક્ષિણ તરફ પાછો ફર્યો.

ઘેરો ઉઠી ગયાની ખબર સાંભળતાં કુતુબુદ્દીનમાં નવું જોર આવ્યું. તેના ઘા હજી પૂરેપૂરા રૂઝાયા નહોતા તે છતાં તેણે બિછાનાનો ત્યાગ કરી દીધો અને શરીરપર બખ્તર ધારણ કર્યું. કિલ્લાના દરવાજા ખોલીને અંદરના લશ્કરને હિંદુ સેનાની પૂંઠ પકડવા માટે તૈયાર કર્યું. ત્રીજે દિવસે ગઝનીનું ઘોડેસ્વાર લશ્કર પણ આવી પહોંચ્યું એટલે તે લશ્કરની સાથે તેણે દક્ષિણ તરફ કૂચ કરી. નાસતા હિંદુઓની સાથે યુદ્ધ કરીને તેઓના મુલકમાં પેસવું અને લૂંટ ચલાવવી એવો કુતુબુદ્દીનનો ઇરાદો હતો, અને એ ઇરાદો પાર પાડવાને તે જુસ્સાભેર હિંદુઓની પૂંઠે પડ્યો.

---

## પરિચ્છેદ ૫ મો.

---

### ગણેશલાલ.

રાત્રિ પડી ગઈ છે. **રામગામ**માં ઘેર ઘેર દીવા થઇ ગયા છે. જંગલમાં અજવાળું કરવાને પ્રભુએ ચંદ્રરૂપી દીપક પ્રકટાવ્યો છે; છતાં એક ઓરડીમાં એક ખાટલાપર પડેલો **જીવનરાજ** સર્વત્ર અંધકાર જોઇ રહ્યો છે. ત્યાં તેને લાવ્યાને એક માસ થઈ ગયો છે અને એટલા વખતમાં તે બહુ દુબળો પડી ગયો છે. ઉઠવાની શક્તિ નથી. ઘા હજી બરાબર સારા થયા નથી અને શરીરમાંથી તાવ ખસતો નથી. કુતુબુદ્દીન સાથેના યુદ્ધ પછી તેને ઘાયલ સ્થિતિમાં જે ઓરડીમાં લાવીને રાખ્યો છે તે ઓરડીમાંથી હજી તે બહાર નીકળ્યો નથી. **ભીમદેવ** તરફથી **જીવનરાજ**ની ખોળ કરવાને મોકલવામાં આવેલા માણસને "અહીં જીવનરાજ નથી" એમ કહીને પાછા વાળવામાં આવ્યા હતા કારણકે **રામગામ**ના મુખીને એ માણસ પેલા વેશધારી સંન્યાસીના જેવો હોવાનો વહેમ પડ્યો હતો, પરન્તુ ત્યારપછી રાજાને ખબર આપવા માટે એક પટેલને મોકલ્યો હતો. બિચારો પટેલ તો લશ્કરથી ખીચોખીચ ભરેલા **પાટણ**માં પેસતાં જ આભો બની ગયો. રાજાની દેવડી સુધી પણ તે પહોંચી શક્યો નહિ, તો રાજાની સાથે સાક્ષાત્કારની તો આશા જ શી? બીજો દિવસ વિજયાદશમીનો હતો અને એ દિવસે તો **ભીમદેવે** લશ્કરની સાથે પ્રસ્થાન કર્યું હતું એટલે પટેલ **ભીમદેવ**ને **જીવનરાજ** સંબંધી કશા ખબર આપ્યા વિના ઘેર પાછો આવ્યો! એ પટેલનું નામ **રામજી** હતું. **રામજી** પટેલ **રામગામ**માં મોટો હુશીયાર તથા ચબાવલો લેખાતો હતો અને "જમને પણ જવાબ દઉં" એવી હુશીયારી પોતામાં હોવાનું તે માનતો હતો. જેની તેની પાસે ચમત્કારિક વાતો કરીને સૌને દંગ કરવામાં

તેને બહુ આનંદ મળતો. રામજી એક વાર પાટણમાં જઇને પાછો આવ્યો હતો એટલે હવે ધરતીનો છેડો આવી રહ્યો ! બીજા કોના ભાર કે રાજાને ખબર પહોંચાડી શકે ?

જીવનરાજના ઘા ઉપર વનસ્પતિના ઉપચારો થવાથી તે રૂઝાતા જતા હતા ખરા, પરન્તુ તેના શરીરનું ચૈતન્ય હરાઈ ગયું હોય તેવી રીતે તે બહુધા બેભાન અવસ્થામાં પડ્યો રહેતો. રોજ બપોરે તેને તાવ ઉતરતો અને રાત્રે પાછો ચડતો. તાવના આવેશમાં કોઇ કોઇ વાર જીવનરાજ લવતો અને તેના લવારામાં બહુધા મોહિનીની વાત જ આવતી. ગામના લોકો મોહિનીને ઓળખતા નહિ અને તેથી તેઓ તેમાંનું કશું સમજતા નહિ. અત્યારે જીવનરાજને તાવ જરા ચડ્યો છે. કોડીયામાં બળતા ઝાંખા દીવાની પાછળ ઓરડીના દ્વારમાંથી આંગણું અંધકારપૂર્ણ ભાસે છે. એ અંધકારમાં દૃષ્ટિ દોડાવતાં જીવનરાજ બોલ્યો: "હે વટેશ્વર ભગવાન્ આ તમે શું કર્યું ? તમારી પાસે જ આવતો હતો અને માર્ગમાં આવો અકસ્માત્ કરીને તમે મને કેમ બાંધી રાખ્યો પ્રભુ !"

જીવનરાજને ભણકારો વાગ્યો કે આંગણામાંના અંધકારને ભેદીને કોઇ ગર્જના કરતું બોલે છે: "તું શું મારાં દર્શન કરવાને આવતો હતો ?"

જીવનરાજે ઉત્તર આપ્યો: "ના પ્રભુ ! તમારાં દર્શન માટે હું વટેશ્વર તરફ આવતો નહોતો, પરન્તુ તમારી સુંદર બાલિકા કે જેને હું સ્વર્ગ કરતાં પણ અધિક ચાહું છું તેને જોવાને આવતો હતો !"

પુન: જીવનરાજે સાંભળ્યું : અંધકારમાંથી ધ્વનિ ઉઠ્યો: "ત્યારે તું મને શામાટે બોલાવે છે ?"

જીવનરાજે ઉત્તર આપ્યો: "પ્રભુ ! ચોમેર અંધકાર વિસ્તરાએલો જોઉં છું ! માર્ગ સૂઝતો નથી, તેથી તમને બોલાવું છું."

એ જ વખતે ઘરના આંગણામાં આવીને કોઇએ હાક મારી: "ઘરમાં કોઇ છે કે ભાઇ ?"

એક જણ બહાર આવ્યો અને બોલ્યો: "કેમ છે ભાઇ ? તમે કોણ છો ?"

"હું એક હિંદુ મુસાફર છું, અંધારામાં ભૂલો પડ્યો છું અને તેથી રાતની રાત પડી રહેવા ઇચ્છું છું." મુસાફરે જણાવ્યું. મુસાફર વીશેક વર્ષની વયનો, મધુર કંઠનો અને અતિ વિનયશીલ યુવક જણાયો.

"ભલે, આવો ભાઇ, આ પાસેના ઓરડામાં જઇને બેસો." ઘરધણીએ આગન્તુક યુવકનું સ્વાગત કર્યું.

યુવક બોલ્યો: "અમે છ જણ છીએ. એક મારી મા છે અમે ચાર પાલખી ઉપાડનારા છે. સૌની ગોઠવણ અહીં થશે કે?"

ઘરધણીને વહેમ પડ્યો. 'વેશધારી ત્રણ સંન્યાસીના જેવો મામલો તો નહિ હોય?' એમ વિચારતો તે આંગણામાં આવ્યો. યુવકની મા તો એક ખરેખરી હિંદુ સ્ત્રી જણાઈ અને પાલખી ઉપાડનારાઓ પણ હિંદુ જેવા જણાયા. ઘરધણીનો વહેમ દૂર થયો ખરો, તોપણ તેણે યુવક અને તેની માતાને પાસેના ઓરડામાં બેસવાનું કહ્યું અને પાલખી ઉપાડનારાઓને પાસેના ઝાડ નીચે ઉતારો આપ્યો. ઘરધણીએ પૂછ્યું: "આપ જમ્યા નહિ હો."

યુવક બોલ્યો: "અમે જમ્યા છીએ અને વળી અમારી સાથે બીજું ભાતું છે, એટલે તે માટે તમે કશી તરખડમાં ન પડશો."

ઘરધણીએ કશો વિશેષ આગ્રહ ન કર્યો અને તે જીવનરાજના બિછાનાવાળી ઓરડીમાં ચાલ્યો ગયો. બાજુના ઓરડામાં યુવક બેઠો, એટલામાં રામજી ત્યાં આવી પહોંચ્યો. કોઇની પણ સાથે વાત કરવી અને વખત ગાળવો એવી તેને ટેવ હતી, પછી સામો માણસ ગમે તેવો અજાણ્યો હોય તેની ફીકર નહિ! રામજી આવતાં વાંત જ યુવકની સામે બેસતો બોલ્યો: "આપનું નામ શું?"

"મારૂં નામ ગણેશલાલ."

"બહુ સારૂં નામ છે હોં. મારા એક બળદનું નામ પણ મેં ગણેશ જ રાખ્યું છે. વારૂ, આપ ક્યાંના વતની છો?"

"હું બહુ દૂર રહું છું–મેવાડના એક ગામનો વતની છું." ગણેશલાલે જવાબ આપ્યો.

"તમે કોઇ મોટાં શહેર જોયાં છે કે?"

"હા, પાંચ–સાત મોટાં શહેર જોયાં છે ખરાં."

"પણ પાટણ જોયું છે?"

"ના, એ તો મેં કોઈ વાર નથી જોયું."

"બસ, થઇ રહ્યું ત્યારે; તમે દુનિયામાં કાંઈ જ જોયું નથી એમ જ કહેવાય. પાટણ જેવું શહેર તો આખી દુનિયામાં ક્યાંય ન મળે!"

"એમ? હોય ભાઇ, ગુજરાતની રાજધાનીનું શહેર પછી કહેવું શું?"

"અરે પણ પાટણની તો બલિહારી! હમણાં હું મારી નજરે જોઇ આવ્યો, જાણે ઇંદ્રાપુરી! અને લશ્કર તો એટલું બધું કે શોધ્યો માર્ગ પણ જડે નહિ! મારે રાજદરબારમાં જવુ'તું, પણ સ્હવારે ગામમાં પેઠો તે દેવડીએ પહોંચતાં તો રાત પડી ગઇ!"

ગણેશલાલને આ વાત કાંઇક નવીનતાવાળી લાગી. તે બોલ્યોઃ “ શું એટલું બધું લશ્કર પાટણમાં રહે છે ? ”

“ હમેશાં કાંઇ એટલું બધું લશ્કર રહેતું નથી, પણ હમણાં તો મુસલમાનો સામે જંગ જાગવાનો છે એટલે એ લશ્કર એકઠું કર્યું છે ! અરે, પાટણની વાત હું શી કહું ? મારે થોડું કપડું લેવું’તું પણ ક્યાંય કપડું ન મળ્યું ! ”

“ એમ તે હોય ? આખા પાટણમાં ક્યાંય કપડું ન મળે તેમ હોય ? ”

“ અરે હા ! ખરી વાત ! જ્યાં જોઉં ત્યાં સોનું રૂપું મળે પણ કપડું ન મળે ! હું તો કપડું લીધા વિના કે રાજાને મળ્યા વિના જ પાછો આવ્યો. ”

ગણેશલાલે વિસ્મિત થઇને પૂછ્યુંઃ “ શું તમે રાજાને મળવા ગયા હતા ? શામાટે ? ”

“ જીવનરાજ મહારાજની ખબર આપવા માટે ગએલો, પણ રાજાજીને મળાયું નહિ અને રાજાજી તો બીજે દિવસે લશ્કર સાથે ઉપડી ગયા ! ”

“ શું જીવનરાજ અહીં છે ? તે અહીં ક્યાંથી ? ”

“ આ પાસેની ઓરડીમાં જ એમનું બિછાનું છે ! ”

“ બિછાનું શામાટે ? ”

“ તમને શું તેમની લડાઈની ખબર નથી ? તેમને તો આ ગામના પાધરમાં ત્રણ સંન્યાસીઓ સાથે રાતની વેળાએ લડાઇ થએલી તેથી તે ઘાયલ થયા છે. ”

“ સંન્યાસી સાથે લડાઇ એ શું ? ”

“ એ કાંઇ ખરા સંન્યાસી નહિ ! એ તો મારા બેટા ત્રણ મુસલમાનો સંન્યાસીનો વેશ લેઇને આવેલા, તેમાંથી બેને તો મહારાજે માર્યા, પણ ત્રીજો છટકી ગયો. અમે બહુએ તપાસ કરી પણ જડયો નહિ. મહારાજ ઘાયલ થવાથી બેભાન થએલા તેમને કેટલાક દિવસથી અમે અહીં રાખ્યા છે. ” ત્યારપછીની બીજી વાત પણ રામજી પટેલે પોતાના સ્વભાવ પ્રમાણે જરા પણ અટકયા વિના કહી સંભળાવી. એ વાત સાંભળીને ગણેશલાલના વદન ઉપર ચિન્તા ઉભરી આવેલી દેખાઇ. તે ઘણી વાર સુધી મૌન બેસી રહ્યો. રામજીએ વાતના બીજા અનેક પ્રસંગો કાઢયા, પરન્તુ તેમાં ગણેશલાલનું ચિત્ત ચોંટ્યું નહિ, એટલે પટેલ ઉઠીને ચાલતા થયા.

થોડી વારે ઘરધણી ત્યાં આવ્યો, તેને ગણેશલાલે પૂછ્યુંઃ “ મારા સાંભળવામાં એવું આવ્યું છે કે સેનાપતિ જીવનરાજ અહીં છે, એ શું ખરૂં છે ? ” ઘરધણી ઉત્તર નહિ આપતાં સંદિગ્ધ વદને ગણેશલાલની સામે જોઇ

રહ્યો. ગણેશલાલે કહ્યું: " તે જ્યારે ઘાયલ થએલા છે, ત્યારે તો તેમને સત્વર પાટણમાં પહોંચતા કરવા એ ઠીક છે, કારણકે રાજા ભીમદેવ તેમની ખોળ ચલાવી રહ્યા છે, અને તે અહીં છે એવી ખબર હજી તેમના જાણવામાં આવી નથી."

ગણેશલાલની સાથે વાત કરવામાં ઘરધણીને જે ડર હતો તે હવે દૂર થયો હતો, છતાં તે અચકાતો અચકાતો બોલ્યો: " પણ તેમાં હું શું કરૂં? હું તો એમને કહું છું કે તમને પાલખીમાં સુવાડીને પાટણમાં પહોંચતા કરીએ, પણ તે પોતે જ ત્યાં જવાની ના કહે છે, પછી મારો શો ઉપાય?"

"ત્યારે તે ક્યાં જવાની ઇચ્છા રાખે છે?"

" વટેશ્વર."

" વારૂ, કશી ફીકર નહિ. હું તેમને વટેશ્વર લેઈ જઇશ. તમે નિશ્ચિન્ત રહો; તેમની સેવા સુશ્રૂષા હવેથી હું પોતે જ કરીશ."

એક અજ્ઞાન પ્રવાસીને આમ એકાએક હળી જવાને પ્રયત્ન કરતો જોઇને ઘરધણીને નવાઇ લાગી. તેણે પૂછ્યું. " જીવનરાજ તમારા કોઇ સગા થાય?"

" નહિ જ, પણ એમના જેવા યોદ્ધા કે જેના ઉપર દેશના રક્ષણનો આધાર છે, તેમની સેવા કરવી એ શું એક હિંદુ તરીકે મારી ફરજ નથી?"

ઘરધણી ચૂપ રહ્યો અને ગણેશલાલ બાજુની ઓરડીમાં જ્યાં જીવનરાજનું બિછાનું હતું ત્યાં જઇને નીરવ ઊભો રહ્યો. જીવનરાજ તાવના આવેશમાં આમતેમ આળોટતો હતો. કોઇ વાર તે સ્વપ્નમાં મોહિનીને જુએ છે અને તેને બોલાવે છે. અત્યારે પોતાની સમીપમાં ગણેશલાલને ઊભેલો જોઇને જીવનરાજ બોલ્યો: " તમે કોણ છો?"

" હું એક પ્રવાસી છું, અને તમારી આ સ્થિતિની વાત જાણી તબીયત પૂછવા આવ્યો છું."

" થોડી વાર પહેલાં પણ તમે આંગણામાં રહીને કોઇને બોલાવતા હતા, ખરૂં?"

" હા, બરાબર."

" હાં, ઠીક! આવો, મારી પાસે બેસો! તમારો કંઠસ્વર બહુ મિષ્ટ છે." જીવનરાજની ઇચ્છાથી ગણેશલાલ ખાટલાની ઇસિપર બેઠો. જીવનરાજ બોલ્યો: " એક વાત મારાથી તમને કહ્યા વિના રહેવાતું નથી. તમારો કંઠસ્વર સાંભળીને, ઘણા દિવસથી ભુલાઇ ગએલો એક બીજો કંઠસ્વર મને

સાંભરી આવ્યો છે. તમે જ્યારે આંગણામાં રહીને કોઇને બોલાવતા હતા તે વખતે જ મને એમ થઇ આવ્યું હતું કે એ મિષ્ટ કંઠસ્વર પહેલાં કોઇ વાર મેં સાંભળ્યો છે."

"ક્યાં સાંભળ્યો હતો એ કાંઇ યાદ છે?" ગણેશલાલે પૂછ્યું.

"અજમેરમાં."

"પણ હું અજમેરમાં તો કોઇ વાર ગયો જ નથી."

"ના, તે તમે નહિ; તે કોઇ બીજું જ માણસ હતું."

"ત્યારે તે કોણ હતું મહારાજ?"

"તે એક વારાંગના હતી-ધર્મની મુસલમાની હતી."

"હશે કોઇ; નિદ્રા લેવાને વખતે એવી વાતો નહિ સંભારતાં ઉંઘી જાઓ!"

જીવનરાજ શાન્ત પડયો રહ્યો-બોલવાની શક્તિ પણ તેનામાં નહોતી. તુરત જ તે ઉંઘી ગયો. ગણેશલાલ ઉઠીને બહાર ગયો. ઘરધણી પાસેથી દીવો લેઇને તે ગામની બહાર ગયો અને પાધરમાંની જ કોઈ વનસ્પતિનાં પાંદડાં તે ચુંટી લાવ્યો. પુનઃ જીવનરાજ પાસે આવીને તેણે જોયું તો હજી તે ઉંઘતો જ હતો. ગણેશલાલે તે પાંદડાં વાટીને તેમાંથી રસ કાઢયો અને એ રસ ઉંઘતા જીવનરાજના મસ્તકપર તથા વાગેલા ઘા ઉપર ધીમે ધીમે લેપન કરવા માંડયો. અત્યારે જીવનરાજ સ્વપ્નમાં મ્હાલતો હતો. જાણે પોતે સાગરને કિનારે ઊભો છે અને વિશ્વમોહિની સાગરની છોળો-માંથી નીકળીને તેના શીતલ સ્પર્શવડે પોતાના ઉત્તપ્ત દેહને શીતળ કરી રહી છે. તે સુખમય સ્પર્શ થતાંની સાથે જ જીવનરાજનું શરીર રોમાંચિત થયું. તે મોહવિહ્વળ થયો હોય તેવી રીતે બોલ્યોઃ "અરે મોહિની!"

ગણેશલાલે પૂછ્યુંઃ "કોને બોલાવો છો મહારાજ?"

"વિશ્વમોહિનીને!"

"એ વિશ્વમોહિની કોણ છે?"

"મોહિનીને કોણ ન પિછાણે? મોહિની જ મારૂં સર્વસ્વ છે! ઓહ! મોહિની! તને જોવાની મારી આકાંક્ષા પૂરી ન થઇ!"

"મોહિની ક્યાં છે?"

"વટેશ્વરમાં." જીવનરાજે ઉત્તર આપ્યો.

"તેને જોવાને માટે જ તમે વટેશ્વર તરફ જતા હતા કે?"

"હાસ્તો; નહિ તો વટેશ્વરમાં મારૂં બીજું કોણ હોય?"

ગણેશલાલે કશું વધારે પૂછ્યું નહિ. થોડી વારે જીવનરાજ પુનઃ

નિદ્રામાં પડયો. ગણેશલાલે ફરીથી મસ્તકપર ઔષધ ચોપડવા માંડયું. વળી ફરીથી જીવનરાજ ઘોર ચિતકાર કરતો જાગી ઉઠયો. ગણેશલાલે તેથી ચમકી જઇને પૂછયું: “ તમને શું થાય છે ? ”

જીવનરાજ ભયભીત થયો હોય–ગભરાયો હોય એવે કંઠે ઉત્તર આપવા લાગ્યો: “ હાય ! હાય ! એ સુવર્ણપ્રતિમાનો નાશ થાય છે–ક્રૂર રાક્ષસી એને ખાઇ જાય છે ! ”

“ સુવર્ણપ્રતિમા વળી ક્યાં દેખી ? ”

“ જો, એ રહી ! આ નીલ આકાશપટમાં બાર રાશીઓની મધ્યમાં એ સુવર્ણપ્રતિમા છે ! આખા નભોમંડળને તેજોમય કરનાર સુવર્ણપ્રતિમા શું તું જોઇ શકતો નથી ? જો, બાર રાશીઓ મંડળાકારે વીંટળાઇ રહી છે, નક્ષત્રોનો સમૂહ એના પગ તળે નૃત્ય કરી રહ્યો છે, નવ ગ્રહ કોઇ અલૌકિક સૂત્રતંતુમાં પરોવાઇને માળાના આકારમાં તેના કંઠમાં વિરાજી રહ્યા છે ! મનુષ્ય, પશુ, પક્ષી, સૌ કોઈ એ સૌંદર્યમયી સુવર્ણપ્રતિમાના પગ આગળ પુષ્પપૂજા કરે છે ! આખી પૃથ્વી એ પ્રતિમાને જોવાને ઉલટી છે, અને હું પણ એ પ્રતિમાના કંઠમાં પુષ્પમાળા પહેરાવવાને જઉં છું; પણ ઓહ ! જો, જો ! અકસ્માત્ સૂર્યમંડળમાંથી કોઇ રાક્ષસી મ્હોં ફાડીને આવે છે–એ સુવર્ણપ્રતિમાને ગળી જવા આવે છે ! અરે કોઇ આવો ! એ રાક્ષસીના પંજામાંથી સુવર્ણપ્રતિમાને બચાવો ! ”

આટલું બોલતાંમાં જીવનરાજ થાકી ગયો–હાંફી ગયો ! તે ફરીથી શાન્ત બન્યો. ગણેશલાલ જીવનરાજના સ્વપ્નનો વૃત્તાંત સાંભળીને સ્તબ્ધ બની ગયો. એટલામાં જીવનરાજ પુનઃ બોલવા લાગ્યો: “ જો, જો, પેલી રાક્ષસી સુવર્ણપ્રતિમાને છોડી દઇને હવે મારી તરફ આવે છે ! મને તું ખાઇ જઇશ કે રંડા ? આવ, આવ, ભલે તું મને ખાઇ જા, ગળી જા, હું બ્હીતો નથી; પણ મને જે પ્રાણ કરતાં પ્રિય છે એવી એ સુવર્ણપ્રતિમાની પાસે તો આવીશ નહિ ! ”

જીવનરાજ શાન્ત રહ્યો પણ બે ચાર ક્ષણ પછી પુનઃ વાગ્ધારા ચાલી: “ મારા હાથમાંથી માળા પડાવી લેવી છે ? રાક્ષસી ! એ માળા સુવર્ણપ્રતિમાના કંઠમાં આરોપવા માટે હું લેઇ જઉં છું અને તું તે તારા ગળામાં પહેરી લેવા ઇચ્છે છે ! ચાલ, રંડા દૂર થા ! આટલી સ્પર્ધા ? નહિ; પણ–એ રાક્ષસી નથી. ”

“ ત્યારે કોણ છે મહારાજ ? ” ગણેશલાલે પ્રશ્ન કર્યો.

જીવનરાજે અર્ધજાગ્રત અને અર્ધસુપ્ત અવસ્થામાં જવાબ આપ્યો:

"એ તો મારા જીવનનું એક ભુલાઇ ગએલું સુખસ્વપ્ન છે! જ્યારે હું રંગરાગમાં મત્ત થઇને આ જીવનનું કર્ત્તવ્ય વિસરી ગયો હતો, ત્યારે એ આકાશમાંની મૂર્તિએ મારા હાથમાં તલવાર આપીને કહ્યું હતું "હે ક્ષત્રિય! અચેતન કેમ પડ્યો છે? ભરતખંડમાં હિંદુ રાજ્યનું રક્ષણ કર!" જ્યારે હું મદિરાપાનથી ઉન્મત્ત દશામાં વારાંગનાઓથી વીંટળાએલો હતો અને ઇંદ્રિયલાલસાપરાયણ રહેતો હતો, ત્યારે–જેને હું રાક્ષસી કહું છું–તે જ જ્ઞાનમયી મૂર્તિએ વીણા જેવા મધુર કંઠે, આંગળીનો સંકેત કરીને, પાછલે માર્ગેથી આવી તેનાથી દૂર રાખ્યો હતો, અને જ્યારે બરાબર વખત આવ્યો હતો ત્યારે મને બખ્તર પહેરાવી, અસ્ત્રશસ્ત્ર સજાવી, કર્મક્ષેત્રમાં મોકલી દીધો હતો."

ગણેશલાલે કમ્પિત કંઠે પ્રશ્ન કર્યો: "તે કોણ હતું મહારાજ?"

"બેલાબીબી."

"તે શું આપના પર પ્રેમ રાખે છે?"

આ વખતે જીવનરાજ પૂરો જાગ્રત થઇ ગયો હતો. તે બોલ્યો: "હા, રાખે છે, પોતાના પ્રાણ કરતાં પણ તે મને અધિક ચાહે છે. તે બિચારી મારી સ્ત્રી થવાને ખુશ હતી, પણ મેં તેની માળા ગ્રહણ કરી નહિ."

"કેમ ગ્રહણ કરી નહિ?"

"તે મુસલમાન સ્ત્રી હતી; હું પોતે મુસલમાન થઉં તે વિના તેને મેળવવાનો બીજો એકકે ઉપાય નહોતો."

"અત્યારે તમે તેને પોતાની કરો કે નહિ?"

"અત્યારની વાત જૂદી છે; અત્યારે મને મોહિની મળી છે."

"મોહિનીને મેળવીને બેલાને વિસરી ગયા છો?"

"હા." જીવનરાજે ઉત્તર આપ્યો. ગણેશલાલે બીજું કશું પૂછ્યું નહિ. એકાદ ક્ષણમાં કોડીયામાં દીવેલ ખૂટી જવાથી દીવો એકાએક હોલવાઇ ગયો. ગણેશલાલ ઉઠીને બહાર આવ્યો. બહાર જુએ છે તો ચારે મેર આકાશ વાદળાથી ઘેરાયું છે, તારાઓનો સમૂહ ઢંકાઇ ગયો છે, ગાઢ અંધકાર ફેલાઇ રહ્યો છે, અને સર્વત્ર શાન્તિ વિસ્તરી રહી છે. તે અંધકાર–એ શાન્તિની વચ્ચે ગણેશલાલ આવીને ઊભો અને અનેકાનેક વિચારને હીલોળે ચડ્યો.

## પરિચ્છેદ ૬ ઠ્ઠો.

### સંન્યાસીની સમીપમાં.

સ્હવાર થતાં ગણેશલાલે ત્યાંથી પ્રસ્થાન કરવાની તૈયારી કરી. જતી વખતે તેણે ઘરધણીને જીવનરાજની સુશ્રૂષા સંબંધે કેટલીક સૂચના કરી અને પછી તેણે તેની રજા લીધી. ઘરધણીએ પૂછ્યું: "રાત્રે તો તમે અહીં થોડા દિવસ રોકાઇને જીવનરાજની સુશ્રૂષા કરવાનું કહેતા હતા અને અત્યારે એકાએક જવાનો વિચાર કેમ કર્યો ?"

ગણેશલાલે ઉત્તર આપ્યો: "એકાએક મને વધારે અગત્યનું કામ સાંભરી આવ્યું છે, અને તેથી હવે હું વધારે વખત થોભી શકું તેમ નથી." એમ કહીને ગણેશલાલ ચાલ્યો ગયો. માતાને પાલખીમાં બેસાડીને પોતે પગપાળો વટેશ્વર તરફ વિદાય થયો.

વટેશ્વર પહોંચતાં મધ્યાહ્નનો વખત થયો. પાલખી અને તેને ઉપાડનારાઓને જરા દૂર રહેવા દઇને પોતે એકલો મંદિરની સમીપના ચોકમાં આવીને ઊભો રહ્યો. ચારે બાજુ નજર કરીને તેણે મોહિનીને ખોળવા માંડી, પરન્તુ કોઇ સ્થળે તે તેના જોવામાં આવી નહિ. નદીતટે તેને શોધવાને ગણેશલાલ જરા દૂર ગયો, તો ગંભીર વટવૃક્ષ નીચે તેણે વયોવૃદ્ધ સંન્યાસી બાવાને જોયા. એ તેજસ્વી પવિત્ર મૂર્તિને જોતાં જ ગણેશલાલના હૃદયમાં ભક્તિનો સંચાર થયો અને તે તેમની સમીપમાં દંડવત્ પ્રણામ કરીને પૂછવા લાગ્યો: "પ્રભુ ! આપ પોતે જ શું દેશવિખ્યાત નૃસિંહસ્વામી ?"

સંન્યાસી બાવાએ ધીરે ધીરે ઉત્તર આપ્યો: "વત્સ ! હું તો એક સામાન્ય સંન્યાસી માત્ર છું."

ગણેશલાલે પ્રશ્ન કર્યો: "આપ જ્યારે સામાન્ય છો, ત્યારે પછી જગતમાં મોટા કોણ ?"

"જે ચિત્ત ઉપર વિજય મેળવે તે મોટા કહેવાય."

"આ તો એક વિચિત્ર વાત કહેવાય ! આપે શું ચિત્ત ઉપર વિજય મેળવ્યો નથી ?"

"વત્સ ! એક વાર ચિત્તવિજયી કહેવાયાપર મને ગર્વ આવ્યો હતો, અત્યારે એ ગર્વ ચૂર્ણ થઇ ગયો છે !"

"એ ગર્વનું ખંડન શાથી થયું પ્રભુ ?"

"એ વાત બહુ લાંબી છે—અત્યારે તેનું કશું પ્રયોજન નથી." સંન્યાસીએ ઉત્તર આપ્યો.

"એક પ્રયોજન છે પ્રભુ!" ગણેશલાલે બોલવા માંડ્યું: "તેટલા માટે જ હું બહુ દૂરથી આપના દર્શનાર્થે આવ્યો છું."

"ક્યાંથી આવે છે? તારૂં નામ શું?"

"મેવાડમાંથી આવું છું અને મારૂં નામ ગણેશલાલ છે."

"જૂઠી વાત! તું વેશધારી પુરૂષ છે—વસ્તુતઃ એક સ્ત્રી છે!"

"કેવી રીતે જાણ્યું પ્રભુ?"

"કપટવેશથી કે જૂઠી વાતથી મને ભુલાવામાં પાડવાનો વ્યર્થ યત્ન કરીશ નહિ; એવા ભુલાવામાં પડવા જેવી મારી વય હવે રહી નથી!"

ગણેશલાલ લજ્જિત થઇ ગયો અને થોડી વારસુધી નીચું જોઇ રહ્યો. તે મનમાં વિચારવા લાગ્યો: "જે દેવતા તુલ્ય પુણ્યમય મનુષ્ય છે તેની સમીપમાં હું શામાટે જૂઠું બોલું છું? ધિક્ છે મને! પરન્તુ શું કરૂં? જૂઠું બોલવા સિવાય બીજો કશો ઉપાય નહોતો, હૃદયની દુર્બળતાએ કર્ત્તવ્યભ્રષ્ટતા આણી, પણ હેતુપુરઃસર જુઠું પણ બોલવું પડે!" વિચાર કરી રહ્યા પછી તેણે કહ્યું: "આપે ખરૂં કહ્યું, પ્રભુ! હું એક સ્ત્રી છું, અને આપના દર્શનાર્થે આવી છું."

"દર્શન સિવાય બીજો શો હેતુ છે?"

"મેં એમ સાંભળ્યું છે કે આપની પાસે વિશ્વમોહિની નામે એક કન્યા છે, અને તે બહુ જ સ્વરૂપવતી છે."

"હં અ." સંન્યાસીએ મૂંગો ઉત્તર આપ્યો.

"તેની મનોમુગ્ધકારી સુંદરતાનાં મેં ભારે વખાણ સાંભળ્યાં છે."

"એ વાત ખરી, પણ અત્યારે એ વાતનો હેતુ શો છે?"

"એ મોહિનીએ આપના ચિત્ત ઉપર આધિપત્ય સ્થાપન કર્યું છે—આપના વિરાગી હૃદયને દુર્બળ બનાવી મેલ્યું છે."

સંન્યાસીએ ઇષત્ સ્મિત કરીને ઉત્તર આપ્યો: "તે હું જાણું છું; તારે કહેવાનું કશું પ્રયોજન નથી."

"જ્યારે આપ એ બધું સમજો છો, ત્યારે તેમાંથી મુક્ત થવાનો પ્રયત્ન કેમ કરતા નથી?"

"મારી ઇચ્છા નથી."

ગણેશલાલે નિઃશ્વાસ નાંખતાં કહ્યું: "હે ભગવાન્! આ હું શું જોઉં છું. જગદ્વિખ્યાત નૃસિંહ સ્વામી શું અધઃપતિત થવા ઇચ્છે છે?"

"તેમાં તને શું નુકસાન થાય છે બાપુ?"

સંન્યાસી બાવા ધીરે સ્વરે બોલ્યાઃ "પરન્તુ મોહિનીને આ જંગલમાં હું કોની પાસે મેલી જઉં ?"

"તે ચિન્તા ભગવાનને સોંપો અને આપ મંદિરમાં પધારો." એમ કહી ગણેશલાલ રજા લેઇને ચાલતો થયો અને કેટલેક દૂર પોતાનાં માણસો બેઠાં હતાં ત્યાં ગયો. પોતાની માને તેણે સંન્યાસી બાવાની પાસે મોકલી દીધી અને પોતે ત્યાં જ રહ્યો.

---

## પરિચ્છેદ ૭ મો.

---

### મોહિનીનું હરણ.

અહીં થોડા પૂર્વપરિચયની આવશ્યકતા છે. વેશધારી ગણેશલાલ પૂર્વપરિચિત બેલાબીબી છે. જીવનરાજને લેઇને તે અજમેરના કિલ્લાની બહાર નીકળી ત્યારપછી તેનાથી છૂટી પડીને તે દિલ્હી તરફ ગઇ હતી. દિલ્હીમાં જ્યારે એણે સાંભળ્યું કે મુસલમાનો ગુજરાત ઉપર સ્વારી લેઇ જવાની તૈયારી કરે છે અને ગુજરાતના હિંદુઓ પણ સૈન્ય એકઠું કરવા લાગ્યા છે, ત્યારે તેણે ગુજરાતમાં જઈ પહોંચવાનો વિચાર કર્યો. એ જ દિવસમાં તેણે પોતાના પ્રવાસની તૈયારી કરી વાળી. પોતાની પાલખી ઉપાડવા માટે ચાર નોકરો, કેટલુંક ખાવાનું અને કેટલુંક ધન લેઇને તે દિલ્હીમાંથી ચાલી નીકળી.

માર્ગમાં બેલાને એક સહચરી મળી ગઇ. મેવાડ અને મારવાડની ભૂમિ ઉલ્લંઘીને તે ગુજરાતની ભૂમિમાં પેઠી, ત્યારે તેણે એક દરિદ્ર સ્ત્રીને જંગલમાં કોઇ પણ પ્રકારના બિછાના વિના સૂતેલી જોઈ. તે સ્ત્રી બેભાન પડેલી હતી છતાં તેના વદનપર સુરેખ હાસ્ય છાઇ રહ્યું હોય એવો ભાસ થતો હતો. બેલાને આ જોઇને આશ્ચર્ય લાગ્યું અને તેણે આસનાવાસના કરીને તે સ્ત્રીને ભાનમાં આણી. પૂછગાછ કરતાં જણાયું કે તે એક બ્રાહ્મણની સ્ત્રી હતી. તેનો પતિ ગાંડો બની ગયો હતો અને જ્યાં ત્યાં ભટક્યાં કરતો હતો. અત્યારે તે ક્યાં હશે તેની તેને ખબર નહોતી. બેલાએ તેને પૂછ્યુંઃ "ત્યારે તું આ જંગલમાં આવીને કેમ સૂતી છે ?"

સ્ત્રીએ જવાબ આપ્યોઃ "નિબિડ અરણ્યમાં પણ ભૂખ્યા-તરસ્યા મુમુક્ષુઓનું ભગવવાન્ રક્ષણ કરે છે એવું મેં સાંભળ્યું હતું, તે ખરૂં હશે કે નહિ તે જોવાને માટે હું અહીં સૂતી હતી. હું દરિદ્ર છું-મારી પાસે કશું ખાવાનું નથી."

"ત્યારે હવે પ્રભુ તારી પરીક્ષામાં સફળ થયો કે નહિ?"

"ખરેખર, તેની દયા અપરિસીમ છે એવી મારી ખાત્રી થઈ છે."

"શા ઉપરથી ખાત્રી થઇ?"

"આ જંગલમાં પણ છેવટે પ્રભુએ તમને મારા રક્ષણાર્થે મોકલ્યા છે તે હું જાણું છું."

બેલા આનંદથી હસી. તેણે એ સ્ત્રીને ખાવાનું આપ્યું અને થોડો વખત ત્યાં જ વિરામ લીધો. તે સ્ત્રીમાં જરા ચૈતન્ય આવ્યું એટલે તેને પણ પાલખીમાં બેસાડીને પુનઃ પ્રવાસ ચાલુ કર્યો. એ દરિદ્ર સ્ત્રી કૃષ્ણદાસની પત્ની અને રોહિણીની ધર્મવત્સલ માતા હતી. રોહિણીની માતાને લેઇને બેલા પાટણ ગઇ. ત્યાં જઇને પૃચ્છા કરતાં જણાયું કે જીવનરાજ કેટલાક દિવસથી ખોવાયો છે ને હાથ લાગતો નથી અને મહારાજા ભીમદેવ તેની ખોળ કરાવે છે પણ કશો પત્તો લાગતો નથી. બેલા નિરાશ થઈ જીવનરાજનો નિવાસ બહુધા સિદ્ધપુરમાં જ રહેતો હોવાથી તેણે સિદ્ધપુર જઇ કેટલાક દિવસ રોકાવાનો વિચાર કર્યો. સિદ્ધપુરમાં પરદેશી સ્ત્રીના વેશમાં ઘણા દિવસ રહેવાનું વાજબી નહિ લાગવાથી પાટણના પાધરમાંથી જ પુરૂષનો વેશ પહેરીને તેણે સિદ્ધપુર તરફ પ્રવાસ આરંભ્યો. માર્ગમાં રાત પડતાં રામગામમાં મુકામ કર્યો જ્યાં અકસ્માત જીવનરાજનો તેને ભેટો થયો તે આપણે જાણીએ છીએ.

* * * * *

રોહિણીની માને બેલાએ સંન્યાસી બાવા પાસે મોકલી તે તુરત જ વટેશ્વરમાં આવી. સંન્યાસી બાવા તેને જોતાં જ આશ્ચર્ય પામ્યા અને પૂછવા લાગ્યા: "ઓહો! રોહિણીની મા! તું અહીં ક્યાંથી? એકલી જ કેમ છે?" રોહિણીની માતાએ પોતાનો સઘળો વૃત્તાંત સંન્યાસી બાવાને કહ્યો. સંન્યાસી બાવા બોલ્યા: "ઓહો! ભાગ્યચક્રને ફેરવવાને કોણ સમર્થ છે? ભગવાને એક ઘણા જ ઉત્તમ કાર્યને માટે તને મારી પાસે મોકલી છે અને તું બરાબર વખતે જ આવી છે. મેં અહીંથી કોઇ કામને માટે બીજે સ્થળે જવાનો નિશ્ચય કર્યો છે. મોહિનીને કોની પાસે રાખી જવી તેનો જ હું વિચાર કરતો હતો. તું આવી પહોંચી તે બહુ જ સારૂં થયું. મોહિની તારી પાસે રહેશે અને હું હવે જઇશ."

"મોહિની તો અહીં જોવામાં આવતી નથી. તે ક્યાં ગઇ છે?"

"વનમાં કોઇ કાંઈ રમતો કરતી ફરતી હશે."

"ત્યારે તેને કહીને જ તમે અહીંથી જશોને?"

"ના. જો હું તેને કહેવા રોકાઇશ, તો મારાથી પછી જઇ શકાશે નહિ."

"આપને નહિ જોવાથી તે રડે, તો પછી હું તેને શું કહીને શાન્ત કરૂં ?"

સંન્યાસી બાવાનો કંઠસ્વર કંપવા લાગ્યો. નેત્ર સજળ થયાં. વિકૃત સ્વરે તે બોલ્યા: "કહેજે કે જ્યાંસુધી યુદ્ધ પૂરૂં થશે નહિ, ત્યાંસુધી હું પાછો ફરીશ નહિ." સંન્યાસી બાવા ત્યાં વધારે વખત ઊભા રહ્યા નહિ. વટેશ્વર મહાદેવને પુનઃ ભાવપૂર્વક પ્રણામ કરીને તે ત્યાંથી ચાલ્યા ગયા.

* * * * *

ઘણા દિવસસુધી વટેશ્વરનો વિયોગ વેઠ્યા પછી મોહિની પુનઃ વટેશ્વરમાં આવતાં તેના આનંદનો પાર રહ્યો નથી. તે જ શાન્ત, મનોરમ મંદિર, એ જ ફુલઝાડથી શોભીતાં વન, એ જ કલકલ કરતી સરસ્વતી અને એ જ પૂણ્યભૂમિમાં તે આવી છે. આટલા દિવસ તે વટેશ્વરથી દૂર થઇ હતી છતાં પોતાના બાલ્યમિત્રોને મોહિની વિસરી ગઇ નથી. પોતાનાં ફુલઝાડ અને પોતાને હાથે રોપેલી લતાઓ આજે મોહિનીને નવયૌવન સ્વરૂપમાં બદલાઇ ગએલાં હોઇને નવાં નવાં લાગે છે. જંગલના પ્રાંત ભાગમાં આસપાસનાં ગામડાંઓની ગાયો, ભેંસો વગેરે ચરતાં હતાં તેમની સાથે પણ મોહિની ઘણી વાર રમત કરતી. મોહિની તે સૌને ઓળખતી અને એ પશુઓ પણ મોહિનીને સારી પેઠે ઓળખતાં. ઘણી ગાયો અને વાછરડાં મોહિનીની પાછળ પાછળ ફરતાં, તે આજે પણ મોહિનીને વિસરી ગયાં નથી. મોહિની ત્યાં આવતાં જ તેઓ પોતાની પૂર્વ મૈત્રીને સંભારીને તેની તરફ દોડ્યાં આવે છે. આ પ્રકારના આનંદ વિનોદમાં મોહિની પહેલાંની પેઠે જ દિવસો ગાળી રહી છે !

સંન્યાસી બાવા ચાલ્યા ગયા પછી થોડી વારે મોહિની રમતી–કૂદતી ત્યાં આવી પહોંચી. તેના કેશ છૂટા હતા અને સંન્યાસીના જેવી સુવર્ણ-ગેરૂમાં રંગેલી એક કફની સિવાય બીજું કશું વસ્ત્ર તેણે ધારણ કર્યું નહોતું. તેના શરીરનો રંગ એ કફનીના રંગની સાથે મળી જતો દેખાતો હતો. રોહિણીની માને ત્યાં જોતાં જ મોહિની હર્ષભેર તેની પાસે દોડી આવી અને તેને ગળે વળગી પડી. "મા ! તમે અહીં ક્યાંથી ? રોહિણી બ્હેન ક્યાં છે ?"

"હું તને જોવા આવી છું, મોહિની ! અને રોહિણી તો નથી."

"નથી કેમ ? શું તે મરી ગઈ છે ?"

"કદાચ મરી ગઈ જ હશે! મને તેની કશી ખબર નથી."

"આમ કેમ બોલો છો? તે શું તમારી સાથે રહેતી નહિ?"

"એ સઘળું તારે જાણવા જેવું નથી, બ્હેન!"

મોહિની ક્ષણભર સચિંત વદને રોહિણીની માના વદન તરફ જોઇ રહી. થોડી વાર રહીને તે બોલી: "ત્યારે તમે રડતાં કેમ નથી? રોહિણી જેવી એકની એક પુત્રી ગુમાવીને તમને શું કશું દુઃખ થતું નથી?"

"દુઃખને હું સમજતી નથી, મોહિની! ભગવાન્ જેવી રીતે મારૂં રક્ષણ કરે છે, તેવી રીતે તેનું પણ રક્ષણ કરશે. મેં પતિને પણ ગુમાવ્યા અને પુત્રીને પણ ગુમાવી છે—મારૂં સર્વસ્વ ગુમાવ્યું છે, છતાં પણ એકકે વખત મેં એવું નથી વિચાર્યું કે 'હે પ્રભુ! આ મારી શી દશા થઇ?' પ્રભુ જે કરતો હશે તે વાજબી જ હશે—તેની ઇચ્છા તે જ આપણું ભાગ્ય!"

"તમારા જેવું સ્નેહશૂન્ય હૃદય તો મેં કદી જોયું નથી! જેને જોવાથી પ્રેમ છૂટે તેને ગુમાવવાથી શું હૃદય ફાટી ન જાય?"

"સૌ કોઇને જોઇને મને પ્રેમ છૂટે છે, મોહિની! જેવો તારાપર મારો પ્રેમ છે, તેવો જ રોહિણીપર છે અને તેવો જ પેલી કીડી દોડી જાય છે તેના પર પણ છે. તું જવાથી મને જેટલું દુઃખ થયું હતું, તેટલું જ દુઃખ રોહિણીને ગુમાવવાથી પણ મને થયું છે—પણ તે માત્ર એકાદ બે ક્ષણને માટે, પછી તો ભગવાનને જ એ સુખદુઃખનો વિચાર સોંપી દઇને હું નિશ્ચિંત થઉં છું."

મોહિની કાંઈ પણ બોલી નહિ અને તે નદી તરફ નજર કરી વિચારમાં પડી. સહસા તેણે પ્રશ્ન કર્યો: "પિતાજી આટલામાં ક્યાંય દેખાતા નથી; તે ક્યાં ગયા છે?"

રોહિણીની માતાએ કશો ઉત્તર આપ્યો નહિ. ઉત્તર નહિ મળવાથી મોહિનીની ઉત્કંઠા વિશેષ વધી. આસપાસમાં ક્યાંય સંન્યાસી બાવા હોય તો તે સાંભળે એવા હેતુથી મોહિની ઘાંટો કાઢીને બોલી: "પિતાજી ક્યાં છે?"

મોહિનીનો આ ઘાંટો કેટલેક દૂર રહેલી બેલાએ સાંભળ્યો. બેલા અત્યારે મંદિરની નિકટમાં આવીને એક વૃક્ષની ઓથે રહી મોહિનીને અનિમેષ નયને જોઇ રહી હતી. મોહિનીનો ઘાંટો સાંભળીને તે મનમાં બોલવા લાગી: "ભલે તું બૂમ પાડ—બૂમો પાડીને મંદિરને શિરે નાંખ અથવા રડીને આખી પૃથ્વીને ભીની કર, તોપણ હવે તું સંન્યાસી ન

પુનઃ મેળવી શકવાની નથી, મોહિની ! મેં જ તેમને અહીંથી કાઢ્યા છે. જ્યાંસુધી દેશનું હિત પૂરેપૂરું સધાશે નહિ, ત્યાંસુધી તું તેમનાં દર્શન પુનઃ કરી શકીશ નહિ. અને હા ! દેશનું હિત સાધવામાં તારો સંહાર કરવો પડશે તો તેમ કરવામાં પણ હું પાછી નહિ હઠું—ઓ વિશ્વમોહિની !"

તે દિવસે તો ઐલાએ મોહિનીને દર્શન આપ્યું નહિ. બીજે દિવસે સ્હવારમાં તે પોતાના સ્ત્રીના વેશમાં જ ત્યાં આવી. મોહિની અત્યારે એક શિલાખંડ ઉપર બેસીને દૂર દૂર નજર કરી રહી છે. ઐલા પાછળથી આવીને બોલીઃ "મોહિની !"

મોહિનીએ ચમકીને પાછું જોયું. એકાદ ક્ષણને માટે તેને એવું લાગ્યું કે સંન્યાસી બાવા પાછળથી આવીને પોતાને બોલાવે છે પણ તુરત જ તેનો તે ભ્રમ ભાંગી ગયો. તેણે પોતાની પાસે સંન્યાસીને બદલે એક અપરિચિત સુંદરીને જોઈ. ઐલા પુનઃ બોલીઃ "મોહિની ! ચાલ, હું તને લેવા આવી છું."

મોહિની બોલીઃ "તમે કોણ છો અને મને ક્યાં લેઇ જવા આવ્યાં છો ?"

"જ્યાં તારા પિતાજી ગયા છે, ત્યાં હું તને લેઇ જવા આવી છું." ઐલાએ ઉત્તર આપ્યો.

મોહિની વિજળીને વેગે ઊભી થઇ ગઇ. તેણે વ્યાકુળ થઈને પ્રશ્ન કર્યોઃ "તમને શું પિતાજીએ મોકલ્યાં છે ? પિતાજી ક્યાં છે ?"

"હા. સંન્યાસી બાવા ઘણું કરીને પાટણ તરફ જ ગયા છે અને મને તેમણે મોકલી છે. માર્ગમાં તે મને મળ્યા એટલે તેમણે મને તને લેઇને પાટણ આવવાની આજ્ઞા કરી છે."

"ચાલો, અત્યારે જ ચાલો; વધુ વખત હું વિલંબ સહી શકતી નથી."

"રોહિણીની માને એક વાર કહી આવ કે હું જઉં છું."

"ના, એમાં કહેવાનું શું કારણ છે ?"

"ત્યારે ચાલ." બન્ને એક બીજાનો હાથ પકડીને વટેશ્વરનો ત્યાગ કરી ગઇ. ઐલાના ચાકરો કેટલેક દૂર પાલખી સાથે તેની રાહ જોઇ રહ્યા હતા. ઇસારો થતાંની સાથે જ તેઓ પાલખીની સાથે તૈયાર થઇ રહ્યા. ઐલા અને મોહિની તેમાં બેઠાં. મોહિની કોઇ વાર પાલખીમાં બેઠી નહોતીઃ તેથી પાલખી ઉંચકાતાં તે જરા ભયાતુર થઇ. તે વિહ્વળ થતી બોલી ઉઠીઃ "નહિ, નહિ, મને ઉતરી જવા દો. હું ચાલતી આવીશ."

ઐલા કઠોર સ્વરે બોલીઃ "તું અત્યારે મારી કેદમાં છે, તને હવે ઉતરી જવા દેવામાં નહિ આવે."

સોહિની રડી પડી. રડતાં રડતાં તે બોલી: "ત્યારે મને પિતાજીની પાસે લેઇ જવામાં નથી આવતી શું?"

"ના" નિષ્ઠુર ઉત્તર મળ્યો.

સોહિની તત્ક્ષણ ચૈતન્યહીન થઇને બેલાના ખોળામાં લોટી પડી!

## પરિચ્છેદ ૮ મો.

### આબુગઢનું યુદ્ધ.

મુસલમાનોની મોટી સેના હિંદુઓની પાછળ પડી હતી તેણે હિંદુઓને ઠેઠ ગુજરાતસુધી હાંકી જઇને ગુજરાતમાં હરાવવાનો નિશ્ચય કર્યો હતો. માર્ગમાં મારવાડનું રણ અને ડુંગરી પ્રદેશ ઓળંગવાનો હોવાથી મુસાફરીની ઘણી હરકતો કુતુબુદ્દીનની સામે આવી પડેલી હતી, છતાં એથી તે કાયર થયો નહિ. માર્ગમાં જે કોઈ ગામ કે નગર આવે તેને લૂંટતો, તાબે કરતો અ-થવા તો નાગરિકો પાસેથી દંડ ઉઘરાવતો તે સીધો દોડ્યો જતો હતો. મુ-સલમાન ઘોડેસ્વારો જ્યાં થઇને પસાર થતા ત્યાં આગળ ગમે તેવાં ખેતરો હોય તોપણ તેમનો નાશ થતો. ઘોડાના ચારામાં કામ લાગે તેવા પાક તે ખાઇ જતા અને બીજાં ખેતરોમાં પેસીને પણ તેઓ એટલો ભંજવાડ કરતા કે તેથી ખેતરોના પાક કેવળ નકામા થઇ પડતા. માર્ગમાંનાં કેટલાંક નાનાં ગામો તો કેવળ ઉજ્જડ થઈ જતાં હતાં, કારણકે મુસલમાનોના અત્યાચારના ભયથી નિર્બળ ગામડીયાઓ પોતાની આબરૂ જાળવવાને માલમત્તા મૂકીને નાસી જવામાં જ લાભ સમાએલો જોતા. વસ્તુતઃ તેઓનો એ ભય ખોટો નહોતો. કુતુબુદ્દીન પોતે પોતાના સૈનિકો હિંદુઓ ઉપર અ-ત્યાચાર કરે અથવા હિંદુ કુમારિકાઓના કૌમાર્યનો ભંગ કરે તેવા કાર્યને કોઇ રીતે ઉત્તેજન આપતો નહિ, પરન્તુ એવડી મોટી સેના તેના સંપૂર્ણ અંકુશમાં રહે એ સંભવિત નહોતું અને તેથી તેની નજરથી દૂર એટલા બધા અત્યાચારો થતા કે જેનું વર્ણન કરતાં આ લેખિની પણ કમ્પી ઉઠે. પોતાનો ધન, માલ અને સર્વસ્વ આપતાં છતાં કેટલાક ઘાતકી સૈનિકો તૃપ્ત થતા નહિ અને તેઓ પોતાના હવસની તૃપ્તિને અર્થે હિંદુ સ્ત્રીઓ કે કુમા-રિકાઓ ઉપર અત્યાચાર કરતા! લૂંટફાટ ચલાવવાની તો કુતુબુદ્દીને પોતાના સૈનિકોને પૂરી પરવાનગી આપી હતી. આથી ઘણાં હિંદુ કુટુમ્બો પોતાનું સર્વસ્વ ગુમાવીને રસ્તાનાં ભીખારી બન્યાં હતાં, એટલું જ નહિ પણ કેટ-લાંક દરિદ્ર કુટુમ્બો કે જેમની પાસે ધન હતું નહિ તેઓને પણ મુસલમાન-

સૈનિકોને ધનથી તૃપ્ત નહિ કરવા માટે પોતાનાં આંખ, નાક, કાન, હાથ આદિ અવયવો મુસલમાનોની છૂરીઓવડે ગુમાવવાં પડયાં હતાં! કેટલાક કુતૂહલપ્રિય સૈનિકો નિર્જન બનેલાં ગામોને આગ લગાડીને પછી તેમાંથી નીકળતા ધૂમાડાના ગોટ જોઇને ખડખડ હસી આનંદ પામતા અને તેવાં અનેક ગામડાંઓને ભસ્મીભૂત કરીને તેઓ આગળ વધતા.

**ભી**મદેવ પોતાના લશ્કર સાથે પાછળ હઠતો **સી**રોહી પ્રાંતમાં આવી પહોંચ્યો. તે વખતે **સી**રોહીમાં પરમાર રાજા **યશોધવળ**ના પુત્રો **પ્રલ્હાદદેવ** અને **ધારાવર્ષ** અનુક્રમે **આબુ** અને **ચંદ્રાવતી**માં રાજ્ય કરતા હતા. **ભી**મદેવ પાછો હઠે છે અને મુસલમાનો તેની પાછળ પડયા છે એ ખબર એ બન્નેના સાંભળવામાં આવતાં અને મુસલમાનો પોતાના પ્રાંતમાં પેસીને પણ ખરાબી નીપજાવ્યા વિના નહિ રહે એ વિચાર થતાં તેઓ પોતાની સેના સાથે મુસલમાનોની સામે થવાને તૈયાર થયા. **ભી**મદેવને મળીને એ બન્ને પરમાર ભાઇઓએ મુસલમાનોની સામે એકત્ર બળપૂર્વક લડવાનો નિશ્ચય કર્યો અને **આબુગઢ**ની નિકટમાં મુસલમાનોનો આગળ વધવાનો માર્ગ રોકીને હિંદુ એકત્ર સેના પડી.

ઉત્તરમાંથી **ગુજરાત** તરફ ચડી આવનારા કોઇ પણ લશ્કરને માર્ગમાં **મારવાડ**નું ભયાનક રણ અને **સી**રોહીમાંનો **અર્બુદગિરિ**નો ડુંગરી પ્રદેશ અડચણરૂપ થઇ પડયા વિના રહેતો નથી. **મારવાડ**ના રણમાં પાણીની તંગીને લીધે લશ્કરનાં લશ્કરો તરફડીને મરી ગયાના અને **સી**રોહી પ્રાંતના ડુંગરી પ્રદેશમાં શરદીનો ભોગ થઇને લશ્કરમાં રોગ ચાલ્યાના દષ્ટાંતો જોવામાં આવે છે. આ અડચણો કુતુબુદ્દીનને પણ નડયા વિના રહી નહિ. ગુજરાતની સેના જે માર્ગે પાછી જતી હતી તે જ માર્ગે કુતુબુદ્દીનની સેના પણ ગુજરાત ઉપર ચડી આવતી હતી અને બન્ને સેનાઓને એ રણ ઉલ્લંઘવું પડયું હતું, પરન્તુ તુરતમાં જ વર્ષાઋતુ પૂરી થઇ હતી અને શિયાળો ચાલતો હતો એટલે કેટલીક મુશ્કેલીઓ વેઠીને પણ રણનો પ્રદેશ ઉલ્લંઘી જવામાં તેને સફળતા મળી. **સી**રોહીના ડુંગરી પ્રદેશમાં આગળ વધતાં તેને કેટલીક અડચણ પડી, પરન્તુ એ મુલક બધો ઉલ્લંઘી જાય તે પહેલાં તો એકત્ર હિંદુ સેના તેનો ગુજરાતમાં જવાનો માર્ગ રોકીને બેઠી હતી એટલે **આબુગઢ** આગળ એક ભયંકર યુદ્ધ મચ્યું.

**ભી**મદેવનું લશ્કર મુસાફરીથી થાકેલું હોવાને લીધે **પ્રલ્હાદદેવ** અને **ધારાવર્ષ**નાં તાજાં સૈન્યોએ કુતુબુદ્દીનની સાથે યુદ્ધ આરંભ્યું. કુતુબુદ્દીનના લશ્કરે આ વખતે પોતાના થાકને ગણકાર્યો નહિ અને તે પણ હિંદુ

સેનાની સામે આવીને ઊભું. પરમાર ભાઇઓનું સૈન્ય અર્ધા લાખ માણસનું હતું એટલે તેમની સામે કુતુબુદ્દીને પણ પોતાનું તેટલું જ સૈન્ય ઉતાર્યું, પરન્તુ પરમારોનું સૈન્ય તાજું હોવાને લીધે તથા કુતુબુદ્દીનનું સૈન્ય થાકેલું હોવાને લીધે મુસલમાનો રણભૂમિમાં સારો દેખાવ કરી શક્યા નહિ. કુતુબુદ્દીને પોતાની સેનાના ચાર ભાગ કરી નાંખ્યા અને એક એક પ્રહરને આંતરે જૂદા જૂદા ભાગોને મોખરે લાવી બાકીના ત્રણ ભાગોને આરામ આપવાનું ચાલુ કર્યું. આ યુક્તિથી બે દિવસની ભયંકર મારામારીમાં બન્ને પક્ષો એકસરખા બળવાળા માલૂમ પડયા અને એકકે પક્ષ એક બીજાથી પાછો હઠે તેવું માલૂમ પડયું નહિ.

મિહિર ટોળાં અને ભીમદેવનું લશ્કર બે દિવસનો આરામ લેઇને રણક્ષેત્રમાં આવ્યાં. મુસલમાનોનું લશ્કર હિંદુઓના એકત્ર લશ્કર કરતાં ઘણું મોટું હતું એ ભીમદેવ તુરત સમજી ગયો હતો તોપણ તેને પોતાના દેશબાંધવોના બળમાં વધારે વિશ્વાસ હતો અને તેથી મુસલમાનોને પાછા નસાડવાની તેનામાં હિંમત હતી. બે દિવસના આરામ પછી તેના લશ્કરમાં નવું જોમ ઉમેરાયું હતું અને રણક્ષેત્રમાં આવતાંની સાથ જ તેણે મુસલમાન સેના ઉપર તીરોનો વરસાદ વરસાવીને પોતાની યુદ્ધકુશળતા દર્શાવી. કુતુબુદ્દીને પણ પોતાના લશ્કરના પોણા ભાગને યુદ્ધમાં ઉતારીને હિંદુઓ સામે મારો ચલાવ્યો અને એ ભીષણ યુદ્ધમાં પહેલો દિવસ બન્ને પક્ષોને માટે એકસરખો વ્યતીત થયો.

પરંતુ હિંદુ સેનામાં જે ઉત્સાહ હતો તે ઉત્સાહ તેના સેનાપતિઓમાં જોવામાં આવતો નહોતો. તેઓ મુસલમાનોની મોટી સેનાથી ડરી ગયા હતા અને તેથી પોતાના આત્મવિશ્વાસને ગુમાવી બેઠા હતા. જે ધૈર્ય ભીમદેવમાં હતું તે ધૈર્ય પોતાના સેનાપતિઓમાં નથી એવું ભીમદેવ જોઇ શકયો હતો, તોપણ પોતે પોતાના સેનાપતિઓના મનની નિર્બળતાને જાણી ગયો છે એવું બહારથી તેણે જણાવા દીધું નહોતું. તે તો એવું જ જણાવતો કે પોતે પોતાના સેનાપતિઓને સંપૂર્ણ ધીરવીર જુએ છે અને તેઓનામાં મુસલમાનોને હરાવીને નસાડવાની પૂરી હિંમત છે. મિહિર ટોળાં ભીમદેવ પાસે હાથોહાથના યુદ્ધની માંગણી કરતાં હતાં, પરંતુ કુતુબુદ્દીન એવી રીતે યુદ્ધનો વ્યૂહ રચતો હતો કે જેથી હાથોહાથના યુદ્ધનો સંભવ બહુ દૂર જવા પામે. કુતુબુદ્દીનનો સિદ્ધાંત એવો હતો કે જ્યાંસુધી હિંદુ સેના સંપૂર્ણ રીતે સુવ્યવસ્થિત હોય ત્યાંસુધી હાથોહાથના યુદ્ધને માટે તેના કોઇ પણ ભાગ તરફ ધસી જવું નહિ; અને જ્યારે એવું માલૂમ પડે કે તેનો અમૂક ભાગ ખળભળી ગયો છે અને નાસવા લાગ્યો છે ત્યારે તેના તરફ ધસી જવું અને નાસતા હિંદુઓની

કત્લ ચલાવવી. કદાચ હિંદુ સેના હાથોહાથના યુદ્ધને માટે ધસી આવે તો પાયદળ હિંદુઓની સામે તે ઘોડેસ્વારોની ટુકડીને મોકલી દેતો અને પોતાના પાયદળ સૈનિકોને પાછા બોલાવી લેતો કે જેથી હિંદુઓ હાથોહાથના એવા અસંભવિત યુદ્ધમાં આગળ ધસી શકે નહિ. કુતુબુદ્દીનની આ યુદ્ધકળાથી મિહિર ટોળાંમાં કાંઇક નિરાશાનો સંચાર થવા લાગ્યો, કારણકે તેઓની સંખ્યા દુશ્મનોના મારાથી ઘટતી જતી હતી અને તેઓને પોતાના બાહુબળનો સ્વાદ દુશ્મનને ચખાડવાનો કોઇ લાગ મળતો નહોતો.

પરમાર ભાઇઓ આ યુદ્ધમાં ભારે બહાદુરીથી લડયા કારણકે ગુજરાતમાં જવાના માર્ગમાં તેઓનો મુલક આવેલો હોવાથી કુતુબુદ્દીન તેઓને હેરાન કરવામાં કશી ન્યૂનતા રાખે તેમ નહોતું. પરંતુ ચાર દિવસના ભીષણ યુદ્ધ પછી પાંચમે દિવસે કુતુબુદ્દીને પોતાના આખા લશ્કરને મોકલીને હિંદુ લશ્કરને ખાખીવીખી કરી નાંખ્યું. પરમાર ભાઇઓના લશ્કરને, મિહિર ટોળાંને અને ભીમદેવના લશ્કરને તેણે ત્રણ જૂદા જૂદા ભાગોમાં પાછાં હઠાવી દીધાં અને તેથી હિંદુ લશ્કરનું એકત્ર મોટું બળ ખંડિત થતાં તેઓનું ધૈર્ય નાશ પામ્યું. ત્રણે લશ્કરોમાં જે કોઈ નિર્બળ મનના સૈનિકો હતા તેઓ તુરત નાસવા લાગ્યા, જેઓ જીતવાને અથવા મરવાને જ રણભૂમિમાં આવ્યા હતા તેઓ લડયા તથા મરણ પામ્યા અને જેઓ મરવા ઇચ્છતા નહોતા તથા નાસી જવાનો લાગ મેળવી શકયા નહોતા તેઓ પોતાનાં હથિયાર દુશ્મનને સોંપીને તેઓના કેદી થયા—ગુલામ બન્યા. ભીમદેવ હવે પોતાની સંપૂર્ણ દુર્દશાના સમયને ઓળખી ગયો. તેણે નાસતા સૈનિકોને પાછા વાળવાનો યત્ન કર્યો પણ વ્યર્થ ગયો. સેનાપતિઓ ઉપર ક્રોધ દર્શાવીને લશ્કરની હાર નહિ તૂટવા દેવાનો તેણે હુકમ કર્યો પણ કોઇએ તે ન ગણકાર્યો અને સૌ પોતપોતાની મરજી મુજબ વર્તવા લાગ્યા. બન્ને લશ્કરો ભેળાઈ જવાની અણી ઉપર હતાં, એવામાં મિહિર ટોળાં દુશ્મનોની સામે હાથોહાથનું યુદ્ધ કરવાને ધસી ગયાં. સામસામી ભયંકર કત્લ ચાલી અને તેનું પરિણામ હજી સંદિગ્ધ હતું એવામાં પરમાર ભાઈઓનું લશ્કર રણભૂમિ મૂકીને નાસી ગયું! ત્યાંથી બચેલા મુસલમાન લશ્કરે એકાએક આવીને મિહિર ટોળાંને ઘેરી લીધાં! પંદર હજાર મિહિર લોકોને એક લાખ મુસલમાનો ઘેરી વળ્યા! ઓ પ્રભુ! હવે શો ઉપાય?

હિંદુ સેનાની આ સ્થિતિ જોઇને ભીમદેવ લાચાર બની ગયો! સેનાપતિઓ તેની પાસે દોડી આવ્યા અને બોલ્યા: "મહારાજ! હવે નાસવા માંડો, બીજો કશો ઉપાય રહ્યો નથી!" ભીમદેવ પોતાનો જીવ બચાવવાનો વિચાર કરે તે પહેલાં તો રહ્યાસહ્યા રજપૂતોએ પૂંઠ બતાવી. એક ચાકરે ભીમદેવની

આજ્ઞા વિના જ તેને માટે એક અશ્વ આણી આપ્યો. કિંકર્તવ્યવિમૂઢની પેઠે કશું બોલ્યા વિના તે અશ્વ ઉપર બેઠો અને અશ્વને પોતાની રાજધાનીના નગર તરફ હંકાર્યો!! અહો! મૂળરાજ, ભીમ બાણાવળી, સિદ્ધરાજ અને કુમારપાળ જેવા ચૌલુક્ય રાજાઓના વંશજે પલાયન કર્યું! બાકીનું લશ્કર પણ ગુર્જર પતાકાને દૂર નાસતી જોઇને તેની સાથે જ નાસવા માંડયું. ગુજરાતમાં પેસવાનો માર્ગ હવે મુસલમાનોને માટે મોકળો થયો!

એ યુદ્ધમાં પચાસ હજાર હિંદુઓનાં મુડદાં પવિત્ર અર્બુદગિરિની તળેટીમાં દટાયાં અને તેઓના લોહીથી અર્બુદા દેવીનું ખપ્પર છલાછલ ભરાઈ ગયું! વીશ હજાર હિંદુઓ મુસલમાનોના કેદી થયા અને તેઓ પોતાના શરીરની સાથે ધર્મને પણ હારી જઇને મુસલમાન થયા! ગુજરાતના ભાવી પતનનો એ પ્રસ્તાવ થયો!

હિંદુઓના લોહીથી ભરાએલા ખપ્પરથી પણ દેવી તૃપ્ત થઈ નહિ હોય તેમ માનીને ભીમદેવે પાછા ફરતાં અર્બુદા દેવીની યાત્રા કરી અને પોતાનાં અશ્રુથી એ મહાદેવીનું ખપ્પર ભરી દઇને પ્રાર્થના કરીઃ "ઓ દેવી! તું મને શામાટે જીવતો રાખીને મારી રાજધાનીમાં પાછો લેઈ જાય છે? શું જીવનરાજ વિના મારી અને મારા લશ્કરની આવી દશા આવી? જો એ અત્યારે હોત તો આ ભીમદેવ મુસલમાનોને નસાડી ચૂક્યો હોત અથવા તો હે દેવી! તારા ચરણમાં જ પોતાનું શરીર સમર્પણ કરવા ભાગ્યશાળી થયો હોત! હે જગજ્જનની! એ મારા જીવનને મારી પાસે મોકલ અને મને આ કલંકમાંથી બચાવ!"

* * * * *

કુતુબુદ્દીનનું લશ્કર આ પાંચ દિવસની મોટી લડાઇથી બહુ જ થાકી ગયું હતું, તેથી હિંદુઓની પૂંઠ પકડવાનું તેણે વાજબી માન્યું નહિ. ઘાયલ થયેલાઓના ઘા રૂઝાઇ જાય, માંદા પડેલાઓ સાજા થાય અને થાકી ગયેલાઓનો થાક ઉતરે ત્યાંસુધી તે તે જ સ્થળે છાવણી નાંખીને રહ્યો. વધારે ખોરાકનો જથો તેણે એકઠો કરવા માંડયો અને તેમ કરવામાં તેને બહુ અડચણ નડી નહિ, કારણકે આસપાસનાં સેંકડો નાનાં ગામોના વતનીઓ પોતાનાં માલમિલકત એમનાં એમ મૂકીને નાસી ગયા હતા તથા ખેતરોના માલીકો અનાજની કાપણી કર્યા પહેલાં જીવ બચાવવાને ક્યાંના ક્યાં છુપાઈ ગયા હતા. એક પખવાડીયાસુધી એ સ્થળે છાવણી રાખવાનો નિશ્ચય કરીને કુતુબુદ્દીન ત્યાં જ પડયો રહ્યો અને તે દરમિયાન હિંદુઓ તરફથી કશો ઉપદ્રવ નહિ થવાથી તે હસતે ચહેરે ખુદાનો આભાર માનવા લાગ્યો.

# પંચમ ખંડ-પતન.

## પરિચ્છેદ ૧ લો.

### આકસ્મિક આપત્તિ.

બેલા બીબીએ મોહિનીને લેઇને નાસતાં નાસતાં દિલ્હીનો માર્ગ ગ્રહણ કર્યો. તેનો હેતુ એ હતો કે મોહિનીને દિલ્હીમાં અથવા એ મુલકમાં કોઇ બીજે સ્થળે રાખવી અને યુદ્ધ પૂરૂં થાય અથવા જીવનરાજના હૃદયમાંથી મોહિનીનું સ્મરણ દૂર થવા પામે ત્યાંસુધી તેને પાછી ગુજરાતમાં લાવવી નહિ. આ હેતુથી તે દિલ્હીનો માર્ગ પકડીને ચાલતી હતી, પરન્તુ એવામાં તેના જાણવામાં આવ્યું કે ભીમદેવ આબુગઢ આગળના યુદ્ધમાં હાર ખાઇને પાછો ફરે છે અને મુસલમાનો આબુગઢ પાસે છાવણી નાંખીને પડ્યા છે. દિલ્હી તરફ જવાના માર્ગમાં જ મુસલમાનો પડેલા હોઇને અને પોતાની સાથે એક નવયૌવના બાલિકા હોઇને પોતાના સંરક્ષણની બાબતમાં બેલાને ભીતિ ઉત્પન્ન થઇ. મુસલમાનોનું લશ્કર તે માર્ગપરથી પસાર થઇ જાય અને માર્ગ મોકળો થાય એટલે મુસાફરી કરવાનો વિચાર કરીને બેલાએ દૂરના એક નાના ગામડામાં રોકાવાનું ઉચિત માન્યું.

પંદરેક દિવસ એવી રીતે ચાલ્યા ગયા એટલે આબુગઢ પાસેની છાવણી ઉઠાવીને કુતુબુદ્દીને ગુજરાતમાં પ્રવેશ કર્યો. જે કોઇ નાનાં મોટાં ગામો માર્ગમાં આવે તેને લૂંટવાં, બાળવાં અને નિર્દોષ પ્રજાજનોને ત્રાસ આપવો એ જ પઠાણ સૈનિકોનો હમેશનો ઉદ્યોગ હતો. બેલા જે ગામડામાં રહેતી હતી તે ગામડાના લોકો પણ મુસલમાનોની બીકને લીધે નાસી ગયા અને ગામ ઉજ્જડ બની ગયું. બેલા થોડો વખત તો હિંમત રાખીને રહી પરન્તુ જ્યારે તેણે જોયું કે આખા ગામમાં પોતાના ચાર માણસો અને પોતે બે સ્ત્રીઓ સિવાય બીજું કોઈ જ નહોતું, ત્યારે તેનું ધૈર્ય ટકી શક્યું નહિ. તે ગામડેથી નજીકના કોઇ બીજા ગામમાં નાસી જવાનો તેણે પણ વિચાર કર્યો, અને પાલખીમાં બેસીને નાસવા માંડ્યું. એ ઉજ્જડ ગામડામાંથી પાલખી નીકળી તે ચાર પઠાણ સૈનિકોના જોવામાં આવી અને તેઓ તેની પાછળ પડ્યા. કુતુબુદ્દીનની છાવણી પણ એ પ્રદેશની નજીકમાં જ પડી હતી એટલે આસપાસનાં બીજાં ગામો પણ પઠાણોના ત્રાસનો ભોગ થઇ

વિભૂષિત કરતો, પરન્તુ રોહિણીને તે સઘળું ત્રાસજનક લાગતું હતું. નિરાધાર કેદી અવસ્થામાં તે પોતાનું પાવિત્ર્ય ગુમાવી બેઠી હતી અને ઘણી વાર પોતાની ગરીબડી માતાને સંભારીને રડતી હતી, પરન્તુ તે અત્યારે નિરર્થક હતું. તેને એ અલંકારો કે વૈભવ જોઈતાં નહોતાં પરન્તુ પોતાનાં માતાપિતાની તૂટી ફૂટી ઝુંપડી જોઇતી હતી, પરન્તુ તેટલુંએ તેના ભાગ્યમાં નહોતું !

બેલા અને મોહિનીની પાછળ પડેલા પઠાણો સત્વર એ ઘરની પાસે આવી પહોંચ્યા અને તેઓએ ઘર ઉપર હલ્લો કર્યો. દ્વાર જીર્ણ થઇ ગએલું હતું એટલે તે ઉપર એક બે લાતો પડતાંની સાથે જ તૂટી પડયું, અને પઠાણો અંદર પેઠા. રોહિણીનો પેહેરેગીર પહેલાં તો તેમની સામે થયો પરંતુ પોતાની સામે એકીસાથે ચાર તલ્વારો ઉપડેલી જોઇને ચુપચાપ બની ગયો. દાસી અને રોહિણી ચિત્કાર કરી ઉઠ્યાં. મોહિની તો એ ત્રાસજનક દૃશ્ય જોતી એક ખૂણામાં ગુપચુપ ઊભી રહી, પરંતુ બેલા શાન્ત રહી શકી નહિ. ડાબો પગ જરા આગળ કરીને, એક સિંહણીની પેઠે ડોક વાંકી કરીને અને હાથમાં તલ્વાર લેઇને તે ભૈરવીની મૂર્તિની પેઠે ઊભી રહી ! સાડીનો છેડો માથાપરથી ખસી ગયો હતો, લાલ કંચુકી ઉન્નત વક્ષના આંદોલનથી ગતિમાન ભાસતી હતી અને નાગણીના જેવી છૂટી કેશકબરી દોલાયમાન થતી હતી. પ્રવાળ સરખા અધરોષ્ઠને દાબતી અને નેત્રોમાંથી વિદ્યુજ્જ્યોતિને સ્ફુરાવતી એ પ્રલયંકરી મૂર્તિ પોતાના શત્રુની સામે થવાને સજ્જ થઇને ઊભી. એ અપૂર્વ સૌંદર્યને જોઇને પઠાણો ક્ષણભર સ્તબ્ધ બની ગયા અને આગળ નહિ વધતાં અટકીને ઊભા. તેમને સ્તમ્ભિત જોઇને બેલા હાથમાંની તલવારને ઉંચી કરતી ગર્જના કરી રહીઃ "ચાલ્યા આવો, કેમ અટકી ગયા ?"

પઠાણોને પોતાના વિસ્મયમાંથી કાંઇક અવકાશ મળ્યો. તેઓમાંનો એક બોલ્યોઃ "ઓહો ! કેવી ખૂબસુરત દિલબર ? બીબીજાન ! અમને દુશ્મન નહિ સમજતાં ખસમ સમજો." બીજો દાઢી–મૂછ ઉપર હાથ ફેરવતો બોલ્યોઃ "કોઈ આવી ચીજ મળે તો ગઝની છોડીને ગુજરાતમાં રહેવાનું મને બહુ ગમે." ત્રીજો પઠાણ તો બેલાને જોઇને કશું બોલવાનું નહિ સૂજવાથી હસવા જ લાગી ગયો અને ચોથો તેને પકડવાને આગળ થયો. બેલા સિંહણીની પેઠે ગર્જના કરતી બોલીઃ "સાવધ રહેજો ! જે આગળ આવશે તે મરશે એ નક્કી સમજજો !" પરંતુ પઠાણે માન્યું નહિ. તે બેલાની તદ્દન નજીકમાં આવ્યો અને બેલા તલવારવાળો હાથ ઉંચો કરીને

તેનો ઘા કરવાની ચેષ્ટા કરે છે એવામાં પઠાણે તેનો હાથ જ પકડી લીધો અને હસતો હસતો બોલ્યોઃ "અય બીબીજાન! ઇતના ગુસ્સા મત કરિયો!"

આ બાજુએ રોહિણીએ ગભરાટને લીધે બૂમરાણ કરી મેલ્યું અને એ નિર્જન ગામડાને ગજાવી મેલ્યું. "અરે કોઇ આવો, અમને આ પિશાચોના હાથમાંથી બચાવો" એમ બોલતી તે બારણા ભણી દોડી પરન્તુ તેને બહાર નીકળવા દેવામાં આવી નહિ. એક પઠાણે પૂછ્યુંઃ "આ શ્મશાનમાં તું કોને બોલાવે છે?"

રોહિણીએ ઉત્તર આપ્યોઃ "ભગવાનને–શ્મસાનવાસિની મહાકાળીને હું બોલાવું છું! હે મા! કોઈ પણ વખતે તને બોલાવી નથી, પણ આ વખતે તને હું બોલાવું છું–તું અમારૂં રક્ષણ કર! પિશાચોનાં રૂધિર પીને તૃપ્ત થા, માતા!"

પઠાણ બોલ્યોઃ "અહીં તારૂં રક્ષણ કોણ કરનાર છે? જે કોઇ આવશે તેના ટુકડે ટુકડા કરીને અમે રોટી ખાઇશું!"

રોહિણી ભયથી ધ્રૂજી ઉઠી. છાતીફાટ સ્વરે તે બૂમ પાડી ઉઠીઃ "અરે કોઇ અહીં આવો, અમને બચાવો! ઓ પ્રભુ! અમારી વ્હારે ધા!"

એ જ ચિત્કારના ઉત્તરમાં "કોણ ભયમાં છે? ડરશો નહિ" એમ બોલતું કોઈ એ જ ઘરમાં ઘુસી આવ્યું! પઠાણોનાં અને બીજા સૌનાં ધ્યાન તે આગન્તુક વ્યક્તિ તરફ ખેંચાયાં. તે વ્યક્તિને જોતાં જ બેલા વિસ્મિત સ્વરે બોલી ઉઠીઃ "એ કોણ? જીવનરાજ પોતે?"

ખરેખર, એ જીવનરાજ પોતે જ હતો. તેના ઘા સારા થઇ ગયા હતા અને તેથી તે રામગામ છોડીને એક અશ્વપર મોહિનીની શોધમાં પરિભ્રમણ કરી રહ્યો હતો. વટેશ્વરમાં તે જઇ આવ્યો હતો પણ ત્યાં તેને મોહિની કે નૃસિંહ સ્વામીનો મેલાપ થયો નહિ કે તેઓ ક્યાં ગયાં છે તેના સમાચાર પ્રાપ્ત થયા નહિ. પરન્તુ એટલેથી જીવનરાજ નિરાશ થયો નહોતો. મોહિનીનું નામ જપતો, તેની સૌંદર્યમયી મૂર્તિનું ધ્યાન ધરતો અને સ્વકર્ત્તવ્યનું વિસ્મરણ કરતો તે આસપાસનાં ગામડાંઓમાં, વનમાં, અને ખંડેરોમાં ભટક્યાં કરતો હતો. પોતાના દેહની દશાનું પણ તેને ભાન નહોતું તો પછી દેશની દશાનું તો ક્યાંથી જ હોય? તે મોહિની પાછળ ઘેલો બની ગયો હતો–તેણે મોહિનીની મૂર્તિ પાછળ પોતાનું મગજ ગુમાવ્યું હતું. અરણ્યમાં ભ્રમતો ભ્રમતો તે આ ગામડાનાં બળતાં ઘરોની વચ્ચે થઇને જતો હતો એવામાં રોહિણીના ચિત્કારે તેનું આકર્ષણ કર્યું હતું અને તે સત્વર ત્યાં આવી પહોંચ્યો હતો. અશ્વપરથી ઉતરીને જેવો તે ઘરમાં પેઠો કે તુરત જ ત્યાંનો સર્વ પ્ર-

કાર જીવનરાજના લક્ષમાં આવી ગયો. બેલાનો હાથ પકડનાર પઠાણ ઉપર જ સૌથી પહેલાં તે ધાયો અને તલવારના એક ફટકાવડે જ તેને ભૂશાયિત કર્યો. તત્ક્ષણ બાકીના ત્રણ પઠાણો જાણે કે યુદ્ધભૂમિમાં યુદ્ધ કરવા ઉતરી પડ્યા હોય એવી રીતે "અલ્લાહો અકબર" ની ગર્જના કરતા જીવનરાજ ઉપર તૂટી પડ્યા. જીવનરાજ કાંઇ અસાવધ નહોતો. તે શત્રુઓની સાથે શસ્ત્રચાલન કરતાં આત્મરક્ષણ કરવા લાગ્યો. એક નાના ઘર જેવડી સાંકડી જગ્યામાં ત્રણ દુશ્મનોની સાથે યુદ્ધ કરીને જય મેળવવો એ ઘણું કઠીન કાર્ય હતું. બેલા થોડીએક ક્ષણ તો દૂર રહી, પણ જ્યારે તેણે જોયું કે ત્રણે પઠાણો જીવનરાજની સાથે લડવાના જ ધ્યાનમાં છે, ત્યારે તેણે એકાએક પાછળથી ધસી જઇને એક પઠાણ ઉપર ઘા કર્યો. બીજા બે પઠાણોનું ધ્યાન પણ બેલા તરફ ખેંચાયું અને તેઓના હાથ બેલાપર ઉંચકાયા તે જ ક્ષણનો લાભ લેઇને જીવનરાજે એક બીજા પઠાણનો શિરચ્છેદ કરી નાંખ્યો. ત્રણ પઠાણોની આ અવદશા થએલી જોઈને ચોથો ત્યાંથી સત્વર નાસી ગયો. તત્ક્ષણ જીવનરાજના ધ્યાનમાં આવ્યું કે બહાર પોતે પોતાનો ઘોડો રાખ્યો છે તે કદાચ પેલો નાસી છૂટેલો પઠાણ લેઇ જશે! સત્વર જીવનરાજ બહાર આવ્યો અને તેણે જોયું કે પોતાની શંકા ખરી હતી. નાસી જનાર પઠાણ અશ્વ ઉપર ચડવાની તૈયારીમાં જ હતો એવામાં જીવનરાજ આવી પહોંચતાં અશ્વને છોડીને તે મૂઠીઓ વાળી પલાયન કરી ગયો અને જોતજોતાંમાં દૃષ્ટિ બહાર થઈ ગયો.

---

## પરિચ્છેદ ૨ જો.

---

### સુખદુઃખની વાતો.

જીવનરાજે અશ્વ ઉપરનું વિખરાઇ ગએલું પલાણ સમું કર્યું અને પાસેના વૃક્ષના થડ સાથે તેને બાંધવા માંડ્યો, એવામાં પાછળથી એક મધુર સ્વર સંભળાયો: "રાજાજી!"

જીવનરાજે સવિસ્મય પાછું વાળીને જોતાં ઉત્તર આપ્યો: "એ કોણ? એ તો બેલાનો જ સ્વર!"

"આપનું અનુમાન ખરૂં છે."

"બેલા! તું અહીં ક્યાંથી?" અત્યારસુધી જીવનરાજે બેલાને ઓળખી નહોતી.

" જ્યાં જીવનરાજ ત્યાં જ બેલા ! " બેલાએ કહ્યું. જીવનરાજ કાંઈ ન બોલ્યો. તેનું હૃદય કાંઈક સંકોચનો ભાસ આપવા લાગ્યું. બેલા બોલી: " રાજાજી ! આ સ્થળે આપણી વાતચીત નહિ થઈ શકે, માટે જરા દૂર ચાલો !"

" ક્યાં જઈશું ? ચારે દિશાએ શ્મશાન જ નજરે પડે છે. "

" શ્મશાન જ આપણી વાતચીતને માટે ઉપયોગી સ્થાન છે. " એમ બોલતી બેલા એક દિશાએ આગળ ચાલી અને જીવનરાજ તેની પાછળ પાછળ દોરાયો. બન્ને થોડેક દૂર આવેલા એક અર્ધદગ્ધ વડના ઝાડની નીચે બેઠાં. બેલા બોલી: " રાજાજી ! ઘણા દિવસ પછી આજ તમને જોયા. "

જીવનરાજ બોલ્યો: " હા, ખરી વાત; ઘણા દિવસ પછી આજે આપણે અચાનક મળી ગયાં."

વાત અટકી પડી. બેમાંથી એકકેને શું બોલવું તે સૂઝ્યું નહિ ! અહો ! હૃદયની વાતો કરવામાંથી જેઓ થોડા વખત પહેલાં જરા પણ નવરાં પડતાં નહોતાં, તેઓને આજે વાતચીતનો કશો વિષય મળતો નથી ! થોડીએક ક્ષણો પછી એ નીરવતાને ભંગ કરતાં બેલા બોલી: " યુદ્ધના ભયાનક સમયે આપ લશ્કરને છોડીને અહીં ક્યાંથી આવી ચડ્યા ? "

" તેનું એક કારણ છે. "

" તમે નહિ જાણતા હો કે મહારાજા ભીમદેવના લશ્કરને હરાવીને મુસલમાનો ગુજરાતમાં પેસી ચૂક્યા છે અને આ ઉજ્જડ ગામ આગનો ભોગ થયું છે તે પણ તેમના જ પ્રતાપે ! "

" હું તે જાણું છું."

" જો જાણો છો તો પછી તમે અહીં ક્યાંથી ? "

" જે રસ્તાનો ભિખારી હોય તે બીજું શું કરે ? "

" તે પણ શત્રુને મારે, દેશમાંથી શત્રુને હઠાવવાનો ઉદ્યોગ કરે અને છેવટે પ્રાણ આપે. "

" પ્રાણ આપતાં છતાં પણ શત્રુનો પરાજય ન થાય તો ? "

" તેવો કશો પ્રયત્ન કર્યો છે ? જો નથી કર્યો તો પછી કેવી રીતે જાણ્યું કે ગુજરાતમાં પેઠેલા મુસલમાનોને પાછા નહિ હઠાવી શકાય ? "

" મારી પાસે સૈન્ય નથી. હું એકલો શું કરું ? "

" સૈન્ય તો ઘણુંએ છે, પણ યોગ્ય નેતાને અભાવે તે બિચારું કશું કરી શકતું નથી. કાંતો મરે છે, શત્રુની કેદમાં પડે છે કે પૂંઠ બતાવે છે ! છતાં જો વધુ સૈન્ય જોઈતું હોય તો આપને માટે સૈન્ય એકઠું કરી આપવાનું હું માથે લઉં છું ! " એક વીરાંગનાની પેઠે નેત્રામાંથી અપૂર્વ જ્યોતિ સ્ફુરાવતી બેલા બોલી.

"બેલા ! બેલા ! ધન્ય છે તને ! તું ખરેખર દેવી છે, પરન્તુ મારી પાસે ધન નથી !"

"ધન ? ધન મહારાજા ભીમદેવ પાસે ક્યાં નથી ? તે તમને જોઇએ તેટલી સાહાય્ય આપવા તૈયાર છે, તેમ છતાં વિશેષ ધન જોઇતું હોય તો તે હું આપીશ. આ કિંકરીએ ભારતવર્ષમાં નૃત્યાંગનાનો ધંધો કરીને લાખો દામની કમાણી કરી છે તે તમોને અર્પણ કરવા તૈયાર છે !"

"નહિ, નહિ, તારૂં ધન હું કેમ ગ્રહણ કરૂં ? તારૂં ધન લેવાને હું યોગ્ય નથી."

"યોગ્ય અયોગ્યનો વિચાર છોડીને માત્ર કર્ત્તવ્યસિદ્ધિનો વિચાર કરો."

"બેલા ! તું નથી જાણતી કે મારા મનની ગતિ અત્યારે અતિ પરિવર્તિત છે. તને હું જીવનપર્યંત ભગિની તરીકે સંભારતો રહીશ, પરન્તુ તારા પ્રત્યે પતિભાવ રાખી શકીશ નહિ અને તેથી તારૂં ધન હું ગ્રહણ કરી શકીશ નહિ."

"હું પણ તેવી આશા રાખતી નથી. હું એક યવની-વારાંગના-ક્ષુદ્ર કરતાં પણ ક્ષુદ્ર સ્ત્રી છું એટલે તમારા પ્રેમની વાંચ્છના રાખવાને પણ હું યોગ્ય નથી. તેવી કશી આશાથી પણ હું તમારી પાસે આવી નથી. આજે ને આજે તમે મને એક નૃત્યાંગના લેખીને તિરસ્કારી કાઢો, તથાપિ હું તમારા ચરણની સેવાથી જરાએ દૂર થવાની ઇચ્છા નહિ રાખું. હું તમારી પાસેથી કશું લેવાને આવી નથી, મારૂં સર્વસ્વ આપને અર્પણ કરવાને જ હું તમારી પાસે આવી છું."

"અહો, બેલા ! તું આટલી ઉદાત્ત સ્વભાવવાળી હશે, તે હું આજ સુધી જાણતો નહોતો. તારા જેવી રમણી આ સંસારમાં બીજી કોઈ જ નહિ હોય; તોપણ કહું છું કે બેલા ! હું તારૂં ધન તો નહિ જ લેઉં ?"

"મારો અપરાધ શું છે ?"

"અપરાધ ? હાય ! અપરાધ તો મારો જ છે ! બેલા ! આજે શામાટે હું આ અરણ્યોમાં પરિભ્રમણ કરૂં છું તે શું તું જાણે છે ?"

"હા, જાણું છું !"

"જાણે છે ? ! શું જાણે છે, કહે ? !" જીવનરાજે મોટું આશ્ચર્ય દર્શાવ્યું.

"હું જાણું છું કે તમે કોને શોધવા પાછળ માન, યશ, લજ્જા, રાજધાની, અને સ્વસ્વનો ત્યાગ કર્યો છે અને ફકીરી વેશે ભૂખ્યા-તરસ્યા ચોમેર ભ્રમણ કરી રહ્યા છો. શું કહું, રાજાજી ! એ સઘળું ભાગ્યચક્રનું જ પરિભ્રમણ છે, નહિતો જેના બાહુબળથી પઠાણો થરથર ધ્રૂજે છે, જેના

યુદ્ધકૌશલ્ય આગળ કુતુબુદ્દીન પણ વિચારગ્રસ્ત બની જાય છે અને જેના શૌર્ય ઉપર આખું ગુજરાત પોતાના રક્ષણનો આધાર રાખે છે તે એક ક્ષુદ્ર બાલિકાના રૂપમાં વિમુગ્ધ થઇને મુસલમાનોના હાથમાં પોતાના રાજ્યની માતૃભૂમિને કેમ જવા દે? હા ઇશ્વર! આ જ ચક્ષુઓએ જીવનરાજની મતિનું આવું અધઃપતન જોયું?!"

જીવનરાજ નિરૂત્તર બની ગયો. બેલાના શબ્દોએ તેના અંતરાત્મા સુધી અસર કરી મેલી. તે ક્ષણભર ચૂપ રહીને ધીમે ધીમે બોલ્યો: "બેલા! તારૂં કથન અક્ષરશઃ સત્ય છે, પરન્તુ હું શું કરૂં? હું સઘળું સમજું છું, પરન્તુ કોઇ પ્રકારે ચિત્તવેગનું દમન કરી શકતો નથી!"

"હું ચિત્તવેગનું દમન કરવાની વાત કરતી નથી પરન્તુ તેનો થોડો વખત સંયમ કરવાનું કહું છું. પહેલાં દેશનું હિત સાધીને પછી સ્વાર્થ સાધવામાં ગુંથાઓ તો શી હરકત છે? મોહિની કાંઇ થોડા દિવસમાં નાસી જવાની નથી, પરન્તુ તે થોડા દિવસમાં સ્વદેશ તો શત્રુઓના હાથમાં ચાલ્યો જશે!"

"હા, ભગવાન્! હું એ સઘળું સમજું છું અને શરીરમાં બળ છતાં મનની નિર્બળતાથી હું દેશ ગુમાવીશ તથા મોહિનીને પણ ગુમાવીશ!"

"નિરાશ ન થાઓ! તમે અત્યારે યત્નશીલ બનો અને પછી તમને બન્ને મળશે; દેશ પણ શત્રુના હાથમાં જતો બચશે અને મોહિની પણ તમને મળશે."

"હાય! કદાચ દેશ બચશે પણ મોહિની તો મને નહિ જ મળે!"

"મળશે, મળશે, રાજજી! નિરાશ ન થાઓ! હું વચન આપું છું કે મોહિનીને હું પોતે તમારી સમક્ષ લાવીને રજુ કરીશ."

"તું મોહિનીને લાવી આપીશ?" જીવનરાજ કિંચિત્ આશાથી ચમકતે વદને બોલ્યો.

"હા લાવી આપીશ–ખુદાના કસમ લેઇને કહું છું કે હું તેને લાવી આપીશ."

"બેલા! તું દેવી છે કે માનવી તે હું સમજી શકતો નથી! જરા વિચાર કર, બેલા! મોહિનીની પ્રાપ્તિ થયા પછી આ જીવનરાજ તારા તરફ નજર પણ કરનાર નથી! એક સ્નેહબિંદુ પણ તને તેના તરફથી પ્રાપ્ત થનાર નથી."

"રાજજી! હું તમારા સ્નેહવારિની આશા રાખતી પણ નથી. તમે કોઈ પણ રીતે સુખી થાઓ, એ જ આ જીવનની કૃતાર્થતા છે."

" ત્યારે, બેલા ! હું જઉં છું ! તારા ઉપદેશને માન્ય કરીને પાટણના રાજ્યનો ઉદ્ધાર કરવાને હું હવે જઉં છું."

" પણ રહો ! એવી પ્રતિજ્ઞા કરો કે જ્યાંસુધી શત્રુઓને ગુજરાતની ભૂમિમાંથી દૂર હાંકી કાઢશો નહિ, ત્યાંસુધી મોહિની તરફ નજર પણ કરશો નહિ."

" એ પ્રતિજ્ઞા મને કબૂલ છે, હવે હું જઉં છું."

" રાત્રિ પડવા આવી છે, એટલે રાત્રે ક્યાં જશો ? અત્યારે તો અહીંજ રહો, પ્રભાતે ચાલજો."

" અહીં ક્યાં ? આ વૃક્ષતળે ? પેલા ઘરમાં નહિ રહી શકાય ?"

" એ સ્થળે આપને માટે જગ્યા થઇ શકે તેમ નથી, કારણકે ઘર નાનું છે અને તેમાં કેટલીક બાળાઓ છે."

" વારૂ, ત્યારે આ સ્થળે જ રાત્રિ ગાળીશ, પરન્તુ મારે તને એક એક વાત પૂછવાની છે."

" પૂછો, શું છે તે વાત ?"

" જ્યારે હું પેલા પઠાણો સાથે લડતો હતો, ત્યારે કોઈ એક બાળાએ એકાએક પાછળથી આવીને એક પઠાણને કાપી નાંખ્યો, તે બાળા કોણ હતી ?"

" તે જાણવાની તમોને શી અગત્ય છે ?"

" તે જ વીર બાળાએ મારા જીવનનું રક્ષણ કર્યું છે, તેથી તેને એક વાર જોઇને હું સુખી થવા ઇચ્છું છું." જીવનરાજે કૃતજ્ઞતાપૂર્વક કહ્યું. પઠાણોને મારવાના એકાગ્ર ધ્યાનમાં તે બેલાને ઓળખી શક્યો નહોતો.

" તે તો ક્યાંય ચાલી ગઇ છે." એમ બોલતી બેલા ત્યાંથી ચાલી ગઇ અને થોડી વારમાં તે અંધકારમાં અદૃશ્ય થઈ ગઈ. થોડી વારમાં જીવનરાજને માટે થોડું એક ખાવાનું લેઇને તે પાછી ફરી અને સાથે એક કામળો પણ લેતી આવી. જીવનરાજે તેમાંનું થોડું ખાધું અને પછી બેલાએ તૈયાર કરી આપેલી કામળાની પથારીપર તે સૂઇ રહ્યો. બેલાએ જીવનરાજના ઘોડાને થોડુંએક ઘાસ લાવીને પણ નાંખ્યું અને પછી તે ત્યાંથી ચાલી ગઇ–પણ તે બહુ દૂર ગઇ નહિ; ત્યાંથી થોડેક છેટે તે ગુપ્ત રહીને જીવનરાજપર પેહેરો ભરવા લાગી !

* * * * *

રાત્રિનો ત્રીજો પ્રહર ચાલતો હતો. કૃષ્ણપક્ષની દ્વાદશીનો ચંદ્ર આકાશમાં ધીમે ધીમે ઉદય પામતો હતો. અત્યારે પણ બેલા જીવનરાજનું

રક્ષણ કરવાને જાગતી જ હતી. થોડેક દૂર વૃક્ષની નીચે જીવનરાજ સૂતો હતો. ચારે દિશાએ શ્મશાનવત્ શાન્તિ વ્યાપી રહી હતી. બેલા ઉદયોન્મુખ ચંદ્રની ક્રીડા જોઈ રહી હતી, અને કોઇ વાર સ્વલ્પ શ્રાવ્ય મૃદુ કંઠે કાંઇ કાંઇ ગાતી હતી, તો કોઇ વાર ચંદ્રને કાંઇ કાંઈ સંબોધતી હતી. ચંદ્રને વૃક્ષની પાછળ છુપાતો–સંતાતો જોઇને બેલા બોલીઃ "અરે પ્રિય ચંદ્ર! પારકું દુઃખ જોઇને તું શું હાસ્ય કરી રહ્યો છે? શું તું કોઇ વાર રડતો પણ નથી? હા! જ્યારે આખું ગુજરાત રડવા લાગ્યું છે, સર્વત્ર હાહાકાર થઈ રહ્યો છે, ભૂમિમાતા રૂધિરથી પ્લાવિત થઇ રહી છે, ત્યારે તું હસતો હસતો આકાશને ઉજ્જવલ કરી રહ્યો છે? આનંદસૂચક ક્રીડા કરવા માટે તને શું અત્યારે જ સમય મળ્યો છે? અહો! જે સમયે ગુજરાતનો સૌભાગ્યચંદ્ર ડૂબવાની તૈયારીમાં છે તે સમયે ઓ રજનીનાથ ચંદ્ર! તું કેમ આકાશમાં ઉંચે ચડે છે?"

ધીરે ધીરે ચંદ્ર આકાશમાં ચડવા લાગ્યો અને ફીક્કો થવા લાગ્યો. બેલાએ જાણ્યું કે હવે રાત્રિ પૂરી થવા આવી છે અને પ્રભાત નિકટ આવતું જાય છે. તે તુરત જ પેલા વૃક્ષ પાસે આવીને જીવનરાજને જાગ્રત કરવા લાગીઃ "રાજાજી!" જીવનરાજ હજી ઉંઘમાં હતો. તેણે ઉત્તર આપ્યો નહિ. બેલાએ બીજી વાર ધીમી બૂમ મારીઃ "રાજાજી!" તથાપિ ઉત્તર ન મળ્યો. બેલા આસ્તેથી જીવનરાજના ચરણની પાસે બેઠી અને ફરીથી મૃદુ કંઠે બૂમ મારીઃ "અરે રાજાજી!" છતાં નિરુત્તર! બેલાએ ધીરે ધીરે વદન અવનત કર્યું. ઓષ્ઠદ્વય જીવનરાજના ચરણની સમીપ આકર્ષાયા. પ્રણયવિહ્વલ બેલાએ જીવનરાજના સુકોમળ ચરણ ઉપર પોતાના પુષ્પદળતુલ્ય ઓષ્ઠને સ્થાપન કર્યા અને એક ધીરૂં–મધુરૂં–આશ્રાવ્ય ચુંબન લીધું! એ પવિત્ર ચરણનો સ્પર્શ કરીને આજે બેલાનો સમસ્ત દેહ કંપવા લાગ્યો. બેલાના જીવનની એ જ સરળ ઘટિકા હતી! એ સમયનાં બેલાનાં અશ્રુ જીવનરાજની પાદુકાનું પ્રક્ષાલન કરનારાં ગંગોદકબિંદુ હતાં!

સાડીના છેડાવડે અશ્રુ લૂછીને બેલાએ બૂમ મારીઃ "રાજાજી!" આ વખતે જીવનરાજ જાગ્રત થઇને બેઠો થયો. બેલા બોલીઃ "રાજાજી! રાત્રિ સમાપ્ત થઇ છે અને પ્રભાત થવા આવ્યું છે."

જીવનરાજ સત્વર ઊભો થયો અને બોલ્યોઃ "વારૂ, ત્યારે હું જઉં છું. પરન્તુ બેલા જ્યારે હું દેશમાંથી શત્રુને નસાડીને તેને ભયમુક્ત કરૂં ત્યારે—"

બેલા વચમાં બોલીઃ "ત્યારે હું પોતે મોહિનીને લેઈને તમારી સમક્ષ રજુ કરવા આવીશ."

"પણ પછી તું ક્યાં જઈશ, બેલા?"

"હું? મારે જવાનાં સ્થળ ક્યાં થોડાં છે? નૃત્યાંગનાને શું ક્યાંય આશ્રય નહિ મળે?"

"નહિ, નહિ, તું પાટણમાં આવજે! મહારાજા ભીમદેવને કહીને હું તને—"

"ભૂલ ન કરો રાજાજી! હું મુસલમાન નૃત્યાંગના છું, તેને મહારાજા ભીમદેવના દરબારમાં સ્થાન નહિ મળી શકે!"

જીવનરાજ એ સાંભળીને નિરાશ થયો. તે અશ્વારોહણ કરવા જતો હતો, એવામાં બેલા બોલી: "જરા સબૂર કરો. જે દિશાએ તમે જવાના છો, તે જ દિશાએથી આવીને પેલા પડાણો અમારી પાછળ પડ્યા હતા. તેટલા માટે હું એક વાર જોઇ આવું કે એ માર્ગમાં હજી શત્રુઓ છે કે ચાલ્યા ગયા છે."

જીવનરાજ બોલ્યો: "બેલા! હું પુરુષ હોઇને છુપાતો ફરૂં અને તને સ્ત્રીને શત્રુના મુખમાં અગ્રેસર કરૂં? શું તું મને ભીરૂ બનાવવા ચાહે છે?"

"રાજાજી! જે તમારા શત્રુ છે તે અમારા મિત્ર છે—કારણકે અમે એક ધર્મનાં છીએ, તમે વિધર્મી છો. વળી હિંદુઓને તમારા દેહની ઘણી અગત્ય છે અને તેથી તમે નિષ્કારણ વિપદ્‌ગ્રસ્ત થાઓ એ ઠીક નહિ. તમારા પોતાને માટે નહિ, તો દેશને માટે પણ તમારે તમારા જીવનનું રક્ષણ કરવું એ કર્ત્તવ્ય છે."

"બેલા! તારામાં કેટલી બધી શક્તિ રહેલી છે તે હું સમજી શકતો નથી. હરેક વખતે તું મને એક બાળકની પેઠે દોરે છે!"

"આપની જ દયાનો એ પ્રતાપ છે—મારામાં તો કશી શક્તિ નથી."

"વારૂ, ત્યારે તને પાછા ફરતાં કેટલી વાર થશે?"

"તમારા અશ્વ ઉપર બેસીને જ હું જઇશ, એટલે બહુ વખત નહિ થાય, તોપણ એકાદ પ્રહર તો થઇ જશે ખરો. તમે અહીં ને અહીં જ રહેજો. અહીંથી બીજે ક્યાંય પણ જશો નહિ હોં."

બેલાએ અશ્વારોહણ કર્યું. પહેલાં તે મોહિનીને જે ઘરમાં રાખી હતી તે ઘર આગળ ગઇ અને ત્યાંથી મોહિનીને બીજે માર્ગે થઈને પાછળના વનમાં એક સ્થળે ગુપચુપ છુપાવી રાખી. બેલા સમજતી હતી કે એકવાર જો અકસ્માત્ મોહિની જીવનરાજની દૃષ્ટિએ પડશે તો તેની પ્રતિજ્ઞા અને મનુષ્યત્વ સઘળું હરાઈ જશે! આ કારણથી મોહિનીને વનમાં છુપાવીને તે જીવનરાજના માર્ગનું નિરીક્ષણ કરવાને આગળ ચાલી.

---

# પરિચ્છેદ ૩ જો.

---

## મોહસ્વપ્નને અન્તે જાગૃતિ.

પરન્તુ મનુષ્ય કાંઇ ધારે છે અને ભગવાન્ કાંઇ જૂદું જ કરે છે! બેલાના ચિત્તમાં જે ભય ભરાઇ બેઠો હતો તે જ છેવટે બન્યું!

મોહિનીને પાસેના વનમાં છુપાવીને બેલા ગઇ હતી, અને તે મોહિનીને ધમકાવતી ગઇ હતી કે 'હું આ સ્થળે પાછી આવું ત્યાંસુધી આઘીપાછી ક્યાંય જઇશ નહિ,' પરન્તુ પોતાનાં નિત્યનાં સંગાથી વૃક્ષો, લતાઓ અને પુષ્પો જોતાં મોહિની આનંદથી એવી ઘેલી બની ગઇ કે તેને બેલાની ધમકીનું વિસ્મરણ થઇ ગયું. આસપાસ બળતા સ્મશાન જેવું દૃશ્ય જોવામાં આવતું હતું તેથી મોહિનીને જે ખેદ થયો હતો તે ખેદ આ લીલા વનને જોતાં દૂર થઇ ગયો. વનના પ્રાંતપ્રદેશમાં નદીનું એક નાનું ઝરણ ખળખળ વહેતું મોહિનીના જોવામાં આવ્યું, એટલે તે તે તરફ દોડી ગઇ. તેના શીતળ જળમાં તેણે સ્નાન કર્યું અને પુનઃ વસ્ત્રો પહેરી લીધાં. નદીની રેતીમાંથી કુકા વીણીને દૂર એક શિલાખંડ ઉપર બેસી તેને જળમાં ફેંકવા માંડ્યા. આ રમતમાં તેને બહુ આનંદ પડવા લાગ્યો. થોડી વારે કુકા થઇ રહ્યા એટલે તેણે વનમાં ફરવા માંડ્યું, અને વનમાં વૃક્ષો તથા લતાઓ સાથે વાર્તાલાપ આરંભ્યોઃ "અહ! આ લતા તો મારી તારિકા જેવી છે અને આ છોડ તો દુર્યોધન જેવો છે! ખરેખર! મારી પેઠે તમને વટેશ્વરમાંથી અહીં કોઇ અપહરી લાવ્યું તો નથી?" કોઇ કોઇ વાર તે ઉચ્ચ સ્વરે અવનવું ગાતી પણ ખરી. પોતે જ્યારે કૃષ્ણદાસને ત્યાં હતી. ત્યારે રોહિણીએ તેને એક નવું ગીત શીખવ્યું હતું, તે ગીત અત્યારે રોહિણીનો પુનઃ સમાગમ થતાં તેને સાંભરી આવ્યું અને મુક્ત કંઠે ગાવા માંડ્યું. આસપાસના ચિત્તાહ્લાદક દૃશ્યે એના મધુર સ્વરને ઉત્તેજન આપ્યું:

(પદ)

મીઠી મધુરી છૂપા પ્રણયની વાતડી,
બોલી શકાય તે તો કેમ રે?
મનડું સમજે ને આંખો છૂપું છૂપું બોલે,
કેવો રસીલો રૂડો પ્રેમ રે! મીઠી.

પ્રણયી પત્રિકા બોલે ને સુણે છે આંખડી,
દૂતીનું કામ એ કરનાર રે,

આંખનો અણસારો એ તો મારૂં પ્રેમગીતડું,
પ્રેમીના વેદ આંખો ચાર રે! મીઠી.
હૈયાં બે જાણે પ્રેમ–ચાસણીના તારને,
આંખો ચલવે છૂપા સંદેશ રે,
ત્રીજું હૈયું જો વાંચે પ્રેમી તણા વેદ એ,
રસ કે કસ રહે નહિ લેશ રે! મીઠી.

આ ગીત મોહિનીએ ગાયું પરન્તુ તે નિર્દોષ ભાવથી–તેનું રહસ્ય એ સમજતી નહોતી. તેના મધુરા આલાપે જીવનરાજનું ધ્યાન આકર્ષ્યું. ગીત પૂરૂં થયું એટલામાં મોહિનીએ જોયું કે વૃક્ષોના ઝુંડમાં થઇને કોઇ પુરૂષ પોતાની ભણી ઉતાવળો ચાલ્યો આવે છે. મોહિની સવિસ્મય દૃષ્ટિએ તેની ભણી તાકી રહી અને તે નિકટ આવતાં જ તેને ઓળખતી બોલી ઉઠી: "ઓહ! જીવનરાજ!"

"હા! મોહિની! હું પોતે જ ભિખારી જીવનરાજ!" જીવનરાજ મોહિનીની સમીપ આવતો બોલ્યો.

"તમે અહીં ક્યાંથી?" મોહિનીએ પૂછ્યું.

"તારી શોધમાં જ, મોહિની!"

"મને શોધવાને અટન કરો છો શામાટે? પિતાજીએ તમને મોકલ્યા છે શું?"

"ના. સંન્યાસી બાવાને હું મળ્યો જ નથી!"

"ત્યારે મારા પિતાજી ક્યાં છે?"

"તેની મને ખબર નથી, તોપણ ઘણું કરીને તે અત્યારે પાટણમાં હશે."

"ત્યારે તમે મને પિતાજી પાસે લેઈ જશો?"

"હા લેઇ જઇશ; પણ તે પહેલાં મારી સાથે લગ્ન કર!"

મોહિનીએ કશો ઉત્તર આપ્યો નહિ. જીવનરાજે આશોત્ફુલ્લ હૃદયે પ્રશ્ન કર્યો: "બોલ, મોહિની! બોલ, તું મારી સાથે લગ્ન કરીશ?"

"ના." મોહિનીએ સ્પષ્ટ ઉત્તર આપ્યો.

જીવનરાજપર સહસા વજ્રપાત થયો! આશા દૂર નાસી ગઈ! દુ:ખ અને ક્ષોભથી વિહ્વળ બની જતો તે બોલ્યો: "મોહિની! અરે નિષ્ઠુર મોહિની! તારામાંથી શું ધર્મનો નાશ થયો છે? તારામાંથી શું દયા દૂર નાસી ગઇ છે? અનુપમ સૌંદર્યનો ઢગ મારી સન્મુખ મૂકીને અને અનન્ત વાસનાનળને મારા હૃદયમાં પ્રજ્વલિત કરીને અત્યારે શું તું મને નિરાશામાં ડુબાવી દેવા ચાહે છે? તારા સૌંદર્યમાં ઉન્મત્ત બનાવી મેલીને છેલ્લે તું તારા જ પગતળે મને ચગદાવી મારવા ચાહે છે? મોહિની! જે કાંઇ મારૂં હતું

તે સઘળું મેં માત્ર તારે માટે ત્યજી દીધું છે–માન, યશ, રાજ્ય, ધન, આત્મીય સ્વજન, અને સર્વસ્વ એક માત્ર તને મેળવવાની આશામાં મેં ખોઇ નાંખ્યું છે અને તને ખોળવાને અહીં તહીં ભટકવાનું પસંદ કર્યું છે; તોપણ શું તને દયા આવતી નથી, મોહિની?"

"ત્યારે તમે શું મને ચાહો છો?"

"હાય! હું ચાહું છું કે નહિ એ પ્રશ્ન શું હજી તું અત્યારે કરે છે? માત્ર તારે માટે મેં મારૂં સર્વસ્વ ગુમાવ્યું છે છતાં શું મારી પ્રીતિપર તને વિશ્વાસ આવતો નથી? બોલ, મોહિની! બીજું હવે હું તને શું આપું? તને આપવા જેવું હવે મારી પાસે બીજું શું રહ્યું છે?"

"અને જો હું તમારી સાથે લગ્ન ન કરૂં તો?"

"તો આ જીવનરાજ આ જ ભિખારીના વેશમાં પર્વતોમાં અને અરણ્યોમાં જીવનપર્યંત ભટક્યાં કરશે અને મોહિની નામના મંત્રથી ભૂમિને ગજાવી મેલશે; તો પછી હું દેશમાં પાછો ફરવાનો નથી અને લોકમાં મારૂં મ્હોં બતાવવાનો નથી."

"અને તમારી સાથે લગ્ન કરૂં તો તમે સુખી થાઓ?"

"અહો! તેવો પ્રશ્ન શું તું હજી અત્યારે કરે છે? મોહિની! તારી પ્રાપ્તિથી મને જે સુખ મળે તે સુખ પૃથ્વીનું સિંહાસન–સ્વર્ગનું સિંહાસન પામવાથી પણ ભાગ્યે જ મળી શકે."

"હું તમારી સાથે લગ્ન કરૂં, ત્યારપછી પણ તમે મને વટેશ્વરમાં પિતાજીની પાસે રહેવા દેશો?"

"હા, તારે જ્યાં રહેવું હશે ત્યાં રહેવા દઇશ."

મોહિની નિરૂત્તર રહી. વિચારવિવશ ચિત્તે તે પાસેની લતાનાં પુષ્પો ચુંટવા લાગી ગઇ. આશોત્ફુલ્લ હૃદયે જીવનરાજે પ્રશ્ન કર્યો: "બોલ મોહિની! હવે તું મારી સાથે લગ્ન કરીશ?"

મોહિનીએ મૃદુ કંઠે ઉત્તર આપ્યો: "હા."

જીવનરાજે આનંદથી ઉન્મત્ત થઇને મોહિનીના બન્ને હાથ પકડી લઇને ચુંબન કર્યું. મોહિનીએ ધીરે ધીરે હાથ મુક્ત કરીને કહ્યું: "ચાલો, અત્યારે જ મને પિતાજી પાસે લેઇ જાઓ."

"પણ તે પહેલાં જ આપણું લગ્ન થઇ જવું જોઇએ!"

"પિતાજીની પાસે પહોંચ્યા પછી આપણે લગ્ન કરીશું."

"નહિ, નહિ, એમ તો નહિ જ બને! આ જ વખતે, આ જ જંગલમાં અને આ જ પગલે આપણું લગ્ન થઇ જવું જોઇએ. ભાગ્યચક્રે અનેક

સ્થળે ભ્રમાવીને મને કષ્ટ આપ્યું છે, તેથી હવે એક વાર તને પ્રાપ્ત કર્યા પછી છોડવાનું ધૈર્ય મારામાં નથી !"

"એક વાર મેં તમારી સાથે લગ્ન કરવાનું તો કહ્યું, પછી આટલી ઉતાવળ શાને કરો છો ?"

"હું આટલી ઉતાવળ શામાટે કરું છું તેનું કારણ તું શું સમજે મોહિની ?! તને સત્વર હૃદયપર ધારણ કરવાને મારામાં વ્યાકુળતા હોય એ શું સંભવિત નથી ?"

"પણ પિતાજીને જણાવ્યા વિના આપણાથી લગ્ન કેમ થાય ?"

"સંન્યાસી બાવા કાંઇ આપણાં લગ્ન થાય તેની વિરૂદ્ધ નથી."

"તે શું તમે બરાબર જાણો છો ?"

"હા, તે હું જાણું છું–તે આપણાં લગ્નને અનુકૂળ છે."

"તો હું પણ અનુકૂળ છું–જેવી તમારી મરજી હોય તેમ કરીએ."

જીવનરાજ હર્ષથી ઉન્મત્ત થયા જેવો બની ગયો. તે જ સ્થળે પોતાના અને મોહિનીના લગ્નની તૈયારી કરવામાં તે પ્રવૃત્ત થયો. ફૂલની માળાઓ ગુંથવા જેટલો વખત ગાળવાને પણ લગ્નોત્સુક જીવનરાજ તૈયાર નહોતો. ફૂલથી લચી રહેલી લતાઓના બે મોટા કકડા તેણે કાપ્યા અને તેને જ પુષ્પમાળારૂપ લેખ્યા, પછી તેણે મોહિનીને કહ્યું: "મોહિની ! આમાંની એક પુષ્પમાળા તું પહેર અને એક પુષ્પમાળા હું પહેરું છું. પછી તારા ગળામાંની પુષ્પમાળા તું મારા ગળામાં પહેરાવી દે અને મારા ગળામાંની પુષ્પમાળા હું તારા ગળામાં પહેરાવી દઇશ ! બસ, એટલે પછી આપણું લગ્ન થઇ ગયું !"

"બસ ? લગ્ન તો બહુ સહેલી રીતે થતું લાગે છેને !"

એક લગ્નમંડપને અનુકૂળ જ સામગ્રી કુદરતે ત્યાં હાજર રાખી હતી. અસંખ્ય પક્ષીઓ આ લગ્નોત્સવ પ્રસંગે જીવનરાજની આસપાસ ગીત ગાઇ રહ્યાં હતાં. વૃક્ષો મંડપના સ્થંભની પેઠે સ્થિર રહી પોતાનાં ડાળ–પાંદડાંથી છત્રની પેઠે જીવનરાજના મસ્તકપર છાઈ રહ્યાં હતાં. તે પરથી ખરતાં માંજર અને પુષ્પો જીવનરાજપર લગ્નપ્રસંગે થતી પુષ્પવૃષ્ટિ તુલ્ય હતાં. વિધવિધ કુસુમોનું સૌરભ ધૂપાદિ પવિત્ર સામગ્રીની ગરજ સારતું હતું. લગ્નના સાક્ષીરૂપ અગ્નિને સ્થળે સાક્ષાત્ સૂર્યદેવ પોતે જ આકાશમાં વિરાજી રહ્યા હતા.

જીવનરાજે પોતાના ગળામાંની માળા કાઢીને હાથમાં ધારણ કરી, અને મોહિનીને કહ્યું: "મોહિની ! હવે તારા ગળામાંની માળા કાઢીને તારા હાથમાં પકડી રાખ." મોહિનીએ તેમ કર્યું. જીવનરાજ બોલ્યો: "હવે તારા હાથમાંની પુષ્પમાળા મારા ગળામાં પહેરાવી દે !"

પોતાના હાથમાંની પુષ્પમાળા જીવનરાજને પહેરાવવાને મોહિનીએ હાથ લાંબા કર્યા, પરન્તુ તત્ક્ષણ તેના હાથ સ્થંભી ગયા ! એકાએક તેની નજર પોતાની સામેની દિશામાંથી વિજળીને વેગે દોડી આવતા એક ઘોડેસ્વાર તરફ ખેંચાઇ અને તે સ્તબ્ધ બની ગઇ ! એક ક્ષણમાં તો એ ઘોડેસ્વાર તદ્દન નજીક આવી પહોંચ્યો અને મોહિનીએ જોયું કે તે ખુદ બેલા હતી ! તેનું ક્રોધાઘૂર્ણ અને અગ્નિ સરખું જ્વલંત વદન જોઇને મોહિની ભયથી કમ્પી ઉઠી; તેના હાથમાંની માળા જીવનરાજના ગળામાં પહેરાવ્યા સિવાય એમની એમ જ રહી ગઇ.

અશ્વના ત્વરિત અને ગર્જના કરતા પદપ્રહારના ધ્વનિમાં પક્ષીઓનું ગીત ડૂબી ગયું. કુસુમસૌરભ કોણ જાણે ક્યાંએ છુપાઇ ગયું. સૂર્યદેવે શરદઋતુની રસળતી રખડતી-એકાકિની વાદળીમાં મ્હોં સંતાડી દીધું. પવને બંધ થઇ જઇને પુષ્પવૃષ્ટિ બંધ કરી દીધી. જીવનરાજે ઉદ્વિગ્ન ચિત્તે પાછળ ફરીને જોયું તો બેલાની કૃતાંત મૂર્તિનું આકસ્મિક દર્શન થયું. પુષ્પમાળા હાથમાં જ કમ્પી ઉઠી. બેલા અશ્વપરથી ઉતરીને જીવનરાજની સમીપમાં ઉભી રહી. ક્ષણભર જીવનરાજની સામે જ જોઇ રહીને પછી ગંભીર ગર્જના કરતી તે બોલીઃ “ આ શું રાજાજી ? ”

જીવનરાજ શું ઉત્તર આપે ?

બેલા બોલીઃ “ રાજાજી ! શું વ્રત, ધર્મ સઘળું પુનઃ ત્યજી દીધું ?”

“ કશું ત્યજ્યું નથી, બેલા ! ”

“ જેણે પ્રતિજ્ઞા કરીને તેના શબ્દોનું પાલન કર્યું નહિ, સેવાવ્રત ગ્રહણ કરીને દેશહિતના કાર્યને પૂરૂં કર્યું નહિ, તેણે શું વ્રત સાચવ્યું કહેવાય ? ધર્મ પાળ્યો લેખાય ? ”

“ મેં મોહિનીને સાથે લેઇને-મોહિનીની સાથે લગ્ન કરીને દેશમાં પાછા ફરવાનો સંકલ્પ કર્યો છે. મને હવે સેનાપતિપદ નથી જોઇતું-હું હવે સંન્યાસી બનીને મોહિનીની સાથે વટેશ્વરમાં રહીશ. ”

આ સાંભળીને બેલાની રગેરગમાં જુસ્સો વ્યાપી ગયો. તે આખા વનને ગજાવી ઉઠતી ભીષણ સ્વરે બોલીઃ “ વીરકુળભૂષણ જીવનરાજનું આ કામ ? સ્ત્રીના મોહમાં ઉન્મત્ત થવાનો શું આ સમય છે ? જે સમયે ઘેર ઘેર મ્હોંકાણો મંડાય છે, યવનોનો ત્રાસ સ્ત્રી-પુરૂષ-બાળક સર્વને થરથરાવે છે, અગ્નિથી ગામનાં ગામ ભસ્મીભૂત થાય છે, પ્રજાના આર્તનાદથી કર્ણ બહેરા બની જાય છે અને ‘દીન દીન’ ના પડઘા સંભળાય છે, તે સમયે સ્ત્રીના પગ આગળ પ્રાણને સમર્પણ કરવા એ શું વીરકુળના ઉજ્જ્વળ દીપકને શોભા-

પ્રદ છે? દેશ લુંટાય છે, ધનનું હરણ થાય છે, ભૂમિમાતા લોહીમાંસથી અપવિત્ર થાય છે, તે સમયે સ્ત્રીની સાડીનો છેડો પકડી તે જ્યાં દોરે ત્યાં જવું-દેશની સેવા છોડીને વનનિવાસિની વાંદરીની સેવામાં ઉદ્યુક્ત થવું એ ક્યા વીરને નહિ લજાવે? હા ધિક્ છે! શું આવું જ દૃશ્ય જોવાનું મારા ભાગ્યમાં લખ્યું હશે?"

જીવનરાજનાં નેત્રદ્વય બળવા લાગ્યાં. તેણે પોતાના હાથમાંની માળા ફેંકી દીધી. બેલાએ તે તરફ નજર પણ કરી નહિ. તે તો એકસરખી રીતે વાગ્બાણ વર્ષાવવા જ લાગી: "ગુજરાતની પુણ્યભૂમિ તરફ એક વાર ફરીથી નજર કરો, રાજાજી! મુસલમાનો કેટલે દૂરથી આવીને તમારા દેશમાં ત્રાસ વર્તાવે છે, તમારા દેશબંધુઓને હણે છે, તમારાં ધનધાન્યને લૂંટીને પોતાના દેશમાં ઘસડી જાય છે, તમારાં ઘરને આગ લગાડે છે, દેવમંદિરોને ભ્રષ્ટ કરી જમીનદોસ્ત કરી નાંખે છે, અને તમારા રાજમહાલયોમાં રૂધિરની રેલ ચલાવે છે; અરે! તેમના એ ઉત્સાહનો વિચાર કરો અને તમારા નિરૂત્સાહની સરખામણી કરો! સાંભળો, સાંભળો, મહારાજ! માતા ગુર્જરીનો રોદનધ્વાન ગાજે છે, સાંભળો!

"જનની જન્મભૂમિના, સંતાનો હો જીવંત જે,
"બચાવો, રે બચાવો આ, વિધર્મીપાશથી મને!"

શૌર્યથી શરીરનું ભાન ભૂલી જતા જીવનરાજે મ્યાનમાંથી તલવાર ખેંચી કાઢી અને તેને હવામાં વીંઝતાં તે બોલી ઉઠયો: "બસ, બસ, બેલા! હવે તારા વધારે ટકોરની આ જીવનરાજના હૃદયને જરૂર નથી! હું જઉં છું, માતા ગુર્જરીનું સંરક્ષણ કરવાને હવે હું જઉં છું! જો કદી શત્રુઓના મુખમાંથી આ ભૂમિને બચાવી શકીશ, તો જ તારી પાસે મ્હોં બતાવીશ અને નહિતો આજ છેલ્લા રામરામ છે!"

બેલા પણ અત્યારે એટલા આવેશમાં આવી ગઇ હતી કે જીવનરાજના શબ્દો તેના કર્ણપુટે શ્રવણ કર્યા નહિ. તેના માથાપરથી સાડીનો છેડો ખસી ગયો હતો, શરીર ક્રોધ અને શૌર્યના આવેશથી થરથર કમ્પતું હતું, બાંધેલા કેશકલાપમાંથી વિખરાઇ પડેલી લટો વાયુના આંદોલનથી ફરફર ઉડતી હતી અને કપાળપર વિચારની તીવ્રતા સૂચવતી કરચલીઓ પડી હતી. વિદ્યુતથી દેદીપ્યમાન નીલ મેઘના સરખી આંખોને ફાડતી તે જીવનરાજની તદ્દન નજીક આવીને ઊભી રહી. સામે દેખાતી પર્વતની હારો તરફ નજર કરી તેના તરફ આંગળી કરી તે બોલવા લાગી: "જુઓ, જીવનરાજ, સાંભળો! પર્વતરાજીમાં ઘોર શબ્દ સંભળાય છે કે મને બચાવો, મારૂં રક્ષણ

કરો ! જુઓ, એ પર્વતપરનાં વૃક્ષોમાં પણ દવ લાગ્યો છે! મુસલમાનો આ દેશના ડુંગરાઓનાં વસ્ત્ર પણ લૂંટી લેઇ, તેને નગ્ન બનાવી મૂકી, તેના અલંકારોનું હરણ કરવા લાગ્યા છે! અહો! ગુર્જ્જરીનાં સંતાનો! તમે જ્યાં જ્યાં શ્વાસ ભરતા હો, ઊભા હો, બેઠા હો, કે ઉંઘતા હો, ત્યાંથી દોડ્યા આવો અને સ્વર્ગ કરતાં પણ અધિક માનવંતી માતૃભૂમિનું રક્ષણ કરો!"

જીવનરાજ પણ અત્યારે ભાનમાં નહોતો! બેલાના શબ્દોને સાંભળતો તે તે ધુમાડાથી વીંટળાઇ વળેલા પર્વતની હાર તરફ દૃષ્ટિ કરી રહ્યો હતો, અને બેલા જે કાંઇ જોતી હતી તે કરતાં કાંઇક વિશેષ પોતે તે સ્થળે જોતો હોય તેમ તેની તીવ્ર-સુદીર્ઘ દૃષ્ટિપરથી જણાતું હતું! એ બળતા પર્વતપર ઊભેલી માતા ગુર્જ્જરી પણ ઝળઝળ બળતી હોય તેવું દૃશ્ય તેની ભ્રમિત આંખોને દેખાવા લાગ્યું અને બેલાના છેલ્લા શબ્દો "માતૃભૂમિનું રક્ષણ કરો!" એ માતા જ બોલતી હોય તેવું તેના ભ્રમિત ચિત્તને લાગ્યું. હાથમાંની તલવારને વાયુમાં વીંઝતો તે ચિત્કાર કરી ઉઠ્યો: "ડર નહિ, ડર નહિ, માતા! પ્રાણને ભોગે પણ તારૂં રક્ષણ કરવા હું આવું છું." એમ બોલતો જીવનરાજ વિજળીને વેગે અશ્વપર ચડી બેઠો અને એ બળતા પર્વતની દિશાએ જ અશ્વને દોડાવતો ક્ષણવારમાં અદૃશ્ય થઈ ગયો.

---

## પરિચ્છેદ ૪ થો.

---

### એક ભીલની દેશસેવા.

ભીમદેવની સેના ગુજરાતમાં આવી પહોંચી. મુસલમાનોને હરાવવાનો હવે એક માર્ગ ભીમદેવના હાથમાં રહ્યો હતો અને તે એ જ કે ગુજરાતમાં સ્થળે સ્થળે ગુંચવણીભરેલા વ્યૂહમાં લશ્કરની ગોઠવણ કરીને મુસલમાનોને હઠાવી મેલવા, પરન્તુ બાકી રહેલી નાની ફોજવડે ભીમદેવ તેમ કરી શકે તેવું નહોતું. વળી સિદ્ધપુર અને પાટણ જેવાં આબાદ નગરોનું સંરક્ષણ કરવાની ચિંતા પણ ઘણી મોટી હતી. એ બન્ને નગરો ફક્ત ૨૦ માઇલને અંતરે એક સીધી લીટીમાં આવેલાં છે અને મુસલમાનો એ બન્ને નગરો તરફ એકીસામટા ધસી આવશે કે એક પછી એક નગર ઉપર ચડી આવશે એવું કશું અનુમાન કરી શકાય તેમ નહોતું. આ કારણથી બન્ને મુકામે મુસલમાનોની સામે થવાને ભીમદેવને લશ્કર રાખવાની જરૂર પડી. દેશમાંથી બીજા જુવાનીયાઓનું નવું લશ્કર તૈયાર કરીને,

થોડા સમયમાં તેને જેટલું શિક્ષણ આપી શકાયું તેટલું આપીને તેને પણ આ બન્ને નગરોના રક્ષણ માટે યોજવામાં આવ્યું.

મુસલમાનો આબુ પર્વતની નિકટમાં થોડા દિવસ વિરામ લેઇને ત્યાંથી ક્યારના ગુજરાતમાં પેસી ચૂક્યા હતા. તેઓને હવે ગુજરાતની રાજધાની ઉપર ઉતાવળે ચડી જવાની લોલુપતા રહી નહોતી કારણકે પોતાના અગણિત સૈન્યબળથી વ્હેલું કે મોડું ગુજરાત પડશે એવી તેમની ધારણા હતી. આ કારણથી ધીમે ધીમે, માર્ગમાંનાં ગામડાંને ઉજ્જડ કરતા, બાળતા, લૂંટતા, અને મનગમતી મોજ કરતા તેઓ પ્રવાસ કરતા હતા. આસપાસના સઘળા પ્રદેશમાં તેથી ત્રાસ વ્યાપી રહ્યો હતો. કુતુબુદ્દીન સૌથી પહેલો સિદ્ધપુર તરફ ધસી આવ્યો, તો તેણે પોતાની સામે થવા માટે સિદ્ધપુરના પાધરમાં જ હિંદુ સેનાને જોઇ. હિંદુઓનું નાનું લશ્કર જોઇને કુતુબુદ્દીન હસ્યો અને તેણે હિંદુ સેનાપતિને કહેણ મોકલ્યું કે "આટલા નાના સૈન્યવડે લડાઇ કરીને મરણ પામવા કરતાં સિદ્ધપુરને અમારા હાથમાં મૂકી દેવું અને તમારે હથીયાર છોડીને ચાલ્યા જવું એ જ તમારા હિતમાં લાભ કરનારૂં છે." હિંદુઓએ એ કથન માન્ય રાખ્યું નહિ અને જવાબમાં કહાવ્યું કે "અમને માર્યા વિના સિદ્ધપુરનું એક તણખલું પણ તમને નહિ મળે; માટે સ્હવારમાં લડવાને તૈયાર થજો."

હિંદુઓ મનમાં સારી પેઠે સમજતા હતા કે સીધી રીતે મુસલમાન સેનાની સામે લડાઇ કરવામાં પોતે ફત્તેહ મેળવી શકવાના નથી; આ કારણથી દુશ્મનને દગાથી હરાવીને નસાડવાનો તેમણે વિચાર કર્યો. "સ્હવારમાં લડવાને તૈયાર થજો" એવું કહેણ મોકલ્યા છતાં તેઓ રાત્રે જ દુશ્મનપર અજાણ્યો હલ્લો લેઈ જવાને સજ્જ થઇને રહ્યા. જ્યારે બરાબર મધરાત થઇ અને મુસલમાન છાવણીમાંથી આવતો ઘોંઘાટ બંધ થઇ ગયો, ત્યારે હિંદુઓએ પોતાના લશ્કરના બે ભાગ કરીને મુસલમાનોની છાવણીમાં બે દિશાએથી પ્રવેશ કરવાનો વિચાર કરી તે તરફ કૂચ કરી. તે રાત્રે અજવાળું કરવા માટે હિંદુઓએ મશાલો કે તાપણાં કર્યાં નહિ અને પૂરેપૂરો અંધકાર વ્યાપી ગયો એટલે અંધારામાં જ શાન્ત રીતે કૂચ કરીને તેઓ મુસલમાન છાવણીમાં પેઠા. પેહેરેગીરોએ બુમરાણ કરી મેલ્યું પરન્તુ તેઓ તો હિંદુઓના પહેલા જ ફટકાના ભોગ થઇ પડ્યા. જુદે જુદે ઠેકાણેથી હિંદુઓ મુસલમાનોની છાવણીમાં પેઠા અને અંધારામાં જ તેઓએ ગુપચુપ કત્લ ચલાવવા માંડી. પરન્તુ આ દગો વધુ વાર છાનો રહી શક્યો નહિ. થોડી જ વારમાં મુસલમાન છાવણીમાં "દગો દગો" એવું બૂમરાણ મચ્યું અને તે સાથે આખું લશ્કર

જાગી ગયું. વળી હિંદુ સેનાનો એક ભાગ છાવણીમાં પ્રવેશ કરી ચૂક્યો હતો અને બીજો ભાગ બીજે માર્ગે થઇને આવી પહોંચતાં પહેલાં મુસલમાનો જાગી ચૂક્યા હતા એટલે તેઓને ગુપચુપ પેસી જવાનો લાગ મળ્યો નહિ અને હાથોહાથની લડાઇનો પ્રસંગ જ આવી લાગ્યો. એકીસાથે "દીન દીન" ના ચિત્કાર થવા લાગ્યા અને હિંદુઓને ઉલટા ગભરાવાનો સમય આવ્યો. આથી હિંદુ સેનાનો જે વિભાગ હજી મુસલમાન છાવણીમાં પેઠો નહોતો તે પાછો ફર્યો અને નદીની તરફ નાઠો. બીજાઓ પણ જેઓ લાગ મેળવી શક્યા તેઓ તેમની સાથે નાઠા અને મુસલમાન સૈનિકો સાવધ થઇ ગયા. આ આકસ્મિક તોફાન થતાંની સાથે કુતુબુદ્દીન પણ જાગી ઉઠયો. તેણે લડાઈ ચાલુ થવાનો ઢોલ વગડાવ્યો અને જેઓ હજી અર્ધનિદ્રામાં હતા તેઓને સાવધ કર્યા. મુસલમાનો લડાઇને માટે તૈયાર થયા, પરન્તુ થોડી વારમાં તેઓને જણાયું કે પોતાની સામે લડવાને સામા પક્ષનો કોઇ પણ માણસ લશ્કરમાં નથી! થોડાએક સિપાઇઓ કહેવા લાગ્યા કે હિંદુઓ છાવણીમાં પેસી ગયા હતા ખરા, પણ તેઓ છટકી ગયા. કેટલાકો મરણ પામેલા હિંદુઓનાં મુડદાં જોતા હતા પણ કોઇ જીવતો હિંદુ તેમના જોવામાં આવ્યો નહિ. કુતુબુદ્દીન સમજી ગયો કે હિંદુઓ દગો કરીને લશ્કરમાં પેઠા હોવા જોઇએ અને તુરત જ પાછા નાસી ગયા હોવા જોઈએ. તેણે આજુબાજુમાં તપાસ કરાવી પણ તેઓનો કશો પત્તો મળ્યો નહિ.

જોતજોતાંમાં પરોઢ થયું. કુતુબુદ્દીને મોટું લશ્કર તૈયાર કરીને સિદ્ધપુર તરફ ચાલવા માંડયું. આશ્ચર્ય સાથે તેણે જોયું કે હિંદુ સેના નગરનો બચાવ કરવાને ત્યાં હાજર નહોતી! તુરત જ તેણે મોટા દબદબા સાથે નગરમાં પ્રવેશ કર્યો. વૃદ્ધો અને બાળકો સિવાય બીજું કોઈ તેણે નગરમાં જોયું નહિ! જેઓ જુવાન હતા તેઓ લશ્કરમાં શામેલ થયા હતા અને જેઓ ધનની કે જીવની ચિન્તામાં પડયા હતા તેઓ તો ક્યારનાએ નગર છોડીને પલાયન કરી ગયા હતા. લગભગ ઉજ્જડ જેવું સિદ્ધપુર નગર, મરણ પામ્યા જેવી વસ્તી અને તેજહીન બની ગયાં હોય તેવાં હિંદુ દેવમંદિરો કુતુબુદ્દીનને હાથ પડયાં! એક વાર પાટણના જેવી જાહોજલાલી ભોગવતી અને અતિ સમૃદ્ધિશાળી લેખાતી પ્રતાપી રાજા સિદ્ધરાજની નગરી પહેલી જ વાર મુસલમાનોના જયઘોષથી ગાજવા લાગી! રૂદ્રમાળનું પવિત્ર દેવમંદિર ભ્રષ્ટ થયું! પવિત્ર અલ્પ સરોવર, બિંદુ સરોવર અને જ્ઞાનવાપીનાં જળ મુસલમાનોની પદરજથી દૂષિત થયાં. અનેક શિવમંદિરોમાંના શિવલિંગો અને અન્ય દેવોની મૂર્તિઓ રસ્તામાંના પત્થરના ટુકડાના રૂપે માર્ગમાં રખડવા લાગી! શ્રીસ્થળની શ્રી કારમી ઝાંખી પડી ગઈ!

સિદ્ધપુરમાંથી કુતુબુદ્દીનને કશું ધન મળ્યું નહિ તેમ જ ત્યાં વધુ વાર રોકાવામાં તેને કશો લાભ જણાયો નહિ, એટલે સત્વર તેણે નાસી ગએલા હિંદુઓની પૂંઠ પકડવાનો વિચાર કર્યો. દગો કરીને પોતાની છાવણીમાં પેસી જનાર હિંદુઓ ઉપર તે બહુ ગુસ્સે થયો હતો અને તેથી તેમને પકડીને જેર જેર કરી મારી નાંખવાની તેની ઇચ્છા હતી. આ ઇચ્છા પૂરી કરવાને સત્વર તે સિદ્ધપુરને છોડી ગયો, અને લશ્કરને સરસ્વતી નદીને પાર કરી આગળ ચાલવાનું ફરમાન કર્યું. હિંદુઓ નદીને ઉલ્લંઘીને પેલીમેર નાસી ગયા હોવા જોઇએ એવું તેણે અનુમાન કર્યું હતું. નદીના તટપર આવતાં જ લશ્કરને જણાયું કે નદીનું પાણી બહુ જ ઉંડું હોવું જોઇએ. તુરતમાં જ વર્ષાઋતુની સમાપ્તિ થઇ હોવાથી હજી સરસ્વતી એક યુવતીના જેવી દ્રુતગામિની, ગંભીર અને વિસ્તૃત જણાતી હતી. સહસા પાણીમાં ઉતરવાની હિંમત કોઇ પણ ચલાવી શક્યું નહિ. એક સિપાઇએ કુતુબુદ્દીનને કહ્યું: "નામવર! હિંદુઓ આ રસ્તે થઇને નાસી ગયા હોય એ સંભવિત જ લાગતું નથી, કારણકે નદીનું પાણી એટલું ઉંડું જણાય છે કે તેઓ તેને પાર કરી શકે જ નહિ."

કુતુબુદ્દીને પાણીના પટ તરફ નજર કરી. તેને પણ લાગ્યું કે આટલા પાણીમાં થઇને પાયદળ આગળ વધી શકશે નહિ. થોડેક દૂર આવેલું એક ઝુંપડું સહસા કુતુબુદ્દીનની નજરે ચડ્યું. તે ઝુંપડામાં જે કોઈ હોય તેને પોતાની સમક્ષ લાવવાનો તેણે હુકમ કર્યો, કે તુરત જ દસબાર સિપાઇઓ તે તરફ દોડ્યા અને થોડી વારમાં એક ભીલ, તેની સ્ત્રી અને ત્રણચાર નાનાં બાળકોને પકડી લાવ્યા! કુતુબુદ્દીને એ ભીલને પૂછ્યું: "અલ્યા! આ માર્ગે થઇને રાત્રે કોઈ લશ્કર ગયું છે કે?"

આ સવાલ સાંભળીને ભીલ વિચારમાં પડી ગયો. ગઇ રાત્રે ઉતાવળે ઉતાવળે હિંદુ સેના નદી પાર કરી ગઇ હતી તે તે જાણતો હતો અને પોતાને પૂછનાર મુસલમાનો છે એ વાત પણ એ ભીલ જાણતો હતો. હિંદુ લશ્કર ત્યાં થઇને ગયાની બાતમી જો પોતે આપશે, તો મુસલમાનો તેની પાછળ પડીને પોતાના દેશના હિંદુઓનો ઘાણ કાઢી નાંખશે એ કલ્પના ભીલના ચિત્તમાં આવી જતાં વાર ન લાગી. હિંદુઓ તેમના પંજામાંથી ખસી જઈ શકે તેટલા માટે શું કરવું તેનો તેને મોટો વિચાર પડ્યો. તેને વિચાર કરતો જોઇને કુતુબુદ્દીન બોલ્યો: "કેમ અલ્યા! શો વિચાર કરે છે?"

ભીલ બોલ્યો: "બાપજી! તમે શું કહો છો તે હું સમજી શકતો નથી. આ નદીમાં થઇને કોઈ લશ્કર ગયાનું તમે પૂછો છો?"

"હા, અમે તે પૂછીએ છીએ."

ભીલ હસતો હસતો બોલ્યો: "બાપજી! આ નદીમાં થઇને તે કોણ જઇ શકે? આ તો કુંવારકા નદી અને તેનો વેગ જાણો છો બાપજી? હજી કાલે જ એક મોટો પાડો તણાઇ ગયો છે, અને બે માથોડાંપૂર પાણી છે, તેમાં થઇને તે કોણ જઇ શકે?"

હિંદુઓ આ માર્ગે થઇને નહિ નાસતાં બીજે માર્ગે ગયા હશે એવું સહજ અનુમાન ભીલના આ કથન ઉપરથી થઇ શકતું હતું; પણ કુતુબુદ્દીન તે કથનને તુરત માની લે તેટલો ભોળો નહોતો! તેણે ભીલને પૂછ્યું: "તું શું સાચું બોલે છે કે આ પાણી એટલું બધું ઉંડું છે?"

"હા બાપજી! અંબાજીના સમ, એટલું ઉંડું છે. નદીમાં ઠેકાણે ઠેકાણે ધરા પડ્યા છે."

"ત્યારે તું અંદર ઉતર જોઇએ!"

"પણ બાપજી, હું ડૂબી જઇશ! મારાં છોકરાં રઝળશે!"

"ચલ, સાલા! ઉતરે છે કે નહિ?! નહિ તો જોઇ છે આ તલવાર?" એમ બોલતાં કુતુબુદ્દીને તલવાર ઉગામી. ભીલ ડરી ગયો. સ્ત્રી અને બાળકો બૂમ પાડી ઉઠ્યાં. ભીલ સમજી ગયો કે આ અવસરે મરવું જ સારૂં છે, કારણકે જો પોતે મરશે તો મુસલમાનો પાણીને ઉંડું સમજીને તેને પાર કરી જવાની હિંમત ચલાવી શકશે નહિ, એટલે હિંદુ સેના બચી જશે અને તે પાટણ પહોંચી જશે. સ્ત્રી અને બાળકોની ચિંતાને તે વિસરી ગયો. સ્ત્રી અને બાળકોને ટકળતાં જોઇને સિપાઇઓએ તેમને મારીને દૂર હાંકી કાઢ્યાં હતાં. તેમનું ભવિષ્ય પરમેશ્વરને સોંપીને ભીલ પાણીમાં ઉતર્યો. થોડેકસુધી તે ધીમે ધીમે પાણીની અંદર ચાલ્યો. પાણી કમરપુરથી વધારે ઉંડું તો નહોતું, છતાં ભીલ જેમ જેમ આગળ ચાલતો ગયો તેમ તેમ પગને નમાવીને પાણીમાં ચાલવા લાગ્યો. આથી ધીમે પાણી તેની છાતીપુર અને છેલ્લે ગળાપુર થયું. નદીની મધ્યમાં આવતાં જ, પ્રભુનું નામ સંભારીને અને શ્વાસને રૂંધીને તે પાણીમાં ડુબકી મારી ગયો—પોતાની મેળે જ પાણીમાં બેસીને ડૂબી ગયો! થોડી વારસુધી તે પાણીમાં ગુંગળાયો, પણ પછી તુરત જ તે મરણ પામ્યો અને મરણ પામતાંસુધી તે ફરીથી પાણીની બહાર ન જ નીકળ્યો! મુસલમાનો સમજ્યા કે પાણી વધારે ઉંડું છે અને તેથી ભીલ ડૂબી મૂઓ! હિંદુઓ પણ નદીને પાર કરીને નહિ ગયા હોય એવું અનુમાન એ ઉપરથી સહજ થતું હતું, તેથી તેઓએ બીજે માર્ગે થઇને પાટણ તરફ જવાનો ઠરાવ કર્યો.

નજીકમાં નાંખેલી છાવણી ઉઠાવી લીધી અને સિદ્ધપુરમાં થોડુંએક લશ્કર રાખીને બાકીના સઘળા લશ્કરને પાટણ તરફ કૂચ કરવાનો કુતુબુદ્દીને હુકમ કર્યો. એ દેશભકત ભીલના આત્મભોગથી હિંદુ સેના કોઇ પણ પ્રકારના વિઘ્ન વિના પાટણસુધી પહોંચી ગઇ.

## પરિચ્છેદ ૫ મો.

### પાટણના પાધરમાં કુતુબુદ્દીન.

સરસ્વતીને કિનારે કિનારે મુસલમાન લશ્કરે કૂચ કરી. માર્ગમાં વટેશ્વરનું મંદિર આવ્યું. રોહિણીની મા ઘણા દિવસથી હજી ત્યાં જ રહી હતી અને પ્રભુભજન કરતી, ફળકંદ ખાઇ દિવસ ગાળતી હતી. મોહિની ક્યાં જતી રહી તેની તેને ખબર નહોતી. સંન્યાસી બાવા આવીને પોતાને પૂછશે કે મોહિની ક્યાં ગઇ, તો પોતે શું જવાબ આવશે તેવી ચિંતા તેને થોડો વખત થઈ હતી, પરંતુ એ ઇશ્વરશ્રદ્ધાળુ સ્ત્રીની એ ચિંતા બહુ વખત ચાલી નહિ. 'પ્રભુને જેમ ગમ્યું તેમ થયું' એમ વિચારીને તે શાન્ત રહી હતી. મુસલમાન સૈન્યે માર્ગમાં આવતા આ મંદિરને ભાંગફોડવડે કેટલુંક નુકસાન કર્યું, પરન્તુ રોહિણીની માતાને એક વૃદ્ધ ભિખારણી માનીને કશી ઇજા ન કરી અને લશ્કર પસાર થઇ ગયું. પાટણથી એક ગાઉના અંતરે રહીને કુતુબુદ્દીન અટક્યો, અને ત્યાં તેણે છાવણી નાંખી. પાટણનું સૈન્ય લડવાને તૈયાર થઇ રહ્યું હતું એ એટલે દૂરથી જ કુતુબુદ્દીનના જાણવામાં આવી ગયું હતું.

જીવનરાજ ભીમદેવને આવીને મળ્યાને આજે થોડા દિવસ થઇ ગયા હતા અને લશ્કરને તેનું દર્શન થતાં જ નવો ઉત્સાહ આવ્યો હતો. ભીમદેવના હૃદયમાં કજળાતી જતી આશાઓ પુનઃ પ્રજ્વલિત થતી પ્રકાશ આપવા લાગી હતી. તેણે આખા લશ્કરના મુખ્ય સેનાપતિનું પદ જીવનરાજને સોંપી દીધું અને કહ્યું: "બંધુ! હવે ગુજરાતની આબરૂ જાળવવાની આ છેલ્લી તક છે. મરવું અથવા જીવવું એવા નિશ્ચય સાથે જ આપણે હવે રણમાં ઊભા રહેવાનું છે અને આ તક જો જશે, તો પછી પાટણ મુસલમાનોના હાથમાં જ પડ્યું સમજવાનું છે. આપણું મરણ થાય અને પછી પાટણની ગમે તેવી દશા થાય, પણ આપણા જીવતાં તો પાટણમાં મુસલમાનો પેસવા ન જોઇએ."

પોતાની મૂર્ખતાઓનું સ્મરણ હજી પણ જીવનરાજના હૃદયમાં હતું, તેથી ભીમદેવને વિશેષ લાંબા ઉત્તર આપવાનું ધૈર્ય તેનામાં નહોતું. તેણે કહ્યું: " મહારાજ ! આ મુખ વધારે બોલી શકતું નથી, પરન્તુ કાંઈ કરી બતાવ્યા પછી જો તે જીવતું રહેશે તો પાછળથી બોલશે." એટલું કહેતો જીવનરાજ ચાલ્યો ગયો અને મુસલમાનોની સામે લડવાની ગોઠવણ કરવામાં ગુંથાયો.

પાટણના કિલ્લાની આડે એક વિશાળ ટેકરી હતી જેને પાટણવાસીઓ બહુધા 'ડુંગરી' ને નામે ઓળખતા હતા. આ ડુંગરીપર લશ્કરને રાખીને મુસલમાનોની સામે થવાનો જીવનરાજે નિશ્ચય કર્યો. એ ડુંગરી અને મુસલમાન સેનાની વચ્ચે સરસ્વતીનો જળપટ અને એક બે ખેતરો આવેલાં હતાં અને જ્યાંસુધી ડુંગરીપરના લશ્કરને મુસલમાનો હરાવી શકે નહિ, ત્યાંસુધી તેઓ કિલ્લાના દ્વારસુધી પહોંચી શકે એમ નહોતું. મુસલમાનો કિલ્લાના દ્વારસુધી પહોંચે તે પહેલાં કિલ્લાની અંદરનું લશ્કર તેમના પર તીરનો મારો ચલાવી શકે તેટલા માટે થોડુંએક લશ્કર કિલ્લાની અંદર પણ ગોઠવ્યું. મુસલમાન લશ્કર દૃષ્ટિમાં આવ્યું અને છાવણી નાંખી તે પહેલાં જીવનરાજે હિંદુ સેનાને લડવા માટે તૈયાર કરી રાખી.

નદીનો પટ ઓળંગીને મુસલમાનો લડવા આવે તે પહેલાં પોતે યુદ્ધનો આરંભ ન કરવો એવો જીવનરાજનો ઠરાવ હતો. મુસલમાનો નદી ઓળંગવાંમાં જેમ વધારે વાર કરે તેમ પોતાને લશ્કરી તૈયારીઓ વધુ પ્રમાણમાં કરવાની સગવડ મળે તેમ હતું. નદીમાં બહુ ઉંડું પાણી હોવાનો મુસલમાનોનો ભ્રમ ટળી ગયો હતો કારણકે તેઓ નદીને કિનારે કિનારે આવ્યા હોવાથી માર્ગમાં ઘણે સ્થળે તેઓએ છીછરૂં અને સ્હેલાઇથી ઉતરી શકાય તેટલું પાણી જોયું હતું. આ કારણથી મુસલમાનો નદી ઉતરીને હિંદુઓની સામે લડવાને ઉંચા નીચા થઇ રહ્યા હતા. જીવનરાજે આ પ્રસંગનો એક બીજી રીતે લાભ લેવાની ગોઠવણ કરી રાખી હતી. કેટલાક ગામડીયાઓને ઉશ્કેરીને તેણે કેટલેક દૂર નદીમાં એક બંધ બંધાવ્યો અને એ બંધની ગોઠવણ એવી કરી રાખી કે જ્યારે જરૂર પડે ત્યારે તેનાં મ્હોં એકદમ બંધ કરી નાંખી શકાય અને પછી જ્યારે છોડવાં હોય ત્યારે ઉતાવળે છોડી નાંખી શકાય.

કુતુબુદ્દીને છાવણી નાંખ્યા પછી ચાર દિવસસુધી તો નદી ઓળંગવાને કશી તજવીજ કરી નહિ. પાંચમે દિવસે પરોઢમાં તેણે એક લાખ સૈનિકોને છાની રીતે હુકમ આપી દીધો કે તેઓએ પરોઢ થતાં જ નદીપાર

પેલે કાંઠે ગોઠવાઇ જવું અને લડાઈ શરૂ કરવી. જીવનરાજને કુતુબુદ્દીનની આ ખાનગી ગોઠવણની કશી ખબર નહોતી, તોપણ તે કુતુબુદ્દીનની ચાણાક્ષતાનો અનુભવી હોવાથી દરેક પળે સાવધ રહેતો હતો. પરોઢમાં જેવું તેણે જાણ્યું કે મુસલમાન લશ્કર નદીના જળમાં પેઠું છે કે તુરત જ તેણે એક ઘોડેસ્વારને દોડાવીને નદીમાં તૈયાર કરેલો બંધ અટકાવી દીધો. થોડી વારમાં પાણીનું પૂર ચડવા લાગ્યું અને એકાદ હજાર મુસલમાનો બીજે કિનારે પહોંચ્યા તેટલામાં બીજા બધા છાતીપુર પાણીમાં ડૂબવા લાગ્યા: કેટલાકો પાણીમાં પૂર ચડતું જોઇને પાછા નાઠા પરંતુ જેઓ બરાબર મધ્યમાં આવી ગયા હતા તેઓ તો થોડી જ વારમાં ડૂબી ગયા. ચોતરફ હાહાકાર મચી ગયો અને પાણીની અંદર નાસભાગ થઇ રહી. હરેક પળે પાણીનું ઉંડાણ વધતું જતું હતું, અને મુસલમાનો ડૂબતા જતા હતા. હજી સહવારનું અજવાળું થયું નહોતું. અંધારામાં નાસભાગ કરતા સૈનિકો માંહોમાંહે અથડાતા કુટાતા મોટી સંખ્યામાં ડૂબી ગયા અને તણાઇ ગયા. દશેક હજાર સિપાઇઓનો સરસ્વતીએ એવી રીતે ભોગ લીધો એટલામાં પ્રભાત થયું. પાણીનું પૂર પણ ઘણું વધી ગયું હતું અને તેનો વિસ્તાર ડુંગરીની લગભગ આવી ગયો હતો, એટલે જીવનરાજે બંધને છોડી દેવાનો હુકમ કર્યો. તુરત જ બંધ છોડી દેવામાં આવ્યો અને ધીમે ધીમે પૂર ઉતરી ગયું.

હિંદુઓની આ યુક્તિથી કુતુબુદ્દીન તેઓ ઉપર વધારે ગુસ્સે થયો. તેણે પાણીના બંધ તરફ પોતાના સિપાઇઓની એક ટુકડી મોકલી, પણ તે વખતે તો ગામડીયાઓ બંધ ખુલ્લો કરીને ક્યારનાએ નાસી ગયા હતા. લશ્કરની આટલી ખુવારી છતાં કુતુબુદ્દીન હિંમત હાર્યો નહિ: બે દિવસ રહીને તેણે ફરીથી નદી ઉતરવાનો યત્ન કર્યો. જીવનરાજ જાણતો હતો કે કુતુબુદ્દીન વહેલો કે મોડો નદી ઉતર્યા વિના રહેવાનો નથી. આ વખતે તેણે બીજી યુક્તિની યોજના કરી. તેણે નદીને તીરે આવેલાં વૃક્ષોપર તીર કમાનવાળા સૈનિકોને ગોઠવ્યા. નદીનો કિનારો સેંકડો વૃક્ષોથી ભરપૂર હતો, અને દરેક વૃક્ષમાં ત્રણ–ચાર સૈનિકો સહેલાઇથી ગુપ્ત રહી શકે તેમ હતું. પાંચેક હજાર સૈનિકોની ગોઠવણ તે વૃક્ષોમાં કરવામાં આવી હતી. કુતુબુદ્દીને પોતાનું સૈન્ય નદીમાં ઉતાર્યું કે તુરત એ સૈનિકોએ મુસલમાનો તરફ તીરોનો વરસાદ વરસાવવા માંડ્યો. તીર ક્યાંથી આવે છે તે કોઇ સમજી શકતા નહિ, જોકે તીર આવવાની દિશા તો તેઓ જાણતા હતા. મુસલમાન સૈનિકો ઉપરાઉપરી ઘાયલ અને અચેતન થઇને નદીમાં પડવા લાગ્યા: કેટલીક વારે તેઓ જાણી શક્યા કે તીરપરનાં વૃક્ષોમાં સંતાએલા હિંદુઓ તીરનો

વર્ષાદ વર્ષાવી રહ્યા છે. તીર છોડનારો મુસલમાન લશ્કર વિભાગ સૌની પાછળ હતો તેને કુતુબુદ્દીને આગળ કર્યો અને નદીમાં રહીને તે વૃક્ષો ઉપર તીર છોડવાનો તેમને હુકમ કર્યો. આ હુકમનો અમલ થયો, પરન્તુ અદૃશ્ય રહેલા શત્રુપર તેની કશી અસર થતી જણાઇ નહિ. તેઓનાં તીરોથી વૃક્ષોની ડાંખળીઓ અને પાંદડાં તૂટી પડતાં જણાયાં, ત્યારે હિંદુઓનાં તીરનો મારો તો એકસરખો ચાલુ જ રહેતો હતો. કુતુબુદ્દીન પોતે બખ્તર પહેરીને ઘોડેસ્વાર થઇ નદીના જળમાં આવીને ઊભો અને હિંદુઓના તીરના મારા છતાં તેણે નદી ઓળંગી જવાનો હુકમ કર્યો; પરન્તુ સૈન્યમાં મોટો ભય વ્યાપ્યો હતો. હિંદુઓની યુક્તિઓથી તેઓ બ્હીતા હતા અને એકાએક ઘેરાઈ જવાની ધાસ્તી તેઓના ચિત્તમાં પેસી ચૂકી હતી. છતાં સૈન્યે નદીમાં પ્રવેશ તો કર્યો. અસંખ્ય તીરોના મારા વચ્ચે ઘાયલ થતા, મરતા અને અથડાતા કુટાતા સૈનિકો આગળ વધ્યા અને નદીના જળમાં લગભગ અર્ધેસુધી જઈ પહોંચ્યા. એવામાં તેઓના આશ્ચર્ય અને ભય વચ્ચે જીવનરાજ દશ હજાર ઘોડેસ્વારો સાથે તેઓની પાછળ એકાએક દેખાયો ! આવડી મોટી સેના સાથે તે કેવી રીતે અને ક્યાં આગળથી નદી ઉતર્યો તે કોઇ જાણતા નહોતા અને તેઓ એકાએક આવી રીતે નદીના જળમાં ઘેરાઈ જશે એવું સ્વપ્નમાં પણ તેઓ ધારતા નહોતા. જીવનરાજને પોતાની પાછળ સેના સાથે જોઇને કુતુબુદ્દીન પણ હીબકી ગયો. એક બાજુએ વૃક્ષોપરથી તીરનો મારો આવતો હતો અને બીજી બાજુએથી જીવનરાજના ઘોડાઓ હણહણતા ધસી આવતા હતા. સામે કિનારે જવાનું માંડી વાળીને કુતુબુદ્દીને પોતાના લશ્કરને પાછું ફેરવ્યું અને જીવનરાજના હલ્લાનો જવાબ વાળવાનું ફરમાન કર્યું. ઘોડેસ્વાર લશ્કરને નદીના તીરપરની રેતીમાં મોકલી આપ્યું અને ત્યાં આગળ જ બન્ને પક્ષો વચ્ચે ભારે યુદ્ધ થયું. રેતીમાં રહેલી ઘોડેસ્વારોની હાર કરતાં જીવનરાજનું લશ્કર ઉંચાણવાળા ભાગમાં હતું એટલે જીવનરાજને દુશ્મનપર મારો ચલાવવાની જેવી સગવડ મળતી હતી તેવી સગવડ મુસલમાનોને મળી શકતી નહોતી. યુદ્ધમાં ને યુદ્ધમાં સાંજ પડી ગઈ. મુસલમાન સૈનિકોની મોટી સંખ્યા ઘાયલ થઇ અને મરણ પામી. કુતુબુદ્દીન પોતે પણ એક જગ્યાએ ઘવાયો અને મોટી હાડમારી વચ્ચે તેને પોતાની છાવણીમાં પાછા ફરવું પડ્યું. જીવનરાજ પોતાના લશ્કર સાથે નદી પાર કરીને પોતાની ડુંગરીપરની છાવણીમાં પહોંચી ગયો.

* * * *

બીજા દિવસનો સૂર્યોદય થતાં જીવનરાજ પોતાના હાથમાં એક મોટી પતાકા લેઇને ડુંગરીની ટોચપર ચડ્યો. ડુંગરી ઉપર બહુ સહેલાઇથી ચડી શકાય તેવો માર્ગ હતો અને તેથી હરકોઇને તેપર ચડતાં કશો શ્રમ પડતો નહિ, તોપણ તેમાં કોઇ સ્થળે નાની મોટી ખડકો, કોતરો, ગુફાઓ વગેરે આવેલું હતું. ડુંગરીની ટોચે પહોંચીને જીવનરાજે એક ઉંચો વાંસ રોપી તે ઉપર ગુર્જર પતાકાને ચડાવી. પતાકા ગર્વભરિત દૃશ્ય અર્પતી ફડફડ કરતી ઉડવા લાગી. પતાકા પણ બહુ સુંદર હતી. આસમાની રેશમની અંદર સોનેરી કસબનું ભરતકામ કરવામાં આવ્યું હતું અને તેની કિનારીઓપર સાચાં મોતી ટાંકવામાં આવ્યાં હતાં. પતાકાની અંદર કસબના ભરતથી ચતુર્ભુજા દેવીનું ચિત્ર આલેખવામાં આવ્યું હતું, અને તેની ઉપર "જય જગજજનની" એવા અક્ષરો કોતરવામાં આવ્યા હતા.

પતાકા ઊભી કરીને જીવનરાજ પોતાના સૈન્યમાં પાછો ફર્યો. તેણે જોયું કે પોતાનો એક સરદાર તીક્ષ્ણ નજરે શત્રુની ગતિનું પર્યવેક્ષણ કરી રહ્યો છે. શત્રુની છાવણી તે સ્થળેથી સારી રીતે દેખાતી હતી પરન્તુ અંતરને લીધે તેમાંની હીલચાલની દરેક સ્થિતિ સમજી શકાતી નહિ. સરદારની સાથે સાથે જીવનરાજ પણ શત્રુની હીલચાલ જોવા લાગ્યો. એટલામાં એક સૈનિક હળવે પગલે જીવનરાજની પાછળ આવીને ઊભો રહ્યો. સૈનિકની ઉમર બહુ ઓછી જણાતી હતી પરન્તુ શરીરપર ધારણ કરેલાં વસ્ત્ર, બખ્તર અને શસ્ત્રાસ્ત્રને લીધે તેની ઉમર સહજમાં કળી શકાતી નહોતી. પગે પાયજામો અને અંગપર ટુંકી બંડી તથા તે ઉપર તેણે લોખંડની સાંકળીથી ગુંથેલું બખ્તર પહેર્યું હતું. માથાપર મોટો ટોપ ધારણ કર્યો હતો અને મ્હોંનો ઘણોખરો ભાગ એ લોખંડી ટોપ નીચે જ ઢંકાએલો હતો. તેના ડાબા હાથમાં ભાલો હતો અને કમરપર તલવાર લટકાવેલી હતી. જીવનરાજની પાછળ આવીને તેણે પૂછ્યું: "શું જૂઓ છો, રાજાજી?"

જીવનરાજે પાછળ ફરીને જોયું અને એ અજાણ્યા સૈનિકને જોઇને પૂછ્યું: "તમે કોણ છો અને અહીં કેમ આવ્યા છો?"

"હું એક હિંદુ સૈનિક છું; પછી મારી ઓળખાણની શી અગત્ય છે?"

"કદાચ તમે શત્રુના ગુપ્તચર હો!"

"હિંદુ સેનાપતિ એવા ગુપ્તચરથી બીહે છે શું?"

"મારે પોતાને માટે હું નથી બ્હીતો, પરંતુ દેશને માટે તો મારે ગુપ્તચરથી સાવધ રહેવું જોઇએ."

"તમને તમારો આત્મા એવું કહે છે ખરો કે હું ગુપ્તચર છું?"

"ના. તમને જોઇને મને એક પરિચિત જનનું સ્મરણ થઇ આવ્યું છે."

"વારુ." યુવકે વાતચીતનો વિષય બદલતાં કહ્યું: "શત્રુની હીલચાલપરથી શું જણાય છે?"

"તે પૂર્વ દિશા તરફ જાય છે; માટે હવે મારે લશ્કર લેઇ જઇને તેને અટકાવવું જોઇએ."

"સબુર કરો. નદી ઉતરીને લશ્કર લેઇ જાઓ તે વિના તમે તેને અટકાવી શકશો નહિ અને નદી ઉતરવામાં તમને ગેરલાભ સમાએલો છે. જરા થોભો. પશ્ચિમ દિશા તરફ નજર કરો. શત્રુના સૈન્યનો એક વિભાગ તે દિશાએ પણ જાય છે. તેનો ઇરાદો દૂર જઇને નદી ઓળંગ્યા પછી ડુંગરીપર ચડી આવવાનો છે, સમજ્યા?"

જીવનરાજ પોતાની ભૂલ સમજી ગયો. પશ્ચિમ દિશાની ઊંડાણમાં મુસલમાન સૈનિકોને તેણે કૂચ કરી જતા જોયા. બન્ને દિશાએ પોતાના લશ્કરને સામું મોકલવામાં લાભ નહોતો. ડુંગરીની સઘળી દિશાઓ સુરક્ષિત રાખવી તેમાં જ તેનો લાભ હતો. જીવનરાજ ભાનમાં આવ્યો. પોતાને સલાહ આપનાર યુવકનો આભાર માનતાં તે તેને ભેટ્યો અને બોલ્યો: "ખરેખર, તમે શત્રુના માણસ નથી પણ મારા મિત્ર છો, અને તમારી બુદ્ધિ ઘણી ચપળ જણાય છે! આજે તમે મને અનુપમ યુદ્ધશિક્ષણ આપ્યું."

યુવક જીવનરાજના આલિંગનમાંથી મુક્ત થવાને યત્ન કરવા લાગ્યો, પણ તે યત્ન કરતાં તેની બનાવટી મૂછ સ્થાનભ્રષ્ટ થઇ ગઇ અને સ્વરૂપ ઉઘાડું પડી ગયું! જીવનરાજે પોતાની સમીપ બેલાનું લજ્જાવનત વદન જોયું: "ઓહો! બેલા તું જ કે?"

બેલા નિરુત્તર રહી. જીવનરાજ બોલ્યો: "બેલા! પ્રાણાધિક બેલા!"

"મહારાજ! આ શું પ્રેમ કરવાનો સમય છે?" બેલા બોલી.

"હા, બેલા! આ જ પ્રેમ કરવાનો ખરો સમય છે. શું તું નથી જાણતી બેલા! તારાપરના પ્રેમે મને દેશપર પ્રેમ કરતાં શીખવ્યું છે?"

"અથવા તો દેશપરના પ્રેમને લીધે તમે મારા પર પ્રેમ કરતા કેમ ન શીખ્યા હો?"

હવે આ વાર્તાલાપ અટકાવીને શત્રુના હુમલાની સામે રક્ષણ કરવા સજ્જ થવાનું જીવનરાજને આવશ્યક લાગ્યું. તે સત્વર પોતાની સંકેતસૂચક પતાકા તરફ ચાલ્યો. ફરફરતી પતાકાને રોપેલા વાંસની ટોચપર ચડાવી દીધી, અને તે જ ક્ષણે ગુજર્જર સેનાએ "હર હર મહાદેવ"ના ધ્વ-

નિથી આખી ડુંગરીને ગજાવી મેલી. પતાકાનો સંકેત એવો રચવામાં આવ્યો હતો કે જ્યારે પતાકાને ટોચપર ચડાવવામાં આવે ત્યારે સૈનિકોએ કૂચ કરવાને સજ્જ થઈ જવું અને જ્યારે થોડી નીચી રાખવામાં આવી હોય ત્યારે પોતાના સ્થળને શાન્તિથી સાચવી રાખીને સાવધ રહેવું. મુસલમાન લશ્કરની હીલચાલથી સૈનિક સમુદાય જાણીતો નહોતો, તેથી એકાએક પતાકા ચડવાથી તેઓમાં ધાંધાટ અને પડપૂછ ચાલવા લાગી. સૌ કૂચ કરવાને સજ્જ થઇ ગયા પણ કઇ તરફ કૂચ કરવી તે કોઈ સમજી શક્યું નહિ. થોડી વારમાં જીવનરાજે પોતાના નાના મોટા સઘળા સરદારોને ખબર આપી દીધી કે "શત્રુ દૂરથી નદી ઓળંગીને પૂર્વ તથા પશ્ચિમ બંન્ને દિશાએથી ચડી આવે છે, માટે લશ્કરના બે ભાગોને બન્ને દિશાએ દોરી જવા સૌએ સજ્જ થઇ રહેવું."

## પરિચ્છેદ ૬ ઠ્ઠો.

### છેલ્લો દિવસ !

જોતજોતાંમાં હિંદુ સેનાના બે મોટા વિભાગો બન્ને દિશાએ કૂચ કરી ગયા. ડુંગરીનું રક્ષણ કરવાની પણ મોટી અગત્ય હતી, કારણકે તે સ્થળેથી મુસલમાનોને આગળ વધવા દેવામાં આવે તો તુરત જ પાટણનો કિલ્લો દુશ્મનના હાથમાં જઇ પડે તેમ હતું. આ કારણથી જીવનરાજ મોટા સૈન્ય સાથે ડુંગરીપર રહ્યો અને એવી રીતે વ્યૂહરચના કરવા લાગ્યો કે જેથી સઘળી દિશાએથી મુસલમાનોપર એકસરખી રીતે મારો ચલાવી શકાય.

હિંદુઓએ કુતુબુદ્દીનને અત્યારસુધીમાં જે શિક્ષા કરી હતી તે કાંઇ ઓછી ભયંકર નહોતી. નદીપાર કરતાં પહેલાં જ કુતુબુદીન પચીસ હજાર સૈનિકો ગુમાવી બેઠો હતો અને તેથી હિંદુઓના યુદ્ધકૌશલ્યથી તેમ જ યુક્તિપ્રયુક્તિથી એકસરખો બ્હીતો હતો. પોતાની છાવણીની પૂર્વ અને પશ્ચિમે બે બે ગાઉ સુધી દૂર સૈન્યને લેઇ જઇને ત્યાં આગળથી તેણે નદીપાર કરી અને પછી ડુંગરીની બન્ને દિશાએથી પોતાનો હુમલો લેઇ જવા માંડયો. બન્ને બાજુએ પચાસ પચાસ હજાર સૈનિકોને તેણે મોકલ્યાં હતા, ત્યારે જીવનરાજ માત્ર દશ હજાર સૈનિકોને જ તેમની સામે મોકલી શક્યો હતો ! કુતુબુદ્દીનના મોટા સૈન્ય પાસે પોતાનું સૈન્ય ઘણું નાનું છે એમ તે સમજતો હતો છતાં પોતાના સૈનિકો પોતાને શરમાવે તેવો દેખાવ તો નહિ કરે એવો તેને ભરોસો હતો. ડુંગરીની બન્ને બાજુએ એક એક કોસ દૂર હિંદુ સેના

પહોંચી એટલામાં સામેથી મુસલમાન સેનાનું દર્શન થયું અને તત્ક્ષણ યુદ્ધની શરૂઆત થઈ.

અજમેરથી માર ખાતા ખાતા હિંદુઓ પાટણસુધી પાછળ હટયા હતા અને મુસલમાનો પાટણના કિલ્લા સુધી તેમની પૂંઠે દોડી આવ્યા હતા. હવે પાછળ હઠવાનો કશો માર્ગ હિંદુઓને માટે નહોતો રહ્યો. કાંતો દુશ્મનને મારવો અને કાંતો મરીને પાટણ દુશ્મનના હાથમાં આપવું એ સિવાય બીજો કશો માર્ગ હવે તેમને માટે રહ્યો નહોતો. આ છેવટની બાજીએ હિંદુ સેનાને મરણોન્મુખ કરી હતી અને તેથી તેનામાં સઘળી ઐહિક આશાઓને દૂર ફેંકી દેવાનું સામર્થ્ય પ્રકટયું હતું. "દુશ્મનને મારો, નહિ તો પાટણ ગયું સમજો !" એ જ એક ધ્વનિ તેમના હૃદયમાં જાગ્રત રહ્યાં કરતો હતો. આ વખતે મુસલમાનોની મોટી સેના જોઇને તેઓના ચિત્તમાં ડર પેદા થયો નહિ. તેઓ મરણીયા થઇને લડયા અને સાંજ પડતાં યુદ્ધ બંધ થયું ત્યાંસુધીમાં શૂરા વીશ હજાર હિંદુઓએ બન્ને બાજુએ એક લાખ મુસલમાનોને એક તસુ પણ આગળ વધવા દીધા નહિ.

હિંદુઓના આ અતુલ પરાક્રમની ખબર રાત્રે જીવનરાજને મળી. તેના અંતર્માં આનંદ પ્રકટયો. રાત્રે બીજા બબ્બે હજાર સૈનિકોને લેઇને તે બન્ને બાજુના લશ્કરોમાં ગયો, ત્યાંના સરદારોને મુખેથી યુદ્ધની હકીકત સાંભળી અને તેઓને ઉત્તેજન આપીને તથા પોતાની સાથેના બબ્બે હજાર સૈનિકો તેઓને સોંપીને મધરાતે તે પાછો ડુંગરીપર પહોંચ્યો.

પુનઃ પ્રભાતમાં યુદ્ધારંભ થયો. એક દિવસના યુદ્ધમાં કુતુબુદ્દીન જાણી ગયો હતો કે મરણીયા રજપૂતોની સંખ્યા નાની હોવા છતાં તે પોતાના સૈન્યની બરાબર ઉતરે તેવું શૌર્ય તેનામાં હતું. આ કારણથી બીજા દિવસના યુદ્ધમાં કુતુબુદ્દીને પોતાના પચાસ હજાર સૈનિકોને એકીસામટા ઉતાર્યા. દશ હજાર હિંદુઓની સામે પચાસ હજાર મુસલમાનો ! મોટી સંખ્યા આગળ ગમે તેટલું અનુપમ શૌર્ય પણ ક્યાંસુધી ટકે ? બે પ્રહર તુમુલ યુદ્ધમાં વીતતાં તો હિંદુઓ થાકથી અને પોતાની સંખ્યામાં મોટા ઘટાડાથી મરણતોલ થઇ ગયા. અત્યારસુધી તો તેઓએ મુસલમાનોને જરાએ આગળ વધવા દીધા નહોતા, પરન્તુ હવે મુસલમાનો ધીમે ધીમે આગળ આવતા હતા અને હિંદુઓ તેમને પોતાના શસ્ત્રાસ્ત્રબળથી અટકાવી શકવાને સમર્થ રહ્યા નહોતા. જેમ મુસલમાનો રણક્ષેત્રમાં જમીન મેળવતા આગળ આવતા ગયા તેમ તેમ હિંદુ સેનાઓ પાછળ હઠતી ગઇ. હિંદુઓની નાની સંખ્યાને લીધે તેઓ મુસલમાનોમાં જેટલી ખુવારી નીપજાવી શકતા હતા

તે કરતાં તેમના પોતામાં વધારે ખુહારી થતી હતી. છતાં પણ મરવાને જ સજ્જ થએલા હિંદુઓએ સાંજસુધી યુદ્ધ અટકાવ્યું નહિ. હિંદુઓનાં બન્ને બાજુનાં સૈન્યો પાછળ હઠતાં હઠતાં ડુંગરીની તળેટીની લગભગ આવી ગયાં હતાં અને જીવનરાજ ઉદ્વિગ્ન ચિત્તે ડુંગરીપરના સૈનિકોને મદદમાં મોકલવાની તૈયારી કરતો હતો. જોતજોતાંમાં સાંજ પડી અને યુદ્ધ અટક્યું. ત્રીજા ભાગના જીવતા રહેલા હિંદુ સૈનિકો ડુંગરીની કોરણપર આવીને અટક્યા હતા. તેઓના શ્રમનો પાર રહ્યો નહોતો. થોડા થોડા ઘા વાગવાથી ઘાયલ થએલાઓ તો પોતાનાં ઘાને માટે કેવળ બેદરકાર જ રહ્યા હતા અને સૈન્યમાંથી દૂર ખસ્યા નહોતા. તેમના ધૈર્ય અને બાહુબળે અત્યારસુધી તો યુદ્ધ ચાલુ રખાવ્યું હતું, પરન્તુ ત્યારપછીના બીજા દિવસને સૌ કોઇ પોતાનો છેલ્લો દિવસ માનતા હતા!

રાતની રાત અત્યંત શ્રમ લેઇને જીવનરાજે પોતાના લશ્કરને ડુંગરી પર ગોઠવ્યું–એવી રીતે કે એ ઉંચે સ્થળે રહીને હિંદુઓ મુસલમાનોપર તીરનો મારો આબાદ રીતે ચલાવી શકે. ડુંગરીની તળેટીમાં આવેલી પાયદળ અને ઘોડેસ્વારોની હારો ખંડિત થઇ ગઇ હતી તેમાં નવા સૈનિકોનો ઉમેરો કરીને પુનઃ આખી બનાવવામાં આવી. પૂર્વ અને પશ્ચિમ દિશામાંનાં જૂદાં જૂદાં સૈન્યોં, હવે ડુંગરીની પડોશમાં જ રણક્ષેત્ર આવી ગયું હોવાથી એકત્ર થઇ ગયાં હતાં, તેવી જ રીતે મુસલમાનોનાં બન્ને સૈન્યો પણ એકત્ર થઇ ગયાં હતાં. ખરી વસ્તુસ્થિતિ એવી હતી કે ડુંગરીની ત્રણ બાજુએ હિંદુ સૈન્ય હતું અને તેની આસપાસ મુસલમાન સૈન્ય ઘેરી વળ્યું હતું.

રાત્રિનો ત્રીજો પ્રહર આવી પહોંચ્યો. જીવનરાજ પોતાના સૈન્યની વ્યૂહ રચના પૂરી કરીને ડુંગરીની ટોચપર ગુર્જર પતાકા પાસે આવી પહોંચ્યો. ત્યાં રહીને તેણે ડુંગરીપરના પોતાના લશ્કરની હારોને અંધારામાં રાક્ષસોની કાળી હારોના જેવી નિહાળી. કાર્યસમાપ્તિને અંતે ચિત્તમાં ઉત્પન્ન થતી કિંચિત્ શાંતિનો ક્ષણિક અનુભવ થયો. ઘોડેસ્વાર સૈન્યના અગ્રભાગમાં જીવનરાજે પોતે સેનાપતિ તરીકે રહેવાનું નિશ્ચિત કર્યું હતું. સૈન્ય તો ગોઠવાઇ ગયું હતું. હવે સૈન્યના મોખરે જવાને તે તૈયાર થયો. બેલા પણ સૈનિકના પોશાકમાં એક ઘોડાપર સ્વારી કરીને તેની પાસે જ ઊભી હતી. જીવનરાજે સૈન્ય તરફ ડગલું ભરતાં પહેલાં કહ્યું: "બેલા!"

બેલા પોતાના ઘોડાને જીવનરાજના ઘોડાની બાજુમાં લાવતાં બોલી: "શું છે મહારાજ?"

"આજે મારા જીવનનો છેલ્લો દિવસ છે!"

"એ શંકા નિષ્કારણ છે."

"નિષ્કારણ નથી." જીવનરાજ બોલ્યોઃ "આજે યુદ્ધમાં મારો પરાજય અને મરણ બન્ને નિશ્ચિત છે."

"કદિ મરણ થાય, તોપણ તેમાં ભય શો છે?"

"ભય તો કેશો નથી; પરન્તુ–પરન્તુ એક દુઃખ રહી ગયું!"

"દેશને માટે પ્રાણ આપવો એ તો માનભરેલી વાર્તા છે; પછી દુઃખ શેનું?"

"મારૂં દુઃખ! સાંભળ, એલા! મારી સમીપમાં શીતળ જળથી ભરેલો કૂવો છે, છતાં તે કૂવા તરફ નહિ જતાં મરણ પામવા ઇચ્છતા મૃગની પેઠે જળ પીવાની આશાથી હું મરૂભૂમિ તરફ દોડું છું! તૃષા મટતી નથી, છતાં વ્યર્થ નિઃશ્વાસો નાંખતો ઇતસ્તતઃ ભટકું છું! મારૂં દુઃખ તું સમજી, એલા?"

જીવનરાજનું દુઃખ સાંભળીને એલાના અંતરને વ્યથા ઉત્પન્ન થઇ. હૃદય ઉષ્ણ શ્વાસોચ્છ્વાસથી ઉંચું નીચું થવા લાગ્યું. નેત્રો સજળ થઇ ગયાં. તે ધીરે સ્વરે બોલીઃ "રાજાજી! શત્રુ સામે આવીને ઉભો છે, તે વખતે આ સઘળી વાત શાને સંભારો છો?"

જીવનરાજ બોલ્યોઃ "આજ મારી જીવનયાત્રાનો છેલ્લો દિવસ છે. સમુદ્રમાં અનેક બુદ્‌બુદ ઉત્પન્ન થાય છે અને ક્ષણવારમાં ફુટી જાય છેઃ તેનું નામ નિશાન પણ રહેતું નથી."

એલાની આંખમાં આંસુ ઝમી આવ્યાં. તે મ્હોં ફેરવીને જીવનરાજથી છાની રીતે આંસુ લૂછતી બોલીઃ "રાજાજી! જે પોતાના દેશને માટે પ્રાણ અર્પે છે, તે મરણ પામે છે, તોપણ વસ્તુતઃ મરતો નથી–ચિરકાળ સુધી તેનું સ્મરણ જનતામાંથી ભુંસાતું નથી."

"એલા! એક વાત ઘણા વખતથી તને પૂછવાનું મને મન થયાં કરે છે, પણ તે પૂછાઇ નથી. આજે હવે મારો છેલ્લો દિવસ છે તો પૂછું?"

"ખુશીથી પૂછો."

"એલા! તું એક યવન સ્ત્રી છે, છતાં ગુજરાતને માટે તું આટલી બધી લાગણી કેમ ધરાવે છે?"

"રાજાજી! તેનો ભેદ અત્યારે હું ખુલ્લો કરૂં છું કે હું યવન સ્ત્રી નથી પણ એક હિંદુ સ્ત્રી છું અને વિશેષમાં ગુજરાતમાં જન્મ પામેલી છું."

જીવનરાજ આશ્ચર્યથી ચકિત થઇ ગયો અને બોલ્યોઃ "હેં, તું હિન્દુ છે?–ગુજરાતી રમણી છે! હાય! એલા! આટલા દિવસસુધી તું તે કેમ ન બોલી?"

"બોલી હોત તો શું થાત, રાજાજી?"

"જો બોલી હોત, તો આજે ઝાંઝવાનાં નીર પીવાને હું સ્થળે સ્થળ અને જંગલે જંગલ ભટક્યો ન હોત!"

"રાજાજી! એ વાત જો મેં તમને કહી હોત તો મારાપર તમારો આટલો ચાહ ન હોત! મારા સ્વધર્મ કરતાં હું તમને વધારે ચાહતી હતી તેથી જ તમે મને દેવી તુલ્ય માનતા હતા, તે ભૂલશો નહિ."

"ત્યારે તેં ઇસલામ ધર્મ ગ્રહણ કર્યો છે?"

"ના; પરન્તુ લોકો મને મુસલમાન નૃત્યાંગના તરીકે ઓળખે છે; અને આપ પણ એ જ જાણો છો"

"ત્યારે, તારો ઇતિહાસ તો કહે!"

"મારો ઇતિહાસ બહુ ટૂંકો છે! મારો જન્મ વૃદ્ધનગરમાં થયો હતો. જ્યારે શાહબુદ્દીન આજથી બાવીશ વર્ષ પહેલાં આ દેશપર ચડી આવ્યો ત્યારે હું માત્ર બે-ત્રણ વર્ષની હતી. મારા પિતા તથા મારો જુવાન ભાઈ તે વખતે લડવા ગયા હતા, તેમાં મારા પિતા મરણ પામ્યા હતા. આ બાજુએ અમારા ગામમાં મુસલમાનોએ ધાડ પાડી અને અત્યાચાર ચલાવ્યો. અમારા ધનનું તથા મારૂં રક્ષણ કરતાં મારી માતાનું મરણ થયું અને હું કેવળ નાની વયમાં એક મુસલમાન સિપાઇને હાથ પડી. તે સિપાઇ મને પત્થર સાથે અફાળીને મારી નાંખવાનો જ હતો, પરન્તુ એટલામાં તેને મારા સૌંદર્ય અને નિર્દોષતા ઉપર મમતા થઇ આવી અને મને બચાવી. તે મને પોતાની સાથે કાબૂલ લેઇ ગયો. હું તેને ત્યાં રહીને દશ વર્ષની થઇ. પછી તે સિપાઇ ફરીને હિંદુસ્તાનપરની ચડાઇમાં શાહાબુદ્દીન સાથે ગયો તે પાછો ન જ આવ્યો. તેની સ્ત્રીએ મને દિલ્હીની એક ગણિકાને વેચાતી આપી દીધી જ્યાં હું નૃત્યકળા શીખી. મારી તેર-ચૌદ વર્ષની વયે તે ગણિકા મરણ પામી અને મને તેનું અઢળક દ્રવ્ય મળ્યું. ત્યારથી હું નૃત્યાંગનાનો ધંધો કરૂં છું, પરન્તુ હિંદુ જન્મના સંસ્કારો મારામાં રહ્યા છે, એટલું જ નહિ પણ જ્યારે પેલા મુસલમાન સિપાઇએ મને મારા પૂર્વ જીવનની વાત કરી હતી ત્યારે જ મારા અસલ વતન ઉપર મને ચાહ ઉત્પન્ન થયો હતો. રાજાજી! હું એ સિપાઇને ત્યાં રહી હતી ખરી અને તેનું અન્ન મેં ખાધું હતું ખરૂં, પણ મેં ઇસલામ ધર્મનો અંગીકાર કર્યો જ નથી-તે આજસુધી હજી હું મનથી પવિત્ર હિંદ કુમારિકા છું. મારી માતૃભૂમિના વીર નર તરીકે અજમેરમાં હું તમને ચાહતી હતી."

"હાય!" જીવનરાજ અફસોસ કરતો બોલ્યોઃ "બેલા ! હું છેવટ-સુધી તને ઓળખી ન શક્યો ! દોરડાને સર્પ માનીને છેલ્લેસુધી તેનાથી દૂર રહ્યો !"

"ગયાનો શોચ ન કરો અને અત્યારના કર્ત્તવ્યનો વિચાર કરો."

જીવનરાજ ભાનમાં આવ્યો. પ્રભાત નિકટ આવતું જતું હતું. તે બોલ્યોઃ "બેલા ! હું સૈન્યને મોખરે જઉં છું. તું અહીં જ રહેજે. આ ગુર્જર પતાકાના રક્ષણનું કાર્ય હું તને સોંપું છું."

"પતાકાનું રક્ષણ કરવાનું મોહિનીએ માથે લીધું છે. તેની સાથે રોહિણી નામની એક બીજી બાળા પણ છે." બેલાએ જણાવ્યું.

"અને તું પણ તેમની પાસે રહે."

"એમ કેમ મહારાજ ?"

"આજના યુદ્ધમાં જયની આશા થોડી છે. દુશ્મનનું સૈન્ય ઘણું મોટું છે અને આપણું સૈન્ય સિંધુમાં બિંદુવત્ છે. અમે સઘળા મરણ પામીશું; તેમાં તારે પણ શામાટે પ્રાણ આપવો જોઇએ ?"

"આપના કરતાં મારો જીવ શું વધારે મૂલ્યવાન્ છે ? આપ દેશને માટે જીવ આપો અને હું શું મારી જન્મભૂમિને માટે કશો ભોગ ન આપું ?"

"નહિ, નહિ, બેલા ! તારા જેવી રમણીઓની આ દેશને મોટી જરૂર છે. જ્યારે તારા જેવી માતાઓ આ ભૂમિમાં ઘેર ઘેર થશે ત્યારે વિધર્મીઓ આ ભૂમિમાં ઊભા પણ રહી શકશે નહિ."

"બેલા ! હજી આત્મરક્ષણને માટે કેટલોક સમય છે અને તે સમયમાં વિચાર કરીને તું અહીં જ રહે ! લડાઇમાં જીવ ગુમાવવો એ કાંઇ નાનું સંકટ નથી."

"રાજાજી ! આજસુધી આ દાસીએ આપને કંઇ પ્રાર્થના કરી નથી. આજે તે એવી પ્રાર્થના કરે છે કે કૃપા કરીને આપ એને આપની સાથે રહેવા દો !" બેલાએ છેવટની પ્રાર્થના કરી.

હવે વાતચીતમાં વધુ વખત ગાળવાનો સમય રહ્યો નહોતો. બેલાને સાથે રાખવામાં જીવનરાજના ચિત્તને કાંઇક ચિંતા રહેતી હતી, તોપણ હવે વધુ વિચાર નહિ કરતાં તેણે ચાલવા માંડયું. થોડી વારમાં ડુંગરીની તળેટીએ આવેલા લશ્કરને મોખરે જીવનરાજ અને બેલા આવીને ઊભાં રહ્યાં.

## પારચ્છેદ ૭ મો.

### માતૃભૂમિના ચરણમાં.

અત્યારે રાત્રિનો છેલ્લો પ્રહર ચાલતો હતો. જીવનરાજે ચોમેર દૃષ્ટિ કરી. મશાલોના આછા આછા અંધકારમાં સૈનિકો શાન્ત શાન્ત બેઠેલા જોવામાં આવતા હતા. ઘોડેસ્વારો પોતાના ઘોડાને પલાણ સાથે તૈયાર રાખીને બાજુમાં તાપણું કરી ચલમો ફૂંકતા હતા, તો કોઈ જરા આડા પડેલા હતા. જીવનરાજ આવી પહોંચતાં તેઓ સાવધ થઇ ગયા. તેઓના સરદારોને બોલાવીને જીવનરાજે કહ્યું: "જુઓ! પરોઢનું અજવાળું થતાં જ દુશ્મનોના હલ્લાની રાહ જોવા પહેલાં આપણે સજ્જ થઇને રહેવાનું છે. સામો હુમલો લેઇ જઇ શકાય તેમ તો નથી, પરંતુ દુશ્મનને ડુંગરીની તળેટીમાં પગ મેલવા ન દેવો એ તમારૂં કામ છે. ઉપરના ભાગમાં મેં પાયદળની ગોઠવણ કરી છે અને તેઓ ઉપર રહીને દુશ્મનપર તીરનો સખ્ત મારો ચલાવશે. રણધીરા ગુજરાતી વીરો! દુશ્મનનું સૈન્ય મોટું છે, પણ તેથા ડરશો નહિ. શીયાળીયાંનાં મોટા જૂથમાં સિંહરાજ એકલો જ રમે છે, તે ભૂલશો નહિ!"

લશ્કરની સઘળી હારોમાં જીવનરાજ અને બેલા ફરી વળ્યાં. સ્થળે સ્થળે સૈનિકોએ જીવનરાજને પ્રણામ કર્યા અને કહ્યું: "મહારાજ! અમે રણક્ષેત્રમાં જીવવાની આશાથી આવ્યા જ નથી. યવનોને મારવા અથવા અમારે મરવું એ જ અમારો મનોનિશ્ચય છે અને તે નિશ્ચયને અમે છેલ્લેસુધી વળગી રહીશું. અમારા બાપદાદાએ પોતાનાં પરાક્રમોવડે જે નામ કાઢ્યું છે તેને ઝાંખપ લાગે તેવું કામ અમારે હાથે નહિ જ થાય એ માટે નિશ્ચિંત રહેજો મહારાજ!"

જીવનરાજ હર્ષથી ઉભરાતે હૃદયે બોલ્યો: "ધન્ય છે, ધન્ય છે, ગુજરાતના વીરાઓ!

(સોરઠો)

"સામા થઇને મોત, મેળે લેજો માંગીને,
"પણ પરિયાનું પોત, ગુમાવતા નહિ ગુર્જરો!"

સૈનિકોએ "અંબે માતાની જય" એવા ઉદ્‌ગારોવડે જીવનરાજના શબ્દોને સહર્ષ વધાવી લીધા.

* * * * *

સૂર્યોદય થયા પહેલાં તો યુદ્ધની શરૂઆત થઇ ચૂકી. જેવી રીતે જીવનરાજના બન્ને વિભાગો એકત્ર થવાથી તેની હાર લંબાઇ હતી તેવી રીતે

તેઓ એકીસામટા જીવનરાજની સામે ચડ્યા અને તેના અંગપર ધસી આવ્યા. હિંદુ ઘોડેસ્વારોએ આરીયાંની પેઠે મુસલમાનોનાં માથાં કાપવા માંડ્યાં, તથાપિ તેઓની નાની સંખ્યા દુશ્મનને હરાવી શકે તેમ જણાયું નહિ. તેઓ દુશ્મનને મારતા મારતા મરણ પામવા લાગ્યા અને જીવનરાજ તથા બેલા એકાએક શત્રુઓની મોટી સંખ્યાની વચ્ચે ઘેરાઇ ગયાં.

શત્રુઓના મોટા દળથી પોતાને ઘેરાએલો જોઇને જીવનરાજ સાક્ષાત્ રૂદ્રની પેઠે હાથમાં કૃપાણ લેઇને ઘૂમવા લાગ્યો. તેના શરીરના કેટલાક ભાગોમાંથી રૂધિરધારા વહન કરવા લાગી. મ્હોંપર પરસેવાના રેલા ચાલી રહ્યા. આંખોમાં રૂધિર ચળકવા લાગ્યું. બખ્તર છિન્ન ભિન્ન થઇ ગયું. ઘોડાને પણ કેટલાક ઘા વાગી ચૂક્યા પણ તે કશાની ચિન્તા જીવનરાજને નહોતી. જ્યાંસુધી તેના હાથમાં તેનું ખડ્ગ અખંડિત હતું ત્યાંસુધી તે પોતાને સર્વ રીતે નિર્ભય માનતો હતો. બેલા પણ જીવનરાજની છાયાની પેઠે તેની પાસે ને પાસે રહી હતી, તે પણ આ વખતે પોતાના વીરત્વનો ઉપયોગ કરવામાં પાછી હઠી નહિ. તે દુશ્મનને મારવામાં પોતાનું વીરત્વ વાપરતી નહોતી પરન્તુ જીવનરાજના દેહનું રક્ષણ કરવામાં જ ઉદ્યુક્ત રહેતી હતી. તેનું શરીર પણ રૂધિરથી ખરડાઇ ગયું હતું. જીવનરાજનું રક્ષણ કરતાં કરતાં આ વખતે તેને પણ યુદ્ધમાં ઉતરવું પડ્યું. ઘોડેસ્વારોની મોટી ફોજથી ઘેરાઇ જવાથી હવે એમાંથી એક્કે બચી શકે તેમ તો નહોતું જ એટલે હવે તેણે પણ પોતાનું હસ્તકૌશલ્ય બતાવવા માંડ્યું.

જીવનરાજ શત્રુથી ઘેરાઇ ગયો એ બીજા હિન્દુ સૈનિકોના લક્ષ બહાર નહોતું; પરંતુ તેઓ શત્રુની સાથે લડવામાંથી નવરા પડે તેમ નહોતું તેથી તેઓ સઘળા જીવનરાજની મદદે આવી શક્યા નહિ, તથાપિ થોડાએક ઘોડેસ્વારો તે તરફ ધાઇ આવ્યા અને શત્રુને મારવાને યત્ન કરવા લાગ્યા, પણ તેમાં તેઓ સફળ થયા નહિ. જીવનરાજ દુશ્મનોની વચ્ચે રહીને જે કોઇ પોતાની સામે ધસી આવે તેમના હલ્લામાંથી પોતાના પ્રાણનું રક્ષણ કરતો હતો અને નજીક આવનારને તો તલવારથી ઘાયલ કર્યા વિના તે પાછો હઠવા દેતો જ નહિ, પરન્તુ થોડીએક પળોમાં તે નિરાધાર થઇ ગયો, કારણકે શત્રુના એક ઘોડાની પીઠપર ઘા કરતાં તેની તલવાર વચમાંથી ભાગી ગઇ અને તે નિઃશસ્ત્ર બની ગયો! તુરત જ બે પઠાણો તેની નજીક ધસી આવ્યા. બેલાએ તેમના હલ્લાની સામે થવા યત્ન કર્યો પણ, શત્રુના એક ભાલાએ તેના કાળજાને વીંધી નાંખીને પાછળથી જીવનરાજની પીઠમાં પણ પ્રવેશ કર્યો! જીવનરાજ ચમકી ગયો. તેણે પોતાની કટારનો ઉપયોગ

કરીને શત્રુની સામે થવાનો બહુએ યત્ન કર્યો, પરન્તુ ઘોડાપર બેસી રહેવાનું ચૈતન્ય તેનામાં રહ્યું નહિ ! એક જ ભાલાથી ઘવાએલાં બેલા અને જીવનરાજ બન્ને ઘોડાપરથી નીચે પડી ગયાં !

પોતાના સેનાપતિના પ્રાણપર પોતાનું રૂધિર આપવા ઇચ્છનારા હિન્દુ સૈનિકો ઝાલ્યા રહ્યા નહિ ! જીવનરાજ ઘોડાપરથી પડી ગયો, તે જ ક્ષણે મુસલમાનોએ "અલ્લાહો અકબર" ની ગર્જનાથી રણભૂમિને ગજાવી મેલી; તે સાંભળીને હિંદુઓ વધારે ઉશ્કેરાયા અને પાછળથી દુશ્મનનો મારો સહન કરતાં છતાં જ્યાં જીવનરાજ પડ્યો હતો ત્યાં ધાઇ આવ્યા. તેઓ મરણીયા થઇને મુસલમાનોપર તૂટી પડ્યા. જીવનરાજ ઘાયલ સ્થિતિમાં એક બાજુએ પડ્યો રહ્યો અને બાજુમાં ભીષણ યુદ્ધ મચ્યું. થોડા મરણીયા હિંદુઓ શત્રુને બહુ ભારે પડ્યા. તેઓએ મચાવેલા કેરથી મુસલમાનો ભયભીત થઈ ગયા, પરન્તુ છેવટે તેઓ સઘળા યુદ્ધમાં જ ખપી ગયા ! "જીવનરાજ પડ્યો, જીવનરાજ પડ્યો," એવી ખબર આખા સૈન્યમાં ફેલાઇ ગઇ અને તે જ ક્ષણે એકાએક યુદ્ધ અટકી ગયું ! હાય ! હિંદુ સૈન્ય મુસલમાનોની તલવારને શરણ થયું ! માતૃભૂમિના ચરણમાં મસ્તક અર્પણ કરનારાઓ કરતાં જીવતા રહેનારાઓ વધારે શોકાતુર થયા !

* * * * *

રણક્ષેત્રની એક બાજુમાં ઘાયલ પડ્યો રહેલો જીવનરાજ ભુલાઇ ગયો ! હિંદુઓનાં તથા મુસલમાનોનાં છૂટાં છવાયાં મુડદાંઓના ઢગ વચ્ચે જીવનરાજ અને બેલા મરણ પામવાની રાહ જોતાં પડ્યાં હતાં ! દૂર દૂર મુસલમાનો ડુંગરીની દિશાએ ઉતાવળા પ્રયાણ કર્યાં જતા હતા, પણ જીવનરાજને તેનું કશું ભાન નહોતું, અરે, ભાન હોય તોપણ એ મરણપથારીએ પડેલો સિંહરાજ તેમને અટકાવવાને સમર્થ નહોતો ! બેલાના કાળજામાં પેઠેલો ભાલો તેના અને જીવનરાજના દેહને સંલગ્ન કરી રહેલો હતો ! મન્દ ક્ષીણ અવાજે જીવનરાજ બોલ્યો: "બેલા !"

તેવા જ મન્દ અવાજે બેલા બોલી: "શું છે રાજાજી ?"

"બસ, હવે આપણી જીવનયાત્રા પૂરી થઇ !"

"સારૂં થયું; એમાં શું દુ:ખ છે ?"

"દુ:ખ ? દુ:ખ તો બહુ જ રહી ગયું !"

"તોપણ શી ફીકર છે ? પુનઃ જન્મ ધરવાનું કાંઇ જતું રહ્યું નથી"

"બેલા ! મારી સઘળી આશાઓ અધૂરી રહી ગઈ."

"પણ મારી આશાઓ આજે પૂરી થઇ ! આપણા કંઠમાં વર[illegible]

આરોપાઇ નહિ, પણ આ ભાલો આપણા કંઠનું સંલગ્ન કરી [illegible]

"અહા ! એલા ! પુનર્જન્મમાં કદાચ તારો સમાગમ—"

"અવશ્ય જ થવાનો, રાજાજી !"

"તો તે વખતે મારી આકાંક્ષા પૂરી થશે !" જીવનરાજ બોલ્યો.

એલાએ કશો ઉત્તર નહિ આપતાં પોતાના અચેતન થતા હાથે કંઠમાંથી રત્નહાર બહાર કાઢ્યો અને જીવનરાજની આંખોની સામે ઊંચો કરતાં કહ્યું: "રાજાજી ! આ રત્નહારને ઓળખો છો ?"

"ના."

"આ જ હાર એક દિવસે તમે અજમેરમાં મારા કંઠમાં પહેરાવ્યો હતો; જો આપની આજ્ઞા હોય તો આ જ હાર આપના કંઠમાં હું પહેરાવી દઉં."

"ખુશીથી પહેરાવ, એલા ! જેણે તારા પ્રેમનો છેવટ સુધી તિરસ્કાર કર્યો છે, તેને ભલે મરતાં મરતાં તારો પ્રેમ અર્પણ કર !"

"નહિ, રાજાજી ! આપે મારા પ્રેમને તિરસ્કાર્યો નથી. આપને જોઇને હું હમેશાં આનંદિત રહી છું અને પુનર્જન્મમાં હું આપને જ પતિરૂપે ચાહું છું." એમ બોલતાં એલાએ હાથ લંબાવ્યા પરન્તુ જીવનરાજના કંઠમાં હાર પહેરાવાયો નહિ. તે બોલી: "રાજાજી ! જરા પાસે આવો તો આ હાર પહેરાવી દઉં !"

જીવનરાજે જરા ખસીને એલાની નજીકમાં જવાનો યત્ન કર્યો, પરન્તુ તેનું ચૈતન્ય હવે છેવટની અણીપર હતું. તેનો યત્ન નિષ્ફળ ગયો. માથું ઉંચું કરીને તે પાછો ત્યાં ને ત્યાં જ પડ્યો ! ધીરે અસ્ફુટ સ્વરે તે બોલ્યો: "એલા ! આ જન્મમાં હવે હાર નહિ જ પહેરી શકાય."

એલાએ એ શબ્દો સાંભળ્યા. તેણે જીવનરાજની પાસે ખસીને હાર પહેરાવવાનો યત્ન કર્યો પરન્તુ તે નિષ્ફળ ગયો ! તે જીવનરાજના ચરણમાં અચેતન થઇને પડી. "સ્વામી–પ્રભુ–હૃદયદેવતા !" એટલા શબ્દો–ધીરા સ્વરે તેના મુખમાંથી નીકળ્યા. એલાએ તે બોલતાં–બોલતાં અને જીવનરાજે સાંભળતાં–સાંભળતાં પરલોક તરફ પ્રયાણ કર્યું.

---

## પરિચ્છેદ ૮ મો.

---

### ગરીબ બિચારી મોહિની !

એકાએક યુદ્ધ બંધ થએલું જોઇને ડુંગરીપર પતાકાનું રક્ષણ કરવા માટે રહેલી રોહિણીએ મોહિનીને પ્રશ્ન કર્યો: "મોહિની ! એકાએક યુદ્ધ બંધ કેમ થઇ ગયું ?"

મોહિની કશો ઉત્તર આપી શકી નહિ. રોહિણીના શબ્દો તેણે સાંભળ્યા કે નહિ તે પણ માલૂમ પડ્યું નહિ. તે તો તે સમયે આસપાસની વનશોભા નિહાળવામાં નિમગ્ન બની હતી. તેના તરફથી કશો ઉત્તર નહિ મળવાથી રોહિણીએ પુનઃ પ્રશ્ન કર્યો: "મોહિની! એકાએક યુદ્ધ બંધ કેમ થઇ ગયું?"

બીજી વાર પ્રશ્ન થતાં મોહિની ભાનમાં આવી. તે ધીમે ધીમે ફરીને રણક્ષેત્ર તરફ જોવા લાગી, પરંતુ કશું સમજી શકી નહિ. તે અહીં યુદ્ધ-રમણ જોવાને આવી પણ નહોતી. તે તો પર્વતની શોભા નિહાળવાને જ રોહિણીની સાથે સાથે આવી હતી. રોહિણી પર્વત જોવા આવી નહોતી પણ યુદ્ધ જોવા આવી હતી. યુદ્ધ એકાએક બંધ થઈ ગએલું જોઇને રોહિણી બોલી: "મોહિની! જો, જો, ખરેખર યુદ્ધ બંધ જ થઈ ગયું!"

"બહુ સારૂં થયું એ તો! આ મારામારી અને કાપાકાપી જોવાને તું મને કેમ સાથે લાવી છે? આ કરતાં તો પેલું બળી ગએલું નિર્જન ગામડું કાંઈ ખરાબ નહોતું."

"ત્યારે જંગલનાં ઝાડવાં તો રોજ જોવા મળશે, આવું યુદ્ધ ફરીને જોવા ક્યાંથી?"

"અં હં. ઝાડવા જેવું સ્વાર્થત્યાગી આ જગતમાં કોણ છે? તે બિચારાં આપણને સઘળું આપે છે, પણ આપણી પાસેથી કશું લેતાં નથી! ચાહે તો તમે તેનાં પાંદડાં તોડો, ફુલ ચૂંટો, ફળ લુંટી લ્યો, પણ તે બિચારૂં મુંગું મુંગું આપ્યે જાય છે; તમારી પાસેથી કશું માંગતું નથી."

"ઠીક, ઠીક, હવે, પણ જો, પણે પેલાં બે મુડદાંને લોકો નદી તરફ લેઇ જાય છે!" રોહિણીએ આંગળી કરીને મોહિનીની નજર તે તરફ દોરી.

મોહિનીએ તે તરફ નજર કરી. કેટલાક લોકો મુંગા મુંગા સફેદ વસ્ત્રમાં વીંટેલાં બે મુડદાં નદી તરફ લેઇ જતા હતા. થોડી વારમાં તેઓ નદીતીરે જઇ પહોંચ્યા અને શબને નીચે મૂકીને તેઓ તેના ઉપર લાકડાં ખડકવા લાગ્યા. થોડી વારમાં તો તેને આગ પણ લગાડી દેવામાં આવી. સરસ્વતીના જળમાં પ્રતિબિંબ પાડતી અગ્નિજ્વાળા ઉંચી નીચી ઉછળવા લાગી. મોહિની બોલી ઉઠી: "ઓ, ચિતા સળગી ઉઠી, રોહિણી!"

"હા, ચિતા સળગી ઉઠી" પાછળથી એક ભયંકર પડઘો પડયો. મોહિનીએ પાછું ફરીને જોયું તો પાછળ ક્રોધાક્રાન્ત ચંદ્રબાલા સાક્ષાત્! રોહિણી અને મોહિની ઉભય તેને જોઇને બ્હી ગઈ. રોહિણી તો ભય પામીને નાસી ગઇ પણ મોહિની ત્યાં ને ત્યાં સ્થિર ઊભી રહી.

ચંદ્રબાલાનું સ્વરૂપ અત્યારે અત્યંત ભયંકર દેખાતું હતું. ક્રોધથી ભરેલી કાલિકાની પેઠે તેનો કેશકલાપ તેની પીઠ પાછળ લટકતો હતો અને આંખોમાં રૂધિર તરી આવ્યું હતું. કપાળ ચીરીને માંહેથી રૂધિરધારા વહન કરી રહી હતી. તેના પગ રૂધિરના કાદવથી ઘુંટણસુધી ખરડાએલા હતા. શરીરપર આછાં–ફાટેલાં ગંદાં વસ્ત્રો સિવાય બીજા કશા અલંકાર કે આભૂષણ નહોતાં. અત્યારે તે ઉન્મત્ત બની ગયા જેવી દેખાતી હતી. તેણે મોહિનીની પાસે આવતાં જ ઓઠ પીસીને જોરથી તેનું કાંડુ પકડયું. મોહિની બોલી: "ચંદ્રબાલા બ્હેન! તમે અહીં ક્યાંથી ?"

દાંત કચકચાવતી ને આંખો ફાડતી તે બોલી: "અહીં ક્યાંથી ? અહીં તને શોધવાને જ હું આવી છું, મોહિની !"

મોહિનીએ કશો ઉત્તર આપ્યો નહિ, પણ તેનું કાંડું ચંદ્રબાલાના હાથમાં હતું તે હજી તેણે છોડયું નહોતું એટલે તે બ્હીતી હતી. છતાં મોહિની તેના ક્રુદ્ધ વદન સામે જોઈ રહી અને કશું બોલી નહિ. ચંદ્રબાલા ગંભીર ઘાંટો કાઢીને બોલી: "જો, સામે પેલી ચિતા ધૂ ધૂ કરતી બળી રહી છે તે જુએ છે કે ?"

માથું ધુણાવીને મોહિનીએ હા કહી.

"એ ચિતામાં કોનું શબ બળે છે તે તું જાણે છે કે ?" ચંદ્રબાલાએ બીજો પ્રશ્ન કર્યો.

"ના." મોહિની બોલી.

"નથી જાણતી ? એમાં મારા ભાઈ જીવનરાજનું મુડદું બળે છે." મોહિની આશ્ચર્યથી સ્તબ્ધ બની. ચંદ્રબાલા આગળ બોલી: "આટલી નાની વયમાં તેને કોણે ચિતામાં પાડયો તે તું જાણે છે કે ?"

કાષ્ટની પૂતળીના જેવી બની ગએલી મોહિની બોલી: "ના."

"તેં–તેં જ તેને એ ચિતામાં પાડયો છે–તેં જ મારા ભાઇનો જીવ લીધો છે !"

"મેં ?" મોહિની કમ્પી ઉઠી.

"હા ! તેં જ ! તેં જ એક દિવસે તેને તારા સ્વરૂપમાં મોહમુગ્ધ કર્યો હતો અને આજે તેં જ તેને ચિતામાં પાડયો છે !"

મોહિની નિરૂત્તર રહી. વિસ્મયથી ચંદ્રબાલા સામે તે જોઇ રહી. ચંદ્રબાલા બોલી: "તારા એ અપરાધનું પ્રાયશ્ચિત્ત શું છે, તે તું જાણે છે કે ?"

મોહિનીએ ક્ષીણ કંઠે પ્રશ્ન કર્યો: "શું ?"

"મૃત્યુ !" ચંદ્રબાલા પડઘો પાડતી બોલી. મોહિની નિરૂત્તર રહી.

"મોહિની ! ચાલ, હવે મરવાને તૈયાર થા! હવે બહુ વખત હું અહીં ચોભી શકું તેમ નથી. તને મારીને તારી સાથે મારા દેહને પણ એ બળતી ચિતામાં બાળી નાંખવાનું કામ હજી મારે માથે રહ્યું છે, માટે ઉતાવળ કર."

"મને મારશો નહિ, બ્હેન! પિતાજીનાં દર્શન કર્યા વિના મારાથી નહિ મરી જઇ શકાય."

ચંદ્રબાલા બોલી: "નહિ, આજે તારે મરવાનું છે-તારા પિતાજીનાં દર્શન કર્યા વિના આજે તારે મરવાનું છે! કોઇ પણ તારૂં રક્ષણ કરી શકે તેમ નથી!"

"મને મારશો નહિ, ચંદ્રબાલા બ્હેન! મેં કશો પણ અપરાધ કર્યો નથી, પછી મને શામાટે મારી નાંખો છો?"

આ વાત સાંભળીને ચંદ્રબાલાના અંગમાં આગ સળગી ઉઠી! દાંત પીસતી તે બોલી: "તેં કશો અપરાધ કર્યો નથી? હાય! તેં જ અમારો સર્વનાશ કર્યો છે તે હું શી રીતે કહી બતાવું? તારા આ સ્વરૂપરૂપી અગ્નિની શિખામાં તેં મને પાડી-મારા ભાઇ જીવનરાજને પણ તેમાં જ પાડીને ભસ્મીભૂત કરી નાંખ્યો-સંસારમાં અમારૂં જે કાંઇ હતું તે સર્વનો તેં જ નાશ કર્યો છે! તેં જ અમારો ધર્મ, કર્મ, આ લોક અને પરલોક સઘળું બગાડ્યું છે, ઓ મોહિની! જો, સામે નજર કર! જીવનરાજની ચિતા બળે છે! ગુજરાતનો ચંદ્ર ભસ્મીભૂત થાય છે-તે જ અમારી આશારૂપ હતો અને તે તારી જ આશામાં ખરાબખસ્ત થઇ અમને પણ ખરાબ કરી ગયો છે! આ ચિતા કોણે સળગાવી છે, એ તું જાણે છે? મોહિની! તેં-તેં જ એ ચિતા સળગાવી છે! કહે હવે, તેં અપરાધ કર્યો છે કે નહિ?"

ગરીબ બિચારી મોહિની! તે શો ઉત્તર આપે? પોતે શું કહીને એ ઉન્મત્ત બની ગએલી ચંદ્રબાલાને સમજાવે કે, પોતે કશો અપરાધ કર્યો નથી? તે ગભરાઇ ગઇ! શું બોલવું કે શું ન બોલવું એ કશું તેને સૂઝ્યું નહિ. તે ભયભીત થઇને કાતર સ્વરે સંન્યાસી બાવાને બોલાવવા લાગી: "પિતાજી! તમારી મોહિનીનું આ સ્થળે રક્ષણ કરો! હું મરી જઉં તે માટે મને ભય નથી, પરંતુ તમારા છેલ્લી વારનાં દર્શન કર્યાં વિના મારાથી મરી જવાતું નથી! પિતાજી! પિતાજી! તમે ક્યાં છો? જ્યાં હો ત્યાંથી એકવાર આવો!"

મોહિનીનાં નેત્રોમાંથી અપ્રતિહત અશ્રુધારા વહી નીકળી. તે જોઇને ચંદ્રબાલા ગંભીર ગર્જના કરતી બોલી: "રડ, ભલે રડી રડીને નદી રેલાવ તોપણ તારા મોત સિવાય તારો છૂટકો નથી! ભલે સંન્યાસીને બોલાવ,

કોઈ પણ આજે તારૂં રક્ષણ કરવા આવનાર નથી." એમ બોલતાં ચંદ્ર-બાલાએ પોતાના હાથમાંનું ખડ્ગ ઉઠાવ્યું. જમણે હાથે મોહિનીનો ખભો પકડીને ડાબે હાથે તેણે ખડ્ગ ઉગામ્યું. ખડ્ગને ઉગામેલું જોઇને મોહિનીએ ડરી જઇને નાસી જવાનો યત્ન કર્યો, પરન્તુ નાસવાનો એક માર્ગ કે ઉપાય રહ્યો નહોતો. એક બાજુએ ડુંગરીનો ઢોળાવ હતો, બીજી બાજુએ ડુંગરીનું ઉંચું ઉંચું શિખર હતું. નાસી જવાને માર્ગે દોડતાં સામે મુસલમાનોના ટોળામાં જઈ પડાય તેવું હતું. ચંદ્રબાલાના હાથમાંથી છૂટ-વાને મોહિનીએ ફાંફાં મારવા માંડયા અને પાસેનો પતાકાવાળો વાંસ પકડી લીધો. એક હાથે વાંસ પકડીને તેણે ચંદ્રબાલાના હાથમાંથી પોતાનો ખભો છોડાવવાને બળ કર્યું. પોતાના શરીરમાં જેટલું બળ હતું તેટલા બળવડે તેણે તે વાંસ પકડીને આંચકો માર્યો. એ આંચકાની સાથે જ ચંદ્રબાલાના હાથમાંથી મોહિની છટકી. એક બાજુએ પતાકા-દંડની સાથે મોહિની પડી ગઇ અને બીજી બાજુએ ચંદ્રબાલા ડુંગરીના ઢોળાવપરથી નીચે ગબડી પડી! જીવનરાજ ગયો, ચંદ્રબાલા ડુંગરીની કોઇ નાની ગુફામાં અંધારે પડીને મરણ પામી, પરંતુ ગુર્જ્જર પતાકાને ભૂમિશાયિત કરનારી મોહિની પોતાને વાગેલી પછાડથી શરીર ચંચવાળતી ગમગીન બેસી રહી!

## પરિચ્છેદ ૯ મો.

### પાટણ ઘેરાયું!

ડુંગરી ઉપરનું હિંદુ સૈન્ય મરાયું અને નાસી છૂટયું! ગુર્જ્જર પતાકા પણ ઉડતી બંધ થઇ ગઇ. ડુંગરીપરની છાવણીને મુસલમાનોએ આગ લગાડી દીધી. કેટલાક હિંદુ કેદીઓએ કુતુબુદ્દીનની ખુશામત કરીને-તેને અરજ કરીને જીવનરાજનો તથા બેલાનો અગ્નિસંસ્કાર કરાવ્યો. એટલામાં સાંજ પડી ગઇ. પાટણના કિલ્લામાં પ્રવેશ કરવાનું બીજા દિવસપર મુલ્તવી રાખીને કુતુબુદ્દીને પોતાના સૈન્યને પાટણપર ઘેરો ઘાલવાની આજ્ઞા કરી. કિલ્લાની દિવાલથી દૂર રહીને મુસલમાનો કિલ્લાની આસપાસ ફરી વળ્યા.

ભીમદેવ પોતાના સૈન્યની અને કિલ્લાની દુર્દશા જોઇને ભગ્નોત્સાહ થવા લાગ્યો. કિલ્લાની દિવાલોપર લશ્કર ગોઠવવાની આજ્ઞા તેણે આપી, પરંતુ મુસલમાનોના મોટા લશ્કર પાસે કિલ્લો ટકી શકે તેવો તેને ભરોસો રહ્યો નહિ. વસતીનાં તેજહીન મુખ જોઇને તેના મુખપરનું તેજ પણ ઉડી

ગયું. તે નિરાશ થતો થતો રાજમહાલયમાં ગયો. રાણી સામે આવી અને પતિને આદરપૂર્વક આસનપર બેસાડી પૂછ્યુંઃ "કેમ નાથ, શી ખબર છે?"

"રાણી ! જીવનરાજ હવે આ જગતમાં નથી."

રાણી મૌન રહી. ભીમદેવ બોલ્યોઃ "રાણી ! શત્રુએ કિલ્લાને ઘેરો ઘાલ્યો છે અને જીવનરાજ પછી હવે મારો વારો આવ્યો છે."

રાણી ધૈર્યપૂર્વક બોલીઃ "તેથી પણ શું ? તેમાં ભય શો છે ? દેશને માટે પ્રાણ આપવો એ તો આનંદની વાત કહેવાય. વીરલા જનો જ એ ગૌરવ અને અમરતા પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી નીવડે છે. તેથી શું તમે ત્રસ્ત થાઓ છો, મહારાજ ?"

"ના, રાણી ! હું મારા પ્રાણને માટે જરાએ બ્હીતો નથી, પરન્તુ દેશની દશા મને બહુ દુઃખ ઉપજાવે છે. જીવનરાજ જેવો સમર્થ વીર ગયો, અને હું પણ જઇશ, પછી આ પાટણની ગાદીનું-ગુજરાતની પ્રજાનું શું થશે ?"

"ભાવીની વાતનું દુઃખ અત્યારે શામાટે લાવો છો ? અત્યારે તો અત્યારનું કર્ત્તવ્ય માત્ર વિચારો. ભવિષ્યમાં પાટણનો ભગવાન્ કાંઇ તેનાથી દૂર નહિ રહે; પછી અત્યારે તેની ચિન્તા શામાટે? કદાચ મુસલમાનો આ દેશને તાબામાં લેશે, તોપણ ગુજરાતના ભાવી રાજાઓ, પાટણ ઉપર પુનઃ ગુર્જ્જર પતાકા નહિ ફરકાવે એમ શા ઉપરથી માનો છો ? માટે નાથ ! મારા પ્રાણપતિ ! અત્યારે શોક, વિષાદ, ચિન્તા સર્વનો ત્યાગ કરો અને એક યોગીની પેઠે નિર્લિપ્ત ચિત્તે અત્યારને યોગ્ય કાર્ય કરો-પુત્રની પેઠે ભૂમિમાતાની સેવામાં ઉદ્યુક્ત રહો !"

"હાય, પણ હું શું કરૂં ? જીવનરાજ ઉપર મારી સઘળી આશાઓ હતી અને તે તો મારૂં હૃદય તોડીને ચાલ્યો ગયો !"

"અરે ! પાટણના પ્રભુ ! આ તે કાંઇ શોકનો સમય છે ?" રાણી ભીમદેવને આશ્વાસન અને ધૈર્ય આપતી બોલીઃ "જેણે જીવનરાજને માર્યો છે તે જ કિલ્લામાં પેસવાને મથન કરી રહ્યો છે, પ્રજાને રંજાડવા તત્પર થઇ રહ્યો છે, અને તેને શિક્ષા કરવાને બદલે-પ્રજાનું રક્ષણ કરવાને બદલે તમે શોકાર્ત થઇને મહાલયમાં આવીને બેઠા છો નાથ ? આ તે કાંઈ ગુર્જ્જરેશ્વરની શોભા ? ઉઠો, યવનોને યોગ્ય દંડ દો અને પ્રજાનું રક્ષણ કરવાને મહાલયમાંથી બહાર પડો !"

"પ્રિયે ! ખરેખર, તું ખરી ક્ષત્રિયાણી છે ! તારા શબ્દો મારા બાહુમાં શક્તિનો અને હૃદયમાં ભક્તિનો સંચાર કરે છે. તારા શબ્દોથી ઉત્તેજન

પામીને હું અત્યારે દુશ્મનને બતાવી આપીશ કે ભીમદેવ નિર્બળ નથી !"

"ધન્ય, ધન્ય, નાથ ! આજે હું કૃતાર્થ થઇ ! આજે આ દાસીનું જીવન સાર્થક થયું. રહો, હું તમોને આયુધ સજાવું અને પછી આપ પધારો !"

લીલાદેવી શસ્ત્રાસ્ત્રોના ઓરડા તરફ દોડતી ગઇ અને એક ઉત્તમ બખ્તર, ટોપ, બરછી કટાર, જમૈયો વગેરે આયુધો લાવી. હર્ષભરિત વદને તેણે ભીમદેવને તે યુદ્ધના અલંકારોથી શણગાર્યો. પોતાનો પતિ મોટા બાહુબળવાળા શત્રુની સામે લડવાને જાય છે, બહુધા મરવાને જ જાય છે એ લીલાદેવીના જાણવા બહાર નહોતું–પોતાને તેથી વૈધવ્ય પ્રાપ્ત થશે એ કલ્પના પણ તેના ચિત્તમાં નહોતી ઉદ્ભવી એમ નહોતું; તથાપિ આજે તેનું મુખારવિંદ પ્રફુલ્લ ભાસતું હતું ! શામાટે ? પોતાનો સ્વામી દેશના રક્ષણાર્થે પોતાનો દેહ હોમવા–ક્ષત્રિયને ઉચિત વીર કર્મ કરવા–અમર કીર્તિ સંપાદન કરવા જાય છે, તે અર્થે આજે લીલાદેવી આનંદિત થઈ હતી. પોતાના માથાનો મુકુટ–પતિ જાય અને પોતાને વૈધવ્ય પ્રાપ્ત થાય એ કલ્પનાને તેણે ગણકારી જ નહોતી–પોતે સ્વામીની પાછળ જીવતી રહેશે એવું સ્વપ્ન પણ તેને નહોતું !

ભીમદેવ શસ્ત્રાસ્ત્ર સજીને બહાર નીકળ્યો. રાજમંદિરના આંગણામાં પ્રજાજનોનું એક વૃંદ એકઠું થયું હતું તે જોઇને ભીમદેવને જરા આશ્ચર્ય થયું. ભીમદેવે તે ટોળાના માણસોને પૂછ્યું : "પાટણના પ્રજાજનો ! આ સમયે તમે અત્રે એકઠા કેમ થયા છો ?"

એક વૃદ્ધ વણિકે આગળ આવીને ઉત્તર આપ્યો: "કૃપાવંત ! મુસલમાનો કિલ્લાને ઘેરી વળ્યા છે. આપણું લશ્કર સઘળું મરાઇ ગયું અને પકડાઇ ગયું છે. સેનાપતિ જીવનરાજ પણ મરણ પામ્યા છે ! હવે કિલ્લો શત્રુના હાથમાં જશે એ નક્કી છે. કૃપાનાથ ! આ વખત વિચારી જવા જેવો છે. યુદ્ધ કરવામાં માલ નથી. શત્રુને સમજાવીને, દંડ આપીને, કોઇ પણ રીતે પાછો વાળો, એમાં જ આપણી શોભા છે !"

ભીમદેવથી આ શબ્દો સાંભળી શકાયા નહિ. તે બોલ્યો: "અમે ક્ષત્રિયો તો દુશ્મનની સામે લડીને મરણ પામીશું અને અમારી સ્ત્રીઓ અમારી પાછળ અગ્નિમાં પ્રવેશ કરી પ્રાણ આપશે; પછી જ્યારે તમો વણિકો પાટણમાં રાજ્ય કરો, ત્યારે મુસલમાનોનું દાસત્વ સ્વીકારીને વખતનો વિચાર કરજો; અમે જીવતા હઇશું ત્યાંસુધી તો અન્યથા થઇ શકશે નહિ ! મુસલમાનોને સમજાવીને પાછા વાળવાની વાત તમે કહો છો; પણ તેઓ શું

આપવાથી સમજશે તે તમે જાણો છો ? તેમને તમારી સ્ત્રીઓ અને પુત્રીઓ તેમની દાસીઓ બનાવવા માટે જોઇએ છે, તેમને તમારા મ્હોંમાં થૂંકીને તમારો ધર્મ જોઇએ છે, તેમને તમારૂં સર્વસ્વ દ્રવ્ય જોઇએ છે, તેમને તમારાં દેવમંદિરો અને તેમાંની મૂર્તિઓ જોઇએ છે અને છેલ્લે તેમને આ ભૂમિપ્રનું રાજ્ય જોઇએ છે: એ સઘળું તેમને આપી દો એટલે પછી તેઓ સમજીને પાછા ફરશે ! પણ મને તમે કહો કે એ સઘળું આપી દીધા પછી તમારી પાસે બાકી શું રહે છે ? શાને માટે-ક્યા ધન-ધર્મ કે સ્વત્વ ઉપર તમે શત્રુની પાસે લાચારી બતાવીને જીવતા રહેવા માંગો છો ?"

ભીમદેવનું આ ભાષણ સાંભળીને લોકો વેરાઇ ગયા. ઘણાઓને પોતાની મૂર્ખતાને માટે પશ્ચાત્તાપ પણ થયો. મહાલયમાંથી બહાર નીકળવા માટે હવે ભીમદેવનો માર્ગ મોકળો થયો. કિલ્લાપર સઘળે સ્થળે ફરીને તેણે સૈન્યને રાત્રિને સમયે જાગ્રત રહેવાની ચેતવણી આપી અને શત્રુઓ કિલ્લાની દિવાલની નજીક આવવા માંડે તો તેમનાપર તીરનો મારો ચલાવીને તેમને પાછા કાઢવાની આજ્ઞા કરી.

રાત્રિ પૂરી સાવધાનતામાં ગાળી પણ શત્રુએ રાત્રે કિલ્લાની અંદર પેસવાનો કશો પ્રયત્ન કર્યો જણાયો નહિ. પ્રભાત થતાં મુસલમાન સૈનિકો કિલ્લા તરફ આવવા લાગ્યા, તે સાથે જ કિલ્લાપરના હિંદુ લશ્કરે મારો શરૂ કર્યો. મુસલમાનોએ કિલ્લા તરફ મારો ચાલુ કર્યો પરન્તુ કિલ્લાની અંદરની ગઢીપર હિંદુ લશ્કર રહેલું હેવાથી લશ્કરપર તેની કશી અસર થઇ નહિ. મુસલમાનોનાં તીર શહેરની અંદર પડવા લાગ્યાં અને તેથી કોઇ કોઇ ઘાયલ થવા લાગ્યા પણ તેટલી હાનિને હિંદુઓ કશી ગણત્રીમાં લેખે તેમ નહોતું. બપોર થતાંસુધી જુદી જુદી મુસલમાન ટુકડીઓએ કિલ્લા તરફ આવવાનો ઘણીએ વાર યત્ન કર્યો પણ હરવખતે મારથી ગભરાઇને તેમને પાછા ફરવું પડ્યું. જ્યારે આ વાત કુતુબુદ્દીને જાણી, ત્યારે તે પોતાના સરદારોપર ગુસ્સે થયો અને પોતે પાંચ હજાર ઘોડેસ્વારો તથા તેની પાછળ બીજું કેટલુંક પાયદળ રાખીને કિલ્લા તરફ ચાલ્યો. હિંદુ સેનાએ તીરનો સખ્ત મારો ચાલુ કર્યો, પણ તેને નહિ ગણકારતાં કુતુબુદ્દીને આગળ વધ્યાં કર્યું. કેટલાક સૈનિકો ઘાયલ થઇને માર્ગમાં પડવા લાગ્યા, કેટલાક મરવા લાગ્યા, પણ તેમની દરકાર નહિ કરતાં તેણે આગળ વધવાનું ચાલુ કર્યું. લશ્કરનો થોડોએક ભોગ આપીને કુતુબુદ્દીન કિલ્લાની દિવાલો પાસે જઇ પહોંચ્યો.

કિલ્લાનાં દ્વાર તોડીને મુસલમાનો અંદર પેસશે એવું ધારીને ભીમદેવે સઘળાં દ્વારો આગળ લશ્કરને ગોઠવ્યું અને મુસલમાનો દરવાજા તોડીને

અંદર પેસે તે સાથે જ એકે એકે તેમની કત્લ કરવી એવી આજ્ઞા તેણે પોતાના લશ્કરને આપી. કિલ્લાની તદ્દન લગોલગ હોવાથી મુસલમાનોપર હિંદુઓ તીરનો મારો ચલાવી શકતા નહિ. આથી તેઓએ મોટા પત્થર કિલ્લાપરથી ગબડાવી પાડીને મુસલમાનોનો છુંદો કરવા માંડયો. કિલ્લાની અંદરના કોલાહલપરથી હિંદુ લશ્કરની સંખ્યા કયાં આગળ વધુ હોવી જોઇએ તેનું અનુમાન કુતુબુદ્દીને કર્યું. કિલ્લાના દરવાજા તોડીને માંહે પેસવામાં તેને સલામતી જણાઇ નહિ. તેણે હિંદુઓનો પત્થરનો માર સહન કરવા છતાં કિલ્લો તોડવાનો યત્ન ચાલુ કર્યો અને સાંજ પડતાં દશેક સ્થળે કિલ્લાના નાના નાના ભાગોને તોડી નાંખ્યા. દરવાજા સલામત રહ્યા. ત્યાં આગળનું હિંદુ લશ્કર નકામું થઇ પડયું અને બીજી જગ્યોએથી મુસલમાન સૈનિકોએ અકસ્માત્ પાટણમાં પ્રવેશ કર્યો.

એકાએક પોતાની વચ્ચે મુસલમાન સૈનિકોને જોઇને નગરજનોમાં હાહાકાર મચી ગયો. સાંજ પડી ગઈ હતી અને થોડા સમયમાં રાત્રિનો અંધકાર વધતાં વધારે તોફાન મચશે એવું સૌ કોઈ સમજી ગયું તેથી સૌ ઘરમાં ભરાઇ બેસવા લાગ્યા. ભીમદેવે દરવાજા પાસેના લશ્કરને શહેરમાં છૂટું મૂકી દીધું અને જે કોઈ મુસલમાન કિલ્લામાં જોવામાં આવે તેને મારવાની આજ્ઞા આપી દીધી. સઘળું લશ્કર અવ્યવસ્થિત થઇ ગયું અને જેને જેમ ફાવે તેમ વર્તી દુશ્મનને શોધીને મારવા લાગ્યા. ભીમદેવ રાણી લીલાદેવીને બચાવવાના હેતુથી ઘોડાપર બેસીને રાજમહાલય તરફ દોડયો.

---

## પરિચ્છેદ ૧૦ મો.

---

सर्वनाशे समुत्पन्ने अर्धं त्यजति पण्डितः।

રાજમહાલયપરની ગુર્જ્જર પતાકા હજી એકસરખી રીતે ફરકી રહી હતી. ભીમદેવની દૃષ્ટિ તે ઉપર ગઇ. ભવિષ્યના કાંઇ કાંઇ વિચારોએ ચિત્તમાં રમખાણ મચાવ્યું. જે મહાલયમાં અત્યારે પોતે વસી રહ્યો છે, જેની ટોચે અત્યારે ગુર્જ્જર પતાકા ફરકી રહી છે અને જેની દોઢીમાં અત્યારે બન્દીજનો પોતાની કીર્તિ ગાઇ રહ્યા છે, તે જ મહાલયમાં થોડી વાર પછી શું મુસલમાનોનો નિવાસ થશે? પોતાનું ધંન શું યવનો હરી જશે? પોતાનાં દાસદાસીઓ શું કુતુબુદ્દીનનાં ગુલામ બનશે? આવા વિચારો તેના ચિત્તમાં રમમાણ થઇ રહ્યા હતા અને અશ્વ જોસભેર મહાલય તરફ દોડી રહ્યો હતો. અશ્વને એક

એક પગલે ભીમદેવને અનેક અનેક વિચારો આવતા હતા. "જેને માટે હું ગુજરાતનું રાજ્ય ધારણ કરી રહ્યો છું, જેને માટે હું રાજ્યને જાળવવાના ઉદ્યમમાં મચી રહ્યો છું, તે સર્વ જતું રહ્યું! સૈન્ય અને સેનાપતિ ગયાં, કિલ્લો ગયો, પ્રજાજનો ગયા, હવે એક આત્મીય સ્વજન માત્ર રાણી રહી છે તેને હું બચાવવા જઉં છું! પણ–પણ–" એટલામાં એકાએક બૂમ સંભળાઇ: "અરે ભીમદેવ?"

ભીમદેવને સ્વર કાંઇક પરિચિત લાગ્યો અને તેણે અશ્વને થોભાવ્યો. પાછળ ફરીને જુએ છે તો નૃસિંહ સ્વામી પોતે! ભીમદેવ અશ્વપરથી નીચે ઉતરી પડ્યો, અને સંન્યાસી બાવાના પગમાં પડ્યો. તે બોલ્યો: "પ્રભુ! આ છેલ્લી વારના પ્રણામ કરૂં છું." એટલું બોલતાં ભીમદેવની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં.

સંન્યાસી બાવા બોલ્યા: "ભીમદેવ! આ વખત આંસુ પાડવાનો નથી."

"આંસુ ન પાડું ત્યારે હું શું કરૂં ગુરૂદેવ?"

"હવે શું કશો ઉપાય રહ્યો નથી? સઘળા ઉપાય ખૂટી ગયા?"

"ના, પ્રભુ! સઘળા ઉપાય ખૂટી ગયા નથી; હું પોતે હજી રહ્યો છું."

"બસ? ત્યારે હવે જે કાંઇ રહ્યું છે તેનું રક્ષણ કરવું જોઇએ."

"રક્ષણ? હવે રક્ષણ કેવું? આ મહાયજ્ઞની પૂર્ણાહુતિ થવી જ જોઇએ અને તેની છેલ્લી આહુતિરૂપ હું દેવત્વને પામું એ જ ઇષ્ટ છે."

"નહિ, ભીમદેવ! અત્યારે લાંબી દૃષ્ટિએ વિચાર કરવાનો છે. જો તું માત્ર એક જ જીવતો રહીશ, તોપણ હિંદુઓનું મોટું બળ ટકી રહ્યું લેખાશે. માટે નિરાશ ન થા. सर्वनाशे समुत्पन्ने अर्धं त्यजति पण्डितः એ નીતિવાક્યને વિસરી જા નહિ."

"પ્રભુ! એ તો મારી કીર્તિનો ધ્વંસ થાય તેવું કાર્ય કહેવાય!"

"વિચાર કર. જો તું રહીશ તો, ગુજરાતમાં નવું હિંદુ રાજ્ય સ્થાપન કરી શકાશે અને પાટણપર ફરીથી ગુર્જ્જર પતાકાને ઉડતી કરી શકાશે, માટે, 'જ્યારે સર્વનાશ થતો હોય ત્યારે અર્ધું પર્ધું જવા દઇને પણ બાકીના અર્ધાનું રક્ષણ કરવું' એ પંડિતોના નીતિધર્મને વિસર્યા વિના આત્મરક્ષણ કર!"

ભીમદેવ નીરવ રહ્યો. ગુરૂની આજ્ઞા માનવી કે રાણીએ સમજાવેલો ધર્મ માનવો તેનો કશો નિર્ણય તત્ક્ષણ તેનાથી કરી શકાયો નહિ. સંન્યાસી બાવા બોલ્યા: "ભીમદેવ! આ અવસર જવા દેવા જેવો નથી. તું એમ નહિ સમજતો કે દુશ્મનથી ઘેરાએલા કિલ્લાની બહાર કેવી રીતે નીકળી શકાશે? જે ગુપ્ત માર્ગેથી હું અત્યારે કિલ્લાની બહારથી કિલ્લાની અંદર પેસી શક્યો

છું, તે જ માર્ગે હું તને સહીસલામત કિલ્લાની બહાર પહોંચાડી શકીશ. તને પણ ખબર નથી કે મહાકાળીના મંદીરમાં એક ભોંયરાનું અઘોર દ્વાર છે અને એ ભોંયરૂં પાંચ કોસ દૂરના એક શિવાલયમાં નીકળે છે! એ ભોંયરા વાટે હું તને લેઇ જવા ઇચ્છું છું અને તું મારી આજ્ઞા માન્ય કર!"

ભીમદેવ સ્થિર ઊભો રહ્યો. થોડી વાર વિચારીને તે બોલ્યો: "હું શું નાસી જઉં? નહિ નહિ, પ્રભુ! એ કાર્ય આ જીવનમાં તો નહિ બને!"

"ભૂલ કરે છે તું, ભીમદેવ હજી કહું છું કે—"

"માફ કરો ગુરૂદેવ! એ વાત હું હવે સાંભળવા ઇચ્છતો નથી. જ્યાં મારા સૈનિકો અને સેનાપતિઓનું લોહી રેડાયું છે ત્યાં જ હું પણ રહીશ અને શત્રુને મારીશ કિંવા મરીશ. જેઓ મારે માટે, મારા દેશને માટે, પ્રાણ આપવા તૈયાર થયા છે તેમને મૂકીને હું શું પલાયન કરૂં? છટ્ છટ્! કેવું અધમ કાર્ય?"

સંન્યાસી બાવા સમજ્યા કે આ વખતે ભીમદેવ માનનાર નથી, તેથી તેમણે તે વિષે વધુ કશું કહ્યું નહિ, પરંતુ એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો. તે નિઃશ્વાસની સાથે તેમનો દેહ કંપી ઉઠયો. તેમણે ભીમદેવને પ્રશ્ન કર્યો: "ભીમદેવ! ગુજરાતની રાજધાનીની આવી દશા શાથી થઈ તે તું જાણે છે?"

"એમાં જાણવાનું શું છે? ગુજરાતનું એવું દુર્બળ ભાગ્ય હશે."

"થોડા વખત પ્હેલાં એક વાત મેં તને વટેશ્વરમાં કરી હતી તે સાંભરે છે કે?"

"કઇ વાત પ્રભુ?"

"જ્યારે તેં મોહિનીને સરસ્વતીના તટપર પહેલી વાર જોઇ, ત્યારે મેં તને શું કહ્યું હતું તે યાદ છે કે?

"એ કશું સાંભરતું નથી."

"મોહિનીનો સ્પર્શ ન કરવાનો મેં તને આદેશ કર્યો હતો."

"હા, પ્રભુ! તે સાંભર્યું; પણ શામાટે તે આદેશ કર્યો હતો?!"

"હજી પણ તે તું સમજી શકયો નહિ? મોહિની સર્વનાશિની બાળા છે—જે કોઈ તેનો સ્પર્શ કરે છે તેનો સર્વનાશ થાય છે!"

"હેં? મોહિની તો બિચારી સરળ હૃદયની, સર્વ ગુણવતી અને પાપશૂન્ય બાળા છે!"

"તથાપિ તે સર્વનાશિની છે!"

"અત્યારે તે કયાં છે?"

"ડુંગરીપર પતાકાનું રક્ષણ કરવા રહેલી, ત્યાંથી હું તેને ભોંયરાના ગુપ્ત માર્ગે થઇ કિલ્લામાં લાવ્યો છું અને અત્યારે તે રાજમહાલયમાં છે!"

ભીમદેવ સંન્યાસી બાવાને પ્રણામ કરીને પુનઃ અશ્વપર સ્વાર થઇ રાજમહાલયમાં આવ્યો. મહાલયમાં રાણીના ઓરડામાં તે ધમધમ કરતો આવ્યો તો તેણે રાણીને ષોડશ શૃંગાર સજતી જોઇ અને તે વિસ્મય પામ્યો. એક બાજુએ મોહિની રાણીના શૃંગારોને કુતૂહલપૂર્ણ દૃષ્ટિથી જોઇ રહી હતી. ભીમદેવ ઓરડામાં પેસતાં જ બોલી ઉઠ્યો:

"અહો રાણી! આ બધી તૈયારી આ પ્રસંગે શામાટે?"

"સતી થવા માટે, નાથ!"

"હેં?!" ભીમદેવ સ્તબ્ધ બનીને ઊભો રહ્યો. પોતે શત્રુના હાથમાંથી જેને બચાવવા માટે ધાઇ આવ્યો છે તેને જ જીવતાં બળી મરવાની તૈયારી કરતી જોઇને તે આશ્ચર્યથી દિગ્મૂઢ બની ગયો. તે બોલ્યો: "રાણી! હું તો તમને બચાવવા માટે આવ્યો છું અને તમે તો બળી મરવાની તૈયારી કરો છો!"

"હેં? મને બચાવવા આવ્યા હતા? શામાટે? તમે શત્રુની સામે લડતાં મરણ પામો, પછી હું જીવીને શું કરૂં?"

"અહા! જો મેં ગુરુદેવની આજ્ઞા માન્ય કરી હોત, તો હું કેવડો મૂર્ખ કહેવાત? એક સ્ત્રીમાં મરવાની જેટલી હિંમત છે, તેટલી હિંમત વિનાનો હું કેટલો અપકીર્તિ પામત?"

"કેમ? ગુરુદેવે એવી શી આજ્ઞા કરી હતી?"

"सर्वनाशे समुत्पन्ने अर्धं त्यजति पण्डितः એ નીતિવાક્યને અનુસારે તે મને જીવતા નાસી છૂટવાની આજ્ઞા કરતા હતા."

"એવી મૂર્ખતાભરી આજ્ઞાનું કારણ?"

"કારણ એ કે જો હું જીવતો રહું તો ભવિષ્યમાં ફરીથી ગુજરાતમાં હિંદુ રાજ્યની સ્થાપનાનો પ્રસંગ પ્રાપ્ત થાય અને આ દેશમાંથી મુસલમાનોને હાંકી કાઢીને તેમનું વૈર વળાય."

રાણી આ શબ્દો સાંભળીને વિચારમાં પડી. પોતાના પતિ શત્રુની સામે લડીને અમર કીર્તિ સંપાદન કરે તે કરતાં અનેક દુઃખોની વચ્ચે જીવતા રહીને શત્રુને દેશમાંથી પાછા હાંકી કાઢે અને ગુજરાતમાં પુનઃ હિંદ રાજ્યની સ્થાપના કરીને કીર્તિ પામે એ કીર્તિ રાણીને વિશેષ મૂલ્યવાળી જણાઇ. કેટલીક વારે વિચારનિદ્રામાંથી જાગીને તે બોલી: "નાથ! મારો સૌભાગ્યચંદ્ર ભલે અખંડિત રહે! જો તે અખંડિત રહેશે તો ગુજરાતના

થઈ ગએલા ખંડોને પુનઃ સાંધીને તે અખંડિત બનાવશે: માટે ગુરૂદેવની આજ્ઞાને માન્ય કરો અને—"

"રાણી! રાણી! અવસાન કાળે તમારી મતિમાં પણ વિકાર ઉત્પન્ન થયો કે શું? મારા હજારો દેશબંધુઓનાં લોહી રેડાવીને હું જીવતો રહું તે કેવી નીચતા?"

"નાથ! કોઈ અગમ્ય પ્રેરણાથી મને તો એવું સમજાય છે કે એ હજારો દેશબંધુઓનાં લોહીનું વૈર વાળવા માટે ગુર્જરેશ્વરે જીવતા રહેવું આવશ્યક છે. અમારો જીવ બચાવવાને આપ અહીં આવ્યા, પણ તમે તમારા જીવનો–ગુજરાતના ખરેખરા આત્માના રક્ષણનો વિચાર ગુરૂદેવની આજ્ઞાને માન્ય નહિ કરતાં છોડી દીધો એ તો ઠીક ન કર્યું."

"નહિ બને, રાણી! એ કાર્ય મારાથી નહિ બને! ગમે તેટલા અગત્યના કાર્યને માટે પણ આ દેહને બચાવવા માટે પલાયન કરવું એ તો નહિ જ બને!"

"તો હવે અહીં શામાટે રહેવું જોઇએ? શત્રુ કિલ્લામાં પેસી ચૂક્યો છે તો તેની સામે જાઓ; મને બચાવવાની કે મારા ધર્મનું રક્ષણ કરવાની ચિંતા આપને ન રહે તેટલા માટે હું મહાકાળીના મંદિરમાં જઉં છું અને ત્યાં યજ્ઞમાં પડી આપને ચિન્તામુક્ત કરીશ. મારી ચિન્તામાંથી મુક્ત થઇને આપ નિશ્ચિંતે શત્રુને મારજો–પ્રાણને વિસર્જન કરજો." એમ બોલતી લીલાદેવી ત્યાંથી સત્વર ચાલી ગઇ.

---

## પરિચ્છેદ ૧૧ મો.

---

### સ્વપ્નનું સ્મરણ.

ભીમદેવનું ધ્યાન હવે મોહિની તરફ દોરાયું. એ સર્વનાશિની બાળા તરફ ભીમદેવને તિરસ્કાર જ ઉપજવો જોઇતો હતો, પરન્તુ તેના સરળ નિર્દોષ વદન તરફ જોતાં ભીમદેવના અંતરમાં દયા ઉભરાઇ આવી. સંન્યાસી બાવાએ મોહિનીમાં જે વિધિનિર્મિત્ત દૂષણ જણાવ્યું હતું તેનું તેને તે સમયે વિસ્મરણ થઈ ગયું. તેણે હર્ષવિલસિત નેત્રે મોહિની તરફ જોઇને કહ્યું: "મોહિની! હવે આ ચર્મચક્ષુઓ પુનઃ તને જોઇ શકશે નહિ."

"એમ કેમ? તમે લડાઇમાં ન જાઓ તો બહુ સારૂં."

"એવું તું કેમ ઇચ્છે છે?"

"મને લડાઈજ ગમતી નથી. અહોહો ! લડાઇમાં કેટલાં બધાં માણસો મરી જાય ? તમે પણ લડાઇમાં જઇને શું માણસોને જ મારવાના કે ?"

"હાસ્તો."

"ત્યારે તો તમે જશો નહિ. માણસોને મારતાં તમને કશી દયા આવતી નથી ?"

"આવે છે, પણ શું કરૂં ? જો હું શત્રુને ન મારૂં, તો શત્રુ મને મારી નાંખે."

"હં, હં, ત્યારે તો ભલે, તમે લડાઈમાં જાઓ અને શત્રુઓને મારી નાંખીને પાછા આવજો; હું તમારી રાહ જોતી અહીં બેસી રહું છું."

"પણ હું પાછો આવી શકીશ જ નહિ, બાલિકા !"

"શામાટે નહિ આવો ? તમને કોણ રોકી રાખશે ?"

"શત્રુઓ ઘણા છે અને તેઓ સઘળા મળીને મને મારી નાંખશે."

"તો તમે શત્રુઓને મારવા પણ જશો નહિ."

"ઘણાએ સૈનિકો મરી ગયા અને હવે હું શામાટે જીવતો રહું ?"

"રાજા તો દેવતા તુલ્ય છે. મનુષ્યો મરી જાય પણ જો દેવતા જીવતા હોય તો નવી સૃષ્ટિ ઊભી કરી શકે છે; માટે તમે શત્રુની સામે જશો નહિ." મોહિનીએ પોતાની બુદ્ધિ પ્રમાણે ભીમદેવને સલાહ આપી.

એટલામાં કેટલાંક દાસ-દાસીઓ મહેલમાં દોડતાં આવ્યા અને ભીમદેવને ખબર આપ્યા કે: "રાણીજી મહાકાળીના મંદિરમાં મૂર્ચ્છિત થઈને પડ્યાં છે." ભીમદેવ ઉદ્વિગ્ન ચિત્તે દાસ-દાસીઓ સાથે મહાકાળીના મંદિર તરફ દોડચો.

મોહિની એ શૂન્ય જેવા રાજમહાલયમાં એકલી બેસી રહી હતી. તે આમ તેમ જોતી હતી અને શહેરમાં વધતો જતો ઘોંઘાટ સાંભળતી હતી, પરન્તુ કશું નહિ સમજવાથી તેના ચિત્તમાં જરાએ ઉદ્વેગ નહોતો. થોડી વારમાં સંન્યાસી બાવા ત્યાં આવી પહોંચ્યા અને મોહિનીને પૂછ્યું: "મોહિની ! રાજા-રાણી ક્યાં છે ?"

"તે તો હમણાંજ મહાકાળીના મંદિર તરફ ગયાં." મોહિનીએ ઉત્તર આપ્યો.

બાવાજીએ સત્વર મોહિનીનું કાંડું પકડ્યું અને "ચાલ, જલ્દી મારી સાથે દોડતી ચાલ" એમ કહેતાં ત્યાંથી સત્વર મોહિનીની સાથે મહાકાળીના મંદિર તરફ દોડ્યા.

* * * *

મહાકાળીના મંદિરમાં **ભીમ**દેવ જઇ પહોંચ્યો તો ખરેખર રાણી **લીલા**દેવીને તેણે મૂર્ચ્છિત પડેલી જોઇ. સ્વામીના માંગલ્યને અર્થે દેવીની સમક્ષ પૂજન કરતાં કરતાં તે અકસ્માત્ ભય પામી ગઇ હતી. પૂજન કરતી વખતે નેત્રો મિંચીને ધ્યાનસ્થ થઇ જ્યારે તે સ્વામીના મંગળની ભાવના ભાવતી હતી, ત્યારે મહાકાળીના અત્યંત ભયંકર સ્વરૂપને તેનાં અંતશ્ચક્ષુઓએ નિહાળ્યું. એ સ્વરૂપ જોઇને ભય પામતાં આંખમાં અશ્રુ લાવીને તે બોલી: “ માતા ! આ વિપત્તિના દિવસોમાં કિંકરીને કેમ ભય પમાડે છે ? સ્વામીના મંગળને અર્થે તારી પૂજા કરી તને પ્રસન્ન કરવા આવી છું તેને બદલે તું ભય કેમ દર્શાવે છે મા ? ”

રાણીએ ચક્ષુ મીંચીને પુનઃ ધ્યાનસ્થ થવા માંડયું પરન્તુ એવામાં તો તેના ચિત્તમાં એક એવું ભયાનક દૃશ્ય તરવરી રહ્યું કે તે તત્ક્ષણ ચિત્કાર કરી મૂર્ચ્છિત થઇને પડી ! **ભીમ**દેવે રાણીને મહાકાળીની સમક્ષ અચેતન જોઇ. તે રાણીની પાસે બેઠો અને તેને ભાનમાં લાવવાને યત્ન કરવા લાગ્યો. રાણીનું અચેતન મસ્તક તેણે પોતાના ખોળામાં લીધું અને મ્હોંપર જલાભિષેક કરવામાં આવ્યો. સ્વલ્પ કાળમાં રાણીમાં ચૈતન્યનો સંચાર થયો. **ભીમ**દેવના ખોળામાંથી મસ્તક ઉંચકીને ધીરે ધીરે તે બેઠી થઇ અને બોલી: “ હા, આટલે દિવસે મને સ્મરણ થયું ! ”

“ શેનું સ્મરણ થયું, રાણી ? ” પાસે બેઠેલા **ભીમ**દેવે પ્રશ્ન કર્યો.

“ **મો**હિનીને કોઇ વાર જોઇ હતી, તે ક્યાં જોઇ હતી તે આજસુધી સાંભર્યું નહોતું, પરન્તુ આજે મને તેનું સ્મરણ થઇ આવ્યું. ”

“ **મો**હિનીને તેં ક્યાં જોઇ હતી ? ”

“ સ્વપ્નમાં. ”

“ સ્વપ્નમાં ? ! કેટલા વખત પહેલાં સ્વપ્નમાં જોએલી ? ” **ભીમ**દેવે ઉત્સુકતાથી પ્રશ્ન કર્યો.

“ જે દિવસે મારૂં લગ્ન થયું તે જ રાત્રે પાછલે પહોરે સ્વપ્નમાં મેં તેનું સ્વરૂપ જોએલું—અત્યારે જેવું તેનું સ્વરૂપ છે તેવું જ તેનું સ્વરૂપ મેં તે વખતે જોએલું ! ”

“ અસંભવિત વાત ! જે સમયની વાત તું કહે છે, તે સમયે તો **મો**હિનીનો જન્મ પણ નહિ થયો હોય, તો પછી તે જોવામાં કેવી રીતે આવે ? ”

“ તેનો જન્મ થયો હોય કે ન થયો હોય, પણ તેને મેં લગ્નને દિવસે સ્વપ્નમાં જોઇ હતી એ તો નિશ્ચય જ ! ”

"વારુ, તેને કેવી સ્થિતિમાં જોઇ હતી ?"

"મેં જોયું હતું કે મોહિની ચંદ્ર કરતાં પણ વિશેષ ઉજ્જ્વલ સ્વરૂપ ધારણ કરીને આકાશમાં ધીરે ધીરે ઉદયમાન થતી જતી હતી. નભોમંડળમાં વિરાજી રહેલો પૂર્ણ ચંદ્ર સાક્ષાત્ સુધામય સ્વરૂપમાં આનંદ કરી રહ્યો હતો. આકાશમાં એકી સામટા બે ચંદ્રોને ઉદય પામેલા જોઇને હું મુગ્ધ નયને એ દૃશ્ય જોઇ રહી હતી. જેમ જેમ મોહિનીની મૂર્તિ આકાશમાં વધારે ઉંચે ચડતી જતી હતી, તેમ તેમ તે વધારે ને વધારે ઉજ્જ્વલ અને શોભામય બનતી જતી હતી. મોહિનીની મૂર્તિ જો કે સ્વયંપ્રકાશ નહોતી, તથાપિ તે પોતામાંથી તેજનાં કિરણોને ફેલાવતી હોય એવો ભાસ થતો હતો. થોડી વારમાં મોહિની મધ્યાકાશમાં ચંદ્રની સમીપમાં આવીને ઊભી રહી. એ સમયે તે વધારે મનોહારિણી મૂર્તિરૂપ જણાતી હતી અને ચંદ્રનું આ-કર્ષણ કરતી તેને ચલવિચલ બનાવી રહી હતી ! એટલામાં એકાએક તેણે ચંદ્રને પોતાને સ્થાનેથી ભ્રષ્ટ કરીને નીચે દરિયામાં ફેંકી દીધો ! ચંદ્ર વિના આકાશ અને પૃથ્વીમાં અકસ્માત્ અંધકાર ફેલાઇ ગયો. એ અંધકારની મધ્યમાં જળસ્થળને કંપિત કરતો એક ભૈરવ કંઠ બોલ્યોઃ "સાવધાન થા ! રાણી લીલાદેવી ! એ જ મોહિની એક વાર તારા રાજ્યને પતિત કરવામાં સાધનભૂત થશે, રાજધાનીને છિન્નભિન્ન કરી નાંખશે, અનેક વૈર વિગ્રહ જગાવશે અને હજારો યોધાઓનાં લોહી પીશે !"

બોલતાં બોલતાં રાણીથી પણ કંપી જવાયું ! જે દૃશ્યનું વર્ણન કરવાનો તેણે પ્રયાસ કર્યો હતો, તે દૃશ્ય તેના ચિત્તમાં અંકાયું અને ભય પામતાં તેણે આંખો મીંચી દીધી. પુનઃ તે મૂર્ચ્છિત થઇને પડે નહિ તેટલા માટે રા-જાએ પોતાનો હાથ લંબાવીને તેને પકડી લીધી. રાણી મૂર્ચ્છિત થઇ નહિ, એટલે રાજાએ પ્રશ્ન કર્યોઃ "એ વાત સહસા આજે કેવી રીતે સાંભરી આવી પ્રિયા ?!"

રાણીએ ઉત્તર આપ્યોઃ "બહુ દિવસ પહેલાં જોએલું એ સ્વપ્ન આજે મૂર્ચ્છાસ્વપ્નમાં મારા જોવામાં આવ્યું, એટલે મને તેનું સ્મરણ થઈ આવ્યું."

ક્ષણભર બન્ને મૌન રહ્યાં. રાજા બોલ્યોઃ "સ્વપ્નું તો એક મિથ્યા કલ્પના માત્ર હોય છે ! મોહિની બિચારી બાળક જેવી સરલ છે અને દેવીના જેવી નિષ્પાપ હૃદયની છે ! તે મારી પુત્રી તુલ્ય છે."

"નહિ, નહિ, એ સ્વપ્ન મિથ્યા કલ્પના નથી, નાથ !" રાણી બોલીઃ "મોહિની–વિશ્વને મોહ પમાડી મુગ્ધ કરનારી એ માયાએ જ ગુજરાતના રાજ્યની હીન અવસ્થા આણી છે, નાથ ! જરા સંભારો ! ચૌહાણો સાથે વૈર થયું અને તેમની સાથે યુદ્ધ થયાં તે કોનો પ્રભાવ ? સ્ત્રી ઉપર

નીપરની તમારી મોહિનીએ જ એ યુદ્ધ જગાવ્યું હતું કે નહિ ? એ માંહોમાંહેના કુસંપનો લાભ લેઇને યવનો પ્રબળ થયા; અને આજે તમારા જમણા બાહુરૂપ જીવનરાજ પણ મોહિનીપરની મુગ્ધતામાં ભ્રમણ કરી રહીને કર્તવ્યભ્રષ્ટ થયો, ત્યારે જ અત્યારે દેશની આ દશા થઇ ! પહેલેથી જ જો જીવનરાજ તમારી સાથે હોત, તો આજે યવનો આટલા પ્રબળ થઈ શક્યા હોત નહિ, પરન્તુ હાય ! મોહિનીના પ્રતાપે સૌ ભ્રષ્ટ થયા અને રાજ્ય ધ્વસ્ત થવાનો સમય આવ્યો ! ઓ મોહિની ! વિશ્વમોહિની ! તારા સરલ વદનમાં આટલું કાતિલ વિષ ભર્યું હશે તે મેં ન જાણ્યું—મારા નાથે પણ ન જાણ્યું—જીવનરાજે પણ ન જાણ્યું ! એ અજ્ઞાનમાં જ પાટણની પડતી આવી, પ્રભુ ! ”

રાણીએ ભયથી વિહ્વળ બની ગએલાં નેત્રે દેવીની પ્રતિમા સામે દૃષ્ટિ કરી: અત્યારે રાણીને દેવીનું સ્વરૂપ બહુ જ ભય પમાડનારૂં લાગ્યું. તે દેવીને સંબોધીને બોલી: “ વરાભયદાત્રિ ! શરણાગત કિંકર—કિંકરીને કેમ ભય પમાડે છે ? જે તારા આશ્રય તળે જ જીવે છે, તેનો સંહાર કરવાથી જ તને શું સંતોષ થશે મા ? જનની ! તારી પાસે કોઇ કાળે કશી ભિક્ષા માંગી નથી, પણ આ સમયે સ્વામીના મંગળની ભિક્ષા માંગું છું, તો નિરાશ કરીશ નહિ ! તારી ઇચ્છાથી જ મનુષ્યનો સંહાર થાય છે અને તારી ઇચ્છાથી જ પ્રલય પામતા જગતનો પુનરૂદ્ધાર થાય છે. તો તારી આ જીવનમાં જે સેવા કરી છે તેનો વિચાર નહિ કરતાં, હે માતા ! તું કેમ અમારા સર્વસ્વનો નાશ કરવા તત્પર બની છે ? હાય ! હજી પણ તારૂં ભયાનક સ્વરૂપ બદલાતું નથી ! શું તને દયા નહિ જ આવે ? તારી પ્રાર્થના, સેવા, પૂજાનું આવું ફળ ! હજી પણ તને શું રક્ત જોઇએ છે ? ત્યારે ઉઠાવ તારૂં ખડ્ગ અને કર મારા ગળાપર તેનો ઘા ! મારો વધ કરીને મારા લોહીવડે તારી જિહ્વાનો સ્વાદ પૂરો કરી તૃપ્ત થા ! ”

રાણી જાણેકે ખરેખર પોતાનો વધ કરાવવા જ તત્પર બની હોય તેવી રીતે દેવીની સમક્ષ મસ્તક નમાવીને ઊભી રહી; પણ ખડ્ગ ઉંચું થયું નહિ કે પ્રતિમા હાલી—ચાલી નહિ. આણથી ઘવાએલી વાઘણની પેઠે રાણી ગર્જી ઉઠી: “ શું મારા રક્તથી પણ તને તૃપ્તિ થતી નથી ? રાજાનું રક્ત તને પીવાને જોઇએ છે ? જેણે તારી સ્થાપના કરી, જેણે દેશમાં તારી કીર્તિ ફેલાવી, તેના જ વંશજનું લોહી પીવા તું ઇચ્છે છે ? ગુજરાત સમસ્તનો આધાર જેના ઉપર રહેલો છે તેનું રક્ત પીધા વિના શું તને તૃપ્તિ નહિ જ થાય ? અરે મહાકાળી ! ત્યારે તું અહીં કેમ બેસી રહી છે ? સત્વર અહીંથી દૂર થા ! ”

એમ બોલતાં રાણીએ ક્રોધાવેશમાં મહાકાળીની પ્રતિમાને પોતાના બે હાથવડે ખેંચી તેનું ઉત્થાપન કરવાનો યત્ન કર્યો પણ પ્રતિમા દૂર ખસી નહિ. સમીપમાં પડેલી પૂજાની સામગ્રી, નૈવેદ્ય, પુષ્પ વગેરે સઘળું તેણે દૂર હડસેલી મેલ્યું. ધૂપદાનીને લાત મારીને ભાંગી નાંખી. ભીમદેવ આ જોઇને આશ્ચર્યથી સ્તબ્ધ બની ગયો. તે સત્વર રાણી તરફ દોડયો અને ઉન્માદને વશ બની ગએલી રાણીને તેણે પકડી લીધી.

તે વખતે રાણીનો દેહ ક્રોધાવેશથી થર થર કમ્પી રહ્યો હતો. તેની વેણી છૂટી ગઇ હતી અને વસ્ત્રો અસ્તવ્યસ્ત બની ગયાં હતાં. કપોલપર થઇને અશ્રુધારા વહન કરી રહી હતી. લાલ કમળનાં જેવાં નેત્રોમાંથી અગ્નિનાં કણ વેરાઇ રહ્યાં હતાં. એ બળતા અગ્નિના જેવી રમણીને હૃદયપર ધરી રાખીને ભીમદેવ નિરાશાપૂર્વક બોલ્યો: "સર્વનાશ કર્યો, રાણી! મોટો અનર્થ કર્યો!"

રાણી ચિત્કાર કરતી બોલી: "મને છોડી દો! મને એ મહાકાળીની પ્રતિમાના ચૂરેચૂરા કરી નાંખવા દો!"

રાજા ભયપૂર્વક બોલ્યો: "અરે રાણી! એવા અમંગળ શબ્દો શાને બોલે છે?"

રાણી બોલી: "રક્તપિપાસુ પાષાણની પ્રતિમાનો ચૂરો કરી નાંખવો એ શું અમંગળ છે? રાજાજી! એવી વાત તમને કોણે શીખવી?"

"પ્રિયે! આપણા હિંદુઓથી સાક્ષાત્ દેવી તુલ્ય એ પ્રતિમાનું અપમાન કેમ થઇ શકે? એ તો હિંદુત્વનો તથા મનુષ્યત્વનો ત્યાગ કર્યા બરાબરનું કાર્ય લેખાય!"

"નાથ! તમે અમારા ધર્મરૂપ છો, તમે અમારા મનુષ્યત્વના-હિંદુત્વના કર્મરૂપ છો-તમારાથી ઉંચું સ્થાન અમે કોઇને પણ આપીશું નહિ! જે દેવી તમારૂં રક્ષણ નહિ કરતાં સંહાર કરે તે દેવી નહિ પણ પિશાચી છે-તે અમારી શત્રુ છે."

"રાણી! રાણી! હવે બીજો કશો ઉપાય નથી; રાજ્ય ગયું અને હવે મારે પણ જવાનું છે."

"તમારે જવાનું છે? કોણ તમારો વાળ પણ વાંકો કરી શકનાર છે!"

"જે મારૂં રક્ષણ કરનારી મહાદેવી છે, તેનું તો તેં ભારે અપમાન કર્યું છે-ગાળો દીધી છે; હવે મારૂં રક્ષણ કોણ કરે, પ્રિયે?"

"હું કરીશ! આ નરમુંડમાલિનીનું સર્વસંહારક ખડ્ગ લેઇને હું તમારી પાછળ પાછળ ફરીશ! જોઉં છું કે કોણ તમને અડચણ કરે તેમ છે?"

ભીમદેવ આંખમાં આંસુ આણતો બોલ્યો: "રાણી! રાણી! એ સઘળો ગર્વ વ્યર્થ છે! પાટણ પડ્યું અને ચૌલુક્ય રાજવંશની કીર્તિ ઝાંખી થઇ! ગુજરાતમાં હિંદુ રાજત્વનો સંમૂળગો નાશ થવાના પડઘા મને સંભળાય છે! યવનોનાં જયગીત મારા કાનમાં ગાજે છે!"

"આ કાયર વચન શાં, રાજાજી? હું જીવતી છું ત્યાંસુધી પાટણ પડ્યું નથી—પડશે નહિ! હે સૂર્યનારાયણ! હે તેત્રીશ કોટી દેવતા! જો હું સતી હોઉં, જો મેં ધર્મ, કર્મ અને ઇશ્વર એ સર્વની ઉપર પતિને સ્થાન આપ્યું હોય, તો હું મરૂં ત્યાંસુધી મારા સૌભાગ્યને અખંડ રાખજે! રાજાજી! સ્વર્ગ—મૃત્યુ—પાતાળ ત્રણે લોક કદાચ તમારી સામે થાય અને દેવી ચામુણ્ડા પોતે તમારી વિરૂદ્ધ ઊભી રહે, તોપણ મારૂં વાક્ય નિષ્ફળ નહિ થાય, રાજાજી!" એમ બોલતી રાણી લીલાદેવી ઉન્માદિનીની પેઠે દોડતી મંદિરનો ત્યાગ કરી ગઇ. ભીમદેવ દિગ્મૂઢ બનતો મંદિરમાં ઊભો રહ્યો.

---

## પરિચ્છેદ ૧૨ મો.

---

### પતન.

કુતુબુદ્દીન કિલ્લામાં પ્રવેશ કરી ચૂક્યો છે. હજારો પઠાણો નગરમાં પેસી ચૂક્યા છે. જે કોઈ શસ્ત્રાસ્ત્રધારી હિંદુ જોવામાં આવે તેઓને મારતા કાપતા તેઓ રાજમહાલય તરફ આગળ વધી રહ્યા છે. કોઈ કોઇ સ્થળે હિંદુ સૈનિકોની સાથે રાજમાર્ગોપર યુદ્ધનો પ્રસંગ પણ આવે છે અને લોહીની નદીઓ વહી રહે છે. સ્થળે સ્થળે હોકારા, 'દીન દીન'ની ગર્જનાઓ અને મરણ પામતા હિંદુઓ તથા મુસલમાનોના ચિત્કાર સંભળાય છે. માર્ગપર ચાલનારાઓને મુડદાંઓ અને ધડથી છૂટાં પડેલાં મસ્તકો ઠેસેં વાગે છે. લોહી અને ધૂળના કીચડથી પાટણના માર્ગો ભરાઇ ગયા છે. ચોમેર દુર્ગંધ ફેલાઇ ગઇ છે. અંધકાર ધીમે ધીમે ફેલાતો જાય છે તેમ તેમ વધારે ભયંકરતા વ્યાપતી જાય છે. ઘાયલ થઈને માર્ગપર પડેલા સૈનિકોના આર્તનાદ શ્મશાનમાં ટાઢથી થરથરતાં શીયાળવાંની ચીસો જેવાં ભયાનક લાગે છે. કોઇ વાર કેવળ શાન્તિ અને કોઇ વાર આકસ્મિક ધોંધાટ અનુભવાય છે. અત્યારે કુતુબુદ્દીન અનેક પઠાણ ઘોડેસ્વારોથી વીંટળાઈને રાજમહાલય તરફ ચાલ્યો આવે છે. તેના સૈનિકોએ આગળથી આવીને હિંદુ સૈનિકોનો ઘાણ કાઢી માર્ગ મોકળો કર્યો હોવાથી તેને પાટણ ગરીબ ગાય જેવું શાન્ત, નિરૂપદ્રવી અને નિર્ભય જણાય છે. ધીમે ધીમે ચાલતો આવતો તે 'રાણીની વાવ' પાસે

આવી પહોંચ્યો. તે બોલ્યો: " ભાઇઓ ! જેઓએ પાટણમાં પેઠા પછી પાણી પીવાનું પણ લીધું હોય તેઓ આ વાવમાંથી પાણી પીને હવે પોતાની તરશ છીપાવો; આપણે પાટણનો કીલ્લો હાથ કર્યો છે અને આપણી પ્રતિજ્ઞા પૂરી થઇ છે ! "

એક પછી એક અનેક ઘોડેસ્વારો ઉતરી પડ્યા અને વાવમાં પાણી પીવાને ચાલ્યા. થોડાએક ઘોડેસ્વારો કુતુબુદ્દીનની પાસે ઊભા રહ્યા. થોડીએક પળો ગઇ, એવામાં હિંદુ ઘોડેસ્વારોનું એક ટોળું કુતુબુદ્દીનના અંગપર ધસી આવ્યું. તેઓને મોખરે રામદેવ પોતાના હાથમાંનો ભાલો ઉંચો કરતો બોલ્યો: " ઓ નરાધમ ! ઘણા દિવસનું વૈર વાળવાનો આ વખત આવ્યો છે, માટે ચાલ લડવાને તૈયાર થા ! "

કુતુબુદ્દીન ચમક્યો. તેણે રામદેવને ઓળખ્યો. તે બોલી ઉઠયો: " અરે રામદેવ ! તેં તો મારૂં લૂણ ખાધું છે, તારો વૈરી હું વળી ક્યારે થયો ? "

" અઢાર વર્ષ પહેલાંનો તું મારો વૈરી છે, કુતુબુદ્દીન ! જ્યારે તારો ભાઈ શાહાબુદ્દીન પાટણપર પહેલી ચડાઇ લાવ્યો હતો, ત્યારે મારી નિર્દોષ માતાનું ખૂન પઠાણ સૈનિકોએ કર્યું હતું અને એક પઠાણ સિપાઇ મારી બે-ત્રણ વર્ષની નાની બ્હેનને ઉપાડી ગયો હતો, ત્યારથી હું પઠાણોનો અંતરનો વૈરી બન્યો છું. આજથી દશ વર્ષ પહેલાં જ્યારે શાહાબુદ્દીન ફરીથી હિંદમાં આવ્યો અને તેણે દગાથી લાહોર લીધું, ત્યારે હું તે વૈર વાળવાને ઉશ્કેરાઇ ગયો હતો. મારી પાંચ-છ વર્ષની પુત્રીપરની પ્રીતિનો ત્યાગ કરીને મેં તેને સરસ્વતીમાં હોમી દીધી અને હું લાહોર આવ્યો, પણ ત્યાં મને વૈરની તૃપ્તિ કરવાનો કશો લાગ મળ્યો નહિ. અજમેરમાં તારૂં ખૂન કરવાને હું ચાકર બનીને રહ્યો પણ ત્યાં પ્રસંગ ન આવ્યો, પણ અત્યારે તો હું પઠાણ સરદારનો જાન લેઇને મારા વૈરની તૃપ્તિ કરીશ; માટે ચાલ સાવધ થા."

બહાર ઘોંઘાટ સાંભળીને વાવની અંદર પાણી પીવાને પેઠેલા પઠાણો એકદમ બહાર ચાલ્યા આવ્યા અને રામદેવના સૈનિકોની સાથે યુદ્ધ કરવા માંડયું. બે વાર પોતાના ઘોડાને રામદેવ કુતુબુદ્દીનના અંગપર લેઇ ગયો પણ તેના ધસારાને પઠાણ સૈનિકોએ અટકાવીને તેને ઘાયલ કર્યો. આસપાસ ફરતા બીજા પઠાણ સૈનિકો પણ વાવ તરફ આકર્ષાઇ આવ્યા અને પઠાણોનું બળ હિંદુઓ કરતાં વધી ગયું. થોડી વારમાં રામદેવના સૈનિકોની સંખ્યા નાની બની ગઇ અને રામદેવને કેટલાક ઘા વાગ્યા. લાંબા વખતથી રામદેવના ચિત્તમાં પઠાણો પ્રત્યે વસેલું વૈર વળવાનો આ છેવટનો પ્રસંગ પણ નિષ્ફળ જાય એવું જણાવા લાગ્યું. પોતાના પ્રયત્નને માટે તેના ચિત્તમાં

નિરાશા પ્રવર્તવા લાગી. અનેક અવયવોમાંથી રૂધિરધારાઓ વહન કરવા લાગી. મૃત્યુ નજીક દેખાવા લાગ્યું. પોતાના સૈનિકોને લડવાનું ચાલુ રાખવાનું કહીને રામદેવ પોતાના અશ્વ સાથે પાછળ હઠી ગયો. વાવના ઘુમટની પછવાડે જે દિશાએ પઠાણોનું ધ્યાન નહોતું તે દિશાએ તે સટકી ગયો અને વાવની બીજી બાજુએથી ફરીને જે બાજુએથી કુતુબુદ્દીનની નજીકમાં જરા સહેલાઇથી જઈ શકાય તેમ હતું તે બાજુએ તે જઇ પહોંચ્યો. પઠાણ સૈનિકોનું તથા કુતુબુદ્દીનનું ધ્યાન પોતાની સામેના હિંદુ સૈનિકોની તરફ ખેંચાયું હોવાથી આજુબાજુની સ્થિતિ તરફ તેઓનું લક્ષ નહોતું. તેઓના આ અસાવધપણાનો લાભ લેઇને રામદેવ ગુપચુપ પણ એકાએક કુતુબુદ્દીનના અંગપર પોતાના ઘોડા સાથે ધસી આવ્યો અને પોતાનો ભાલો જોરથી તેની પીઠપર ઘોંચી તેણે તેના બખ્તરને વીંધીને કુતુબુદ્દીનને ઘાયલ કર્યો. આ આકસ્મિક હલ્લાથી પઠાણો ચમકી ગયા અને તેઓ રામદેવપર તૂટી પડયા. થોડીએક ક્ષણોમાં રામદેવ કપાઈ ગયો. વૈર વાળવાને તેણે આત્મભોગ આપ્યો. તે બિચારો પોતાની ગુમ થએલી નાની બ્હેન બેલાના પરિચયમાં આવ્યા છતાં તેને ઓળખ્યા વિના કે પોતે સરસ્વતીના જળમાં પધરાવેલી પોતાની નિર્દોષ પણ સર્વનાશિની પુત્રી વિશ્વમોહિનીને જોયા વિના જ સ્વર્ગમાં જઇ પહોંચ્યો! રામદેવ ચૌલુક્ય વંશમાં જ જન્મ પામેલો રજપૂત હતો અને એ પ્રમાણે તેનો અંત આવ્યો.

કુતુબુદ્દીનને વાગેલા ઘાથી તેના શરીરમાંથી બહુ લોહી વહેવા લાગ્યું. સામે લડનારા હિંદુઓ હવે ખૂટી ગયા હોવાથી કુતુબુદ્દીનની સારવાર તરફ પઠાણોનું ધ્યાન દોરાયું. લોહી બંધ કરવાના તાત્કાળિક ઇલાજો લેવામાં આવ્યા, અને તુરત જ લોહી બંધ થયું. પોતાના પહેલાંના જેવા જ ધૈર્યપૂર્વક કુતુબુદ્દીન ઘોડે બેસી રહ્યો અને પોતાના ઘાની તેણે દરકાર કરી નહિ.

અકસ્માત્ "જય જગજ્જનની"ની મોટી બૂમ તેણે સાંભળી એટલે તેણે પોતાના સૈનિકોને સાવધ રહેવાનો હુકમ આપ્યો. તેણે જોયું કે સામેના અંધકારમાંથી હિંદુઓનું એક મોટું ટોળું ચાલ્યું આવે છે, અને તેને મોખરે છૂટા કેશવાળી કોઇ એક સ્ત્રી હાથમાં તલવાર ચળકાવતી આવે છે. તે રાણી લીલાદેવી પોતે જ હતી. તેનું રક્ષણ કરવાને માર્ગમાં જે કોઇ હિંદુ સૈનિકોએ તેને જોઇ હતી તેઓ સઘળા તેની પાછળ ચાલ્યા આવતા હતા. કોઈ પોતાના હાથમાંની મશાલોવડે અજવાળું કરતા હતા તો કોઇ વારંવાર "જય જગજ્જનની"ની બૂમ ગજાવતા હતા. થોડી વારે તે આખું ટોળું વાવની નજીક આવીને ઊભું. રાણીએ પોતાના સૈનિકોને

ત્યાં જ ઊભા રાખીને પોતે એકલી પઠાણ સૈનિકોની વચ્ચે થઇને આગળ ચાલી. એક સ્ત્રીને પોતાની વચ્ચે આવેલી જોઇને પઠાણો આશ્ચર્ય પામ્યા ખરા, અને તેઓએ તેને તુરત માર્ગ કરી દીધો. સૌએ જોયું કે તે સ્ત્રી પોતાના સરદાર કુતુબુદ્દીનની પાસે જવા ચાહતી હતી. થોડેક દૂર જઇને તે બોલીઃ "સરદાર કુતુબુદ્દીન કોણ ?"

પઠાણો ભય પામ્યા કે રખેને એ સ્ત્રી પોતાના હાથમાંની તલ્વારવડે કુતુબુદ્દીન તરફ ઘા કરે. આ કારણથી તેના મુખમાંથી 'કુતુબુદ્દીન'ના નામનો ઉચ્ચાર સાંભળીને તેઓ રાણીને ઘેરી વળ્યા. રાણી બોલી ઉઠીઃ "અહો પઠાણ વીરો ! એક સ્ત્રીથી તમે બ્હી ગયા ? ફિટ્ છે તમારી વીરતાને ! લ્યો, આ તલવાર ફેંકી દઉં છું ! કહો, હવે તમારો સરદાર ક્યાં છે ?"

તુરત જ રાણીને આગળ જવાનો માર્ગ થયો. કુતુબુદ્દીનના દબદબાપરથી રાણીએ તેને સત્વર ઓળખી કાઢ્યો. તે તેના ઘોડાની સામે જઇને ઊભી અને બોલીઃ "અરે પઠાણ વીર ! ગુપચુપ અહીં કેમ ઊભો છે ? યુદ્ધ કેમ કરતો નથી ?"

"કોની સાથે યુદ્ધ કરું ? કિલ્લામાં હવે હિંદુ સૈનિકો જ ક્યાં છે ?"

"તું જૂઠું બોલે છે ! પાટણમાં જેટલી વસતી છે એ બધા સૈનિકો છે ! જો, આ સામે હિંદુઓ તારો પ્રાણ લેવાને તૈયાર છે અને તેમની પાછળ ગુર્જરેશ્વર ભીમદેવ પણ આવે છે ! જ્યારે તું ગુજરાતને ઉધ્વસ્ત કરવા જ આવ્યો છે, ત્યારે કેમ બાયલાની પેઠે ઊભો રહે છે ! ચાલ, યુદ્ધ કર !"

એટલું કહી રાણીએ પાછાં ફરવા માંડ્યું. કુતુબુદ્દીને ઘોડો ફેરવીને તેને પાછી જતી રોકી અને કહ્યુંઃ "પઠાણોની વચ્ચે આવ્યા પછી પાછા ન જવાય બીબી ! તમારા જેવી સુંદરી તો બાદશાહ શાહાબુદ્દીનને ભેટ કરવાને કામ લાગે !"

"આ જ તારું વીરત્વ કે ? ધિક્કાર છે તને, બાયલા ! સ્ત્રીની સામે તું શું તારું શૌર્ય બતાવવા આવ્યો છે ? નરપિશાચ !"

"કિલ્લો મેં જીત્યો છે અને ન્યાયની રીતે કિલ્લામાંની સર્વ વસ્તુઓપર હવે મારો અધિકાર છે."

"તારો અધિકાર ? જ્યાંસુધી પાટણનો એક પણ પ્રજાજન જીવતો હશે, ત્યાંસુધી પાટણના કિલ્લાપર તારો અધિકાર નથી એ તું નક્કી માનજે ! તો પછી ગુર્જરેશ્વરીપર–"

"હાં હાં ! તમે પોતે જ **ભીમ**દેવનાં રાણી છો કે? ત્યારે તો એ શિકાર હાથમાંથી કેમ જવા દેવાય?" કુતુબુદ્દીન એમ બોલતો ઘોડાપરથી ઉતરવા લાગ્યો.

રાણી ચેતી ગઇ. પઠાણોની વચ્ચે આવ્યા પછી પોતાનું પાતિવ્રત્ય જળવાય એવી હવે તેને આશા રહી નહિ. તે સત્વર વાવ તરફ દોડી અને વાવના ઘુમ્મટપર ચડી ગઈ. ત્યાં ઊભી રહીને બોલી: "અરે ઓ નરપિશાચો! તમારૂં આ જ પાપ એક વાર તમને પોતાને ખાશે અને તમારા રાજ્યનો ધ્વંસ કરશે! તમે વ્યર્થ લોભને વશ થઇને અમારા સર્વસ્વનો નાશ કરવા આવ્યા છો તેથી એક વાર તમારા સર્વસ્વનો જ પ્રભુ નાશ કરશે! તમે આજે ન્યાય અને ધર્મને તિલાંજલિ દઇને અમારો ધર્મ લૂંટી લેવા આવ્યા છો તો તે જ પાપે તમારી સ્ત્રીઓ અને પુત્રીઓ એક દિવસે સ્વધર્મને અને સર્વ ધર્મને છોડીને ગામેગામ પોતાના દેહને વેચતી ફરશે!"

પઠાણ સૈનિકો રાણીને પકડવાને દોડયા પરન્તુ તેઓ તેની પાસે જઇ પહોંચે તે પહેલાં તો રાણીએ વાવમાં પડતું મેલ્યું! જળનાં કણ ઉડીને બહાર પડયાં!

રાણીની કેવી સ્થતિ થઇ તે દૂર ઊભેલા હિંદુ સૈનિકવૃંદે જોઇ લીધી અને તેઓ ઉશ્કેરાઈ ગયા. સામે દુશ્મનના ઘોડેસ્વારો હોવા છતાં તેઓ તેમની સામે થયા અને ભયંકર કાપાકાપી ચાલી, પણ પરિણામ? હિંદુઓનું વાંકું ભાગ્ય તેવું ને તેવું જ રહ્યું અને **પાટણ** પઠાણોના હાથમાં જઇ પડયું! **વનરાજ**ની નગરીમાં મુસલમાનોની આણ વર્તી રહી!!

---

## પરિચ્છેદ ૧૩ મો.

---

### રક્ષણ.

રાણી **લીલા**દેવી મહાકાળીના મંદિરમાંથી ચાલી ગઇ તે સમયે **ભીમ**દેવ કિંકર્તવ્યવિમૂઢ જેવો બનીને ઊભો જ રહ્યો. રાણી દષ્ટિની બહાર થઈ એટલે તેણે દેવીની મૂર્તિ સામે નજર કરી. રાણીએ દેવીનું ભારે અપમાન કર્યું હતું તે પ્રસંગ તેના ચિત્તમાં ઉભરાઇ આવ્યો. તેણે દેવી સમક્ષ હાથ જોડીને કહ્યું: "માતા! જેણે તારૂં ભારે અપમાન કર્યું છે, જેણે તારા કરતાં પણ વધારે ઉંચી પદવી પતિને આપી છે, તે તો મરણ પામવાને માટે જ ચાલી ગઈ છે! મા! એ અપમાનને તું તારા ચિત્તમાંથી દૂર કર અને તારા આ પુત્રની સમક્ષ કૃપાદષ્ટિ કર!"

રાજા અવનત મસ્તકે દેવીની સમક્ષ ઊભો રહ્યો અને આંખોમાંથી જળ વરસાવી રહ્યો. દેવીને પુનઃ સંબોધતો તે બોલ્યોઃ "જગજ્જનની! આટલા બધા ગુજરાતીઓના લોહીથી તારૂં ખપ્પર ન ભરાયું હોય તો હવે તારા ખડ્ગને ઉઠાવ અને તારા આ પુત્રપર તેનો ઘા કર! મા! હજી તું કેમ સ્થિર ઊભી છે? તારૂં ખડ્ગ કેમ ચલાયમાન થતું નથી? શું ગુજરાતીઓની પૂજાને હવે તું નહિ સ્વીકારે? ગુજરાતીઓએ એવો તારો શો અપરાધ કર્યો છે? યાવજ્જીવન તારી પૂજા કરીને તને નૈવેદ્ય ધર્યું છે, તારી ભક્તિમાંથી જરા પણ ચલાયમાન થયો નથી, તે છતાં હજી હું તારી દયાને પાત્ર નથી થયો? શું દેહનું નૈવેદ્ય પણ તું તારી મેળે નહિ સ્વીકારે?"

ભીમદેવ સ્થિર ઊભો રહ્યો. હજી પણ દેવીનું ખડ્ગ પોતાના શિર ઉપર ઉપસ્થિત થતું ભીમદેવને જણાયું નહિ. તેણે દેવીની મૂર્તિના હાથમાં રહેલું ખડ્ગ પોતાને હાથે લેવા માંડ્યું. દેવી જાણે કે એ ખડ્ગ ભીમદેવના હાથમાં આપવાની ઇચ્છા ન જ ધરાવતી હોય, તેવી રીતે તે ખડ્ગ દેવીના હાથમાંથી છૂટું પડ્યું નહિ. ભીમદેવ બોલ્યોઃ "મા! દુશ્મનની સામે જઇને પણ તારો આ પુત્ર મરણ જ પામવાનો છે. યવનોના અપવિત્ર હાથે આ ઉત્તમાંગનું છેદન કરાવવું તે કરતાં તું તારી મેળે જ તેનું છેદન કર અને તૃપ્ત થઈ મને સ્વર્ગનો અધિકારી કર! તું મને કેમ ખડ્ગ નથી આપતી? શું મારે મરવું ન જોઇએ? અહો, જે કિલ્લો ચૌલુક્ય રાજવંશે અઢીસો વર્ષથી પોતાના તાબામાં લીધો છે અને તેનું પુત્રની પેઠે સંરક્ષણ કર્યું છે તે કિલ્લો મારા હાથમાંથી યવનોના હાથમાં જાય, તો પછી મારે જીવીને શું કરવું છે? અરે! હું જ એવો દુર્ભાગી કે મારા જ સમયમાં પાટણની પડતી થાય, તો પછી આ જગતમાં જીવવું અને મરવું એ બન્ને સરખા જ છે! મા! મા! તારા ખડ્ગને મારા ગળાપર ચલાવ, હવે મારે જીવવું નથી!"

પરંતુ મૂર્તિના હાથમાંનું ખડ્ગ જરાએ ચલિત થયું નહિ—ચલિત થવું સંભવિત પણ નહોતું. ભીમદેવે પોતાની કમરપરની તલવાર મ્યાનમાંથી બહાર કાઢી અને પોતાના જ ગળાપર ઉગામતો તે બોલ્યોઃ "માતા! તારે હાથે તું મારો સ્વીકાર નહિ કરે તથાપિ તને આ દેહ અર્પણ કરવાનો મારો નિશ્ચય તો અડગ જ છે! જે તલવાર યવનોના શિર કાપવાને તૈયાર કરી હતી તે જ તલવાર તને ભોગ આપશે—"

"નહિ આપે—તે જ તલવાર યવનોનાં માથાં કાપવાને અખંડિત રહેશે!" પાછળથી કોઇનો કારમો ઉદ્‌ગાર આવ્યો અને તે સાથે જ ભી

મદેવે પોતાના શિરપર ઉગામેલી તલવાર કોઇએ તેના હાથમાંથી ઝુંટવી લીધી! તત્ક્ષણ દેવીનાં મંદિરનાં દ્વાર બંધ થયાં અને પોતાની આસપાસ કોણ છે તે ભીમદેવ જોઇ શકે તે પહેલાં તો તેને પીઠ પાછળથી ચાર મજબૂત હાથોએ પકડયો અને ઉંચકયો! ભીમદેવે તે હાથમાંથી જેમ જેમ તરફડીયાં મારીને છૂટવાનો યત્ન કરવા માંડયો તેમ તેમ તેના હાથ, પગ, માથું વગેરેનો કબજો વધારે હાથોએ લેવા માંડયો, અને અંધકારમાં ને અંધકારમાં સૌ તેને દૂર ઉંચકી ગયા! સૌએ તે ઓરડામાંથી બીજા ઓરડામાં પ્રવેશ કર્યો. તત્ક્ષણ એક મોટો પત્થર ઉંચકાયો અને એક ભોંયરૂં જણાયું. ભીમદેવને લઇને સૌ કોઈ અંદર ઉતર્યાં! ભોંયરાની અંદર પ્રકાશ હતો! બે માણસો બળતી મશાલો સાથે દ્વાર આગળ જ હાજર રહ્યા હતા! ભીમદેવે તે પ્રકાશમાં જોયું કે પોતાને પકડનાર કોઇ અજાણ્યા હિંદુઓ હતા પણ આશ્ચર્ય જેવું એ હતું કે ત્યાં સંન્યાસી બાવા અને મોહિની પણ હતાં! તેમને જોતાં જ ભીમદેવ બોલ્યોઃ “ગુરૂદેવ! આ શું કર્યું?”

“તારૂં હિત જ કર્યું છે, પુત્ર! ગભરાઇશ નહિ! મુસલમાન સૈનિકો મંદિરની લગભગ આવી પહોંચ્યા છે અને તારે ભવિષ્યની આશાને માટે જીવતા રહેવું એ આવશ્યક છે!”

“પણ મને આવી રીતે કેદી બનાવવાનું કારણ?”

“તેનું કારણ તું પોતે જ છે! તને જીવતો રાખવાને આ માર્ગે આવવાનું મેં તને કહ્યું હતું, પણ તે તેં માન્યું નહિ તેથી છેવટે આ ઉપાયે તને કેદી બનાવીને ભોંયરામાં ઉતારવાની જરૂર પડી છે. હવે અહીંથી પણ જો તું સીધો સીધો મારી સાથે આવતો હોય તો સારૂં છે, નહિતો અહીંથી પણ તને કેદીના રૂપમાં જ આગળ ઉંચકી જવો પડશે!”

“હાય!” ભીમદેવ નિઃશ્વાસ નાંખતો બોલ્યોઃ “ગુરૂદેવ! છેવટે તમે મને કાયરમાં ખપાવ્યો! લોકો મારી અપકીર્તિ કરતાં કહેશે કે હું જીવ બચાવવાને નાસી ગયો! પ્રભુ! એ અપકીર્તિ સહન કરવા કરતાં મરી જવું એ શું ખોટું?”

“લોકો અપકીર્તિ નહિ કરે પણ કીર્તિ કરશે કે અનેક દુઃખોની વચ્ચે પણ તું યવનોને દેશમાંથી હાંકી કાઢવાને જીવતો રહ્યો! માટે જે કાંઈ બની ગયું તેનો શોક કર્યા વિના અત્યારે મારી સાથે ચાલ અને આત્મરક્ષણ કર!”

“પ્રભુ! મને બહુ જ આશ્ચર્ય ઉત્પન્ન થાય છે કે ગુજરાતના રાજકુળના અનન્ય સેવક એવા આપ મહાપુરૂષે કયાં જાતિકુળને શોભાવ્યાં છે?”

સંન્યાસી બાવા હસીને બોલ્યાઃ "પુત્ર ! એથી શું તને બહુ આશ્ચર્ય થાય છે ? મારાં જાતિકુળ જાણવાની તારી ઇચ્છા છે ? તો સાંભળ, પણ ગભરાઇશ નહિ ! ચાવડા વંશના છેલ્લા રાજા સામંતસિંહથી પાંચમી પેઢીએ ઉતરી આવેલો હું આ પાટણનો ખરો રાજા છું ! મારૂં નામ અર્જુનસિંગ છે ! મારા પૂર્વજોએ જે મુલકમાં રાજ્ય કર્યું હતું તેની સેવા બજાવવાને હું બંગાળામાંથી અહીં આવીને રહ્યો છું. ભીયભીત થઇશ નહિ, ભીમદેવ ! મારા વડવાઓ પાસેથી તારા વડવાઓએ દગો કરીને ગુજરાતનું રાજ્ય લઇ લીધું હતું ખરૂં; પરન્તુ હું તો તને મારા બંધુતુલ્ય લેખું છું !"

"ધન્ય છે, ગુરૂદેવ ! ધન્ય છે, તમારી દેશભક્તિને ! પ્રભુ ! જો આ વાત વહેલી કહી હોત તો હું તીર્થવાસ લેઇને આપને પાટણના રાજા બનાવત ! આપ જો ગુજરાતના રાજા થયા હોત તો પાટણની અત્યારે આ દશા આવત નહિ !"

"બંધુ ! મને રાજ્ય જોઇતું જ નથી. બંગાળામાં હું ફરતો હતો અને મને મારા પૂર્વજોની ભૂમિપર અનુરાગ ઉત્પન્ન થયો તેથી હું અહીં આવીને રહ્યો—હું કાંઇ રાજ્ય કરવા આવ્યો જ નથી ! હવે અહીં વધુ વાર નહિ કરતાં મારી સાથે ચાલ. વિશ્વાસ રાખજે કે હું તારૂં હિત કરીશ, અહિત નહિં કરૂં !"

"ધન્ય ગુરૂદેવ ધન્ય !" ભીમદેવ ઉપકૃત થતો સંન્યાસી બાવાની સાથે સાથે ભોંયરામાં ચાલ્યો.

---

## પરિચ્છેદ ૧૪ મો.

---

## વિશ્વમોહિનીનો વિલય !

મુસલમાનો પાટણ જીતીને પાછા ચાલ્યા ગયાને કેટલાક માસ થઇ ગયા છે. વર્ષા ઋતુ ચાલે છે. સરસ્વતીને પુનઃ નવયૌવન પ્રકટ થયું છે. તેનાં પુનિત જળ બે કાંઠામાં દોડ્યાં જાય છે. સંન્યાસી બાવા વટેશ્વરમાં જ રહે છે. પહેલાંનું તેજ અને બળ હવે તેમનામાં રહ્યું નથી. વિશ્વમોહિની પણ તેમની સાથે જ આવીને ત્યાં રહી છે, પરન્તુ પોતાના પૂર્વના સ્વભાવને તે વિસરી ગઇ છે. બાળકની પેઠે પહેલાં તે સંન્યાસી બાવા સાથે વાર્તાલાપ કરતી હતી, પણ હવે તે બહુ ગંભીર રહેતી જણાય છે. તે જ સરસ્વતી છે, તે જ વટેશ્વર છે, તે જ વાટિકા છે અને તેમાંનાં

થોડી વારમાં તો ધીમી ધીમી વૃષ્ટિ પણ ચાલુ થઇ. નદીના પ્રવાહપટમાં ઉઠતા પરપોટાઓ ચળકવા લાગ્યા. મેઘગર્જના દિગન્તોમાં વ્યાપીને એ ભયાનકતામાં વધારો કરવા લાગી. પ્રકૃતિની આ તાંડવલીલાની વચ્ચે મોહિની એકલી સ્થિર બેસી રહી. એટલામાં સંન્યાસી બાવા ત્યાં આવી પહોંચ્યા અને બોલ્યાઃ "મોહિની ! ચાલ, મંદિરમાં."

"કેમ ?"

"વરસાદ આવે છે."

"ધીમો મધુરો વરસાદ છે, ભલે આવે બિચારો ! એ મને શું કરવાનો છે ?"

"અંધકાર વ્યાપ્યો છે, ગાજવીજ થાય છે અને કદાચ વધારે વરસાદ આવશે."

"વધારે વરસાદ આવશે તો હું આવતી રહીશ, તમે જાઓ ! હમણાં તો અહીં જ બેઠી છું."

સંન્યાસી બાવા ચાલ્યા ગયા. રાત્રિને વખતે કિંવા વરસતા વરસાદમાં મોહિની એકલી બેસી રહે એ કાંઇ કેવળ નવો જ બનાવ નહોતો. ઘણી વાર તે એમ બેસી રહેતી, એટલે સંન્યાસી બાવા તેને મંદિરમાં આવવાનો વધુ આગ્રહ નહિ કરતાં ચાલ્યા ગયા. થોડીએક પળોમાં તો આકાશ ચીરીને મૂશળધાર વૃષ્ટિ પડવા લાગી અને પવન મોટા જોરથી ફુંકાવા લાગ્યો. હવે મોહિનીને કાંઇક ભય લાગ્યો અને આકાશભણી નજર કરી. તુરતમાં વરસાદનું જોર ઓછું થાય એવાં ચિહ્નો જણાયાં નહિ. તે ઉઠીને ઊભી થઇ. ચોમેર દૃષ્ટિ કરતાં પાણીના વહેળા ધોધબંધ ચાલ્યા જતા દેખાયા. પોતે જે ભેખડ ઉપર ઊભી હતી તે ભેખડ નદીના પ્રવાહના વેગમાં વધારો થતો હોવાને લીધે પાણીમાં ધીમે ધીમે ધોવાતી અને ધસી જતી જણાઇ. વિજળીના પ્રકાશમાં તેણે જોયું કે વટેશ્વર મહાદેવના મંદિરની આસપાસ પણ પાણી ફરી વળ્યું છે. એવામાં મંદિર તરફથી એક ઘોર–ગંભીર અવાજ સંભળાયોઃ "મોહિની !"

મોહિની વિજળીના પ્રકાશમાં પણ કોઇને જોઇ શકી નહિ પરન્તુ તે સમજી ખરી કે સંન્યાસી બાવા પોતાને બોલાવે છે. તેણે ઉત્તર આપ્યોઃ "શું છે પિતાજી ? !"

શબ્દતરંગોની વચ્ચે એ ક્ષીણ–મધુરો ધ્વનિ ક્યાંય ડૂબી ગયો ! સંન્યાસી બાવાએ તે ઉત્તર સાંભળ્યો પણ નહિ. તેમણે વ્યાકુળ કંઠે પુનઃ બૂમ મારીઃ "મોહિની ! જલ્દી ચાલી આવ, નદીમાં પૂર આવે છે !"

મોહિની હવે વસ્તુસ્થિતિ સમજી ગઈ. પોતાનાં મંદિરોમાંની ચારે મૂર્તિઓને તેણે મંદિરમાંથી ઉપાડી લીધી અને તેને સાડીયામાં વીંટાળી દીધી; પરન્તુ ભેખડપરથી નીચે ઉતરવાનો કશો માર્ગ તેને જણાયો નહિ. ચોમેર નદીનું પાણી ફરી વળ્યું હતું. જ્યાં જ્યાં તે પગ મેલતી ત્યાં ત્યાં તેના પગ નીચેની રેતી સરી જતી જણાતી હતી. એકાદ બે ડગલાં તેણે ભર્યાં અને તુરત જ પાણીનું પૂર ભેખડ ઉપર ફરી વળ્યું. મોહિની લપસીને નીચે પડી ગઈ અને સરસ્વતીનું જળ તેના શરીરપર થઇને વહેવા લાગ્યું !

મંદિર તરફથી સંન્યાસી બાવાનો અવાજ સંભળાયો: "મોહિની !"

પણ કોણ ઉત્તર આપે ? મોહિની આ સંસારમાં હવે વધુ વખત જીવતી નહોતી ! સંન્યાસી બાવાના કાનપર કોઇ અશ્રાવ્ય ધ્વનિ ગયો કે મોહિની હવે રહી નથી; તોપણ તેમના સમજવામાં કશું આવ્યું નહિ. તેમણે નદીના પ્રવાહમાં ઝીપલાવી દીધું. જળની ગર્જના અને પવનના સુસવાટાને દાબી દે તેવા ઘોર કંઠે સંન્યાસી બાવાએ ફરી બૂમ મારી: "મોહિની !" સામો પ્રતિધ્વનિ આવ્યો: "મોહિની !" નદીના પ્રત્યેક જળકણપર "મોહિની" શબ્દ નૃત્ય કરી રહ્યો ! આકાશમાં "મોહિની" નામનો ધ્વનિ વ્યાપી રહ્યો ! ગુર્જરીને ખૂણે ખૂણે "મોહિની" શબ્દ સંભળાઇ રહ્યો !

પરન્તુ હવે મોહિની ક્યાં છે ? જે સરસ્વતીએ તેનો જન્મ આપ્યો હતો તે જ સરસ્વતી તેને હરી ગઈ ! માતાએ પુત્રીનું ભક્ષણ કર્યું ! પ્રભાતમાં સંન્યાસી બાવાએ મોહિનીના મૃતદેહને ખોળ્યો પણ નિરર્થક ! તે તો ભીમદેવ, લીલાદેવી, જીવનરાજ અને સંન્યાસી બાવાની મૂર્તિઓને હૃદયપર ચરાવીને—છતાં તેઓના જ સર્વસ્વનો નાશ કરીને ગઇ તે ગઇ જ ! ગુજરાતમાં પુનઃ તે મોહિની અવતાર પામે તે ઇષ્ટ કે અનિષ્ટ ?



[ પરિશિષ્ટ ].

# પ્રાચીન પાટણનાં સ્મરણાવશેષ.

'પાટણ' ના ઇતિહાસની તથા પ્રાચીન પાટણમાં જ બનેલા બનાવોની આ નવલકથા લખવાને માટે તેની સાથે સંબંધ ધરાવતી કેટલીક અગત્યની માહિતી મેળવવા સારૂ ૧૯૧૩ ના ઓક્ટોબર માસમાં મેં એક મિત્રની સાથે એ સ્થાનની મુલાકાત લીધી હતી. પુરાણા પાટણનાં ખંડેરોમાંનાં કેટલાંક આધુનિક પાટણની બહાર તેમ જ અંદર આવેલાં છે, તોપણ તેમાંનો ઘણો જ મોટો ભાગ તો નાશ પામી ગયો છે. જે સ્થાનોનાં વધુ ઓછાં સ્મરણાવશેષો અત્યારે જોવામાં આવે છે તેમાંનાં કેટલાંકનો ઉલ્લેખ આ કથામાં આવે છે અને બાકીનાં સ્થાનોનાં તો નામ નિશાન પણ જોવામાં આવતાં નથી. આ સ્થાનોમાંનાં જેનો સંબંધ આ કથા સાથે વધુ ઓછે અંશે રહેલો છે તે સંબંધી ઉપયોગી માહિતી આ સ્થળે આપેલી છે જેથી વાચકોને વાર્તા સમજવામાં કેટલીક મદદ મળશે.

ચુ. વ. શાહ.

**વટેશ્વર**—વટેશ્વર મહાદેવનું મંદિર પાટણથી લગભગ ૧૪ અને સિદ્ધપુરથી ૫ માઇલને અંતરે **સરસ્વતી** નદીના જમણા કિનારાપર આવેલું છે. સ્થાન નિર્જન કિન્તુ રમણીય છે. આ સ્થળે દર વર્ષે ચાતુર્માસમાં મેળો ભરાય છે. તેની બાજુએ થઇને દેથળી ( દેવદેથળી ) જવાનો માર્ગ નીકળે છે. એ ગામ ત્યાંથી બે માઇલને અંતરે આવેલું છે. **સરસ્વતીના** કિનારાપર જ જરા ઉંચાણમાં એ મંદિર આવેલું છે અને જ્યારે નદીમાં પૂર આવે ત્યારે મંદિરની લગભગ જળપ્રવાહ પહોંચી જાય એટલું તે નજીક છે. તેમાંના શિલાલેખમાં સંવત્ ૧૨૧૨ ની અને શાલિવાહન ૧૦૮૬ ની સાલ આપેલી છે, પરન્તુ ત્યાંના પૂજારીના કથન પ્રમાણે એ સાલ તેની મૂળ સ્થાપનાની હોઈ શકે નહિ. કોઇ 'ગોપાળરાવ મેરાવ' નામે ભક્તે એ સ્થાનનો પુનરૂદ્ધાર કરાવીને પોતાના નામનો શિલાલેખ ચોડયો હોવો જોઇએ એવું તેનું કથન હતું. વિશેષમાં તેણે કહ્યું હતું કે ત્યાં આગળ પૂર્વે એક ગંભીર વડનું ઝાડ હતું તે પરથી તે મહાદેવનું નામ 'વટેશ્વર' પડેલું. હાલમાં તે વડનું ઝાડ ત્યાં નથી, તેમ જ બીજું કોઇ વડનું ઝાડ પણ નથી પરંતુ 'વટેશ્વર' નામ તે ઝાડની પૂર્વસ્થિતિનું સૂચક છે. તેણે આપેલી બીજી માહિતી એ હતી કે ત્યાં આગળ દધિચી ઋષિનો આશ્રમ હતો અને હાલના 'દેથળી' ગામનું નામ પૂર્વે 'દધિસ્થલી' હતું તે પરથી તે કથનને કાંઇક ટેકો મળે છે. અત્યારે એ સ્થળે 'વટેશ્વર' મહાદેવના મંદિર ઉપરાંત 'વ્યાસજી' ની મૂર્તિવાળી એક નાની દહેરી છે, **શાંડિલ્ય** ઋષિનો

કુંડ છે અને પાંચ પાંડવોની દહેરીઓ છે. દંતકથા એવી છે કે પાંડવો પોતાના ગુપ્ત નિવાસ દરમીયાન ત્યાં રહ્યા હતા અને પાંચ પાંડવોએ પોતપોતાના હાથે ત્યાં શિવલિંગની સ્થાપના કરી હતી. અત્યારે ત્યાંની દહેરીઓની સંખ્યા ૬ ની છે જેમાંની એક વધારાની દહેરીને પાંડવોની મા 'કુંતામાતા' ની દહેરી કહેવામાં આવે છે. પૂજારીએ પહેલાં તો અમને કહ્યું કે "તેમાં દરેકમાં શિવલિંગ ઉપરાંત પાંડવોની મૂર્તિઓ છે." અમે જોયું કે તેમાં પાંડવોની મૂર્તિઓ જેવું તો કશું નહોતું પરન્તુ સામાન્ય પૂતળાં હતાં અને તેની સંખ્યા પણ પાંચ નહિ પણ ૭ ની હતી! અમે કહ્યું કે "આમાં પાંચ મૂર્તિ નહિ પણ ૭ છે!" હાજરજવાબી પૂજારીએ લાગલો જ ઉત્તર આપ્યો કે "પાંચ પાંડવોની સાથે છઠ્ઠા નારાયણ તો હોય જ ને!" આ સઘળું કથાનક માત્ર મુખોપમુખ ચાલતી દંતકથા સિવાય બીજી કશી રીતે સચવાઇ રહ્યું નથી. વટેશ્વરના મંદિરનો પુનરૂદ્ધાર છેલ્લાં થોડાં વર્ષમાં સિદ્ધપુરના કોઇ ભાવિક ગૃહસ્થે કરાવ્યો છે, પરન્તુ પાંડવોની દહેરીઓ અમે અત્યંત જીર્ણ દશામાં જોઇ હતી. અમને કહેવામાં આવ્યું હતું કે તેનો પણ ઉદ્ધાર થોડા વખતમાં કરવામાં આવનાર છે.

ઢેથળીની નિકટમાં 'મુંડિકેશ્વર' અથવા 'મંહુકેશ્વર' નામના એક બીજા મહાદેવના મંદિરની અમે તપાસ કરી હતી. 'દ્વયાશ્રય'માં તથા તેને આધારે 'રાસમાળા'માં એવું જણાવવામાં આવ્યું છે કે એ 'મુંડિકેશ્વર'માં ભીમ બાણાવળીનો પુત્ર ક્ષેમરાજ સંન્યાસ ધારણ કરીને રહ્યો હતો. પરન્તુ આ નામના કોઈ મહાદેવને ત્યાં કોઇ જાણતું નહોતું અને ઢેથળીની નજીકમાં વટેશ્વર વિના બીજા કોઇ મહાદેવ હોવાની કોઈને ખબર પણ નહોતી.

**જૂનું પાટણ**—જૂના પાટણનાં ખંડેરો અત્યારે હાલના પાટણની ઉત્તર તથા પૂર્વ દિશાએ શહેરની લાગોલગ તથા દૂર આવી રહેલાં જોવામાં આવે છે. કેટલાંક સ્મરણાવશેષો હાલના પાટણના કિલ્લાની અંદર પણ છે. પાટણની જૂની ઇમારતોમાંનું કશું અત્યારે જોવામાં આવતું નથી. શહેરની બહાર જૂના પાટણના કિલ્લાનો થોડોએક ભાગ અને તેને અડીને મહાકાળીનું મંદિર આવેલું છે, અને તેને જૂના પાટણમાં હજીસુધી ટકી રહેલાં અવશેષો તરીકે ઓળખાવવામાં આવે છે, પરન્તુ એક નિરીક્ષકની દૃષ્ટિને તેમ જણાતું નથી. પૂર્વે ત્યાં એ મંદિર અને કોટનો ભાગ હશે તો ખરો જ, પરન્તુ મુસલમાનોના વખતમાં તેની ભાંગણી થયા પછી તેને સમરાવવામાં આવ્યાં હોવાં જોઇએ અને અત્યારનું એ મંદિર તથા કોટનો ભાગ થોડાં જ વરસનો જૂનો હોવો જોઈએ એમ જણાય છે. મંદિરનો કેટલોક ભાગ પડી ભાગ્યા પછી

ફરીં ચણ્યો હોય તેવાં ચિહ્નો પણ જણાય છે. કેટલાંક પૂતળાંવાળા પત્થર એવા આડાઅવળા ચણી લેવામાં આવ્યા છે કે એ મંદિરના મૂળ બંધાવનારે તો એવા પત્થરને ન શોભે તેવી જગ્યોએ ન જ ચોડાવ્યા હોય એવું આપણે જોતાંવાંત જ માની શકીએ. કોટનો જે ભાગ હૈયાત છે તે હજી પણ મજબૂત છે. તે પર કાળું પડી ગએલું ચૂનાનું પ્લાસ્ટર અને તેની અંદર રાજચિહ્નોરૂપ લેખાતાં દંડ ચામર વગેરેની ચૂનાની ઉપસાવીને કાઢવામાં આવેલી આકૃતિઓ તથા તે આકૃતિઓમાં શોભાને માટે ચોડવામાં આવેલા કાચના ગોળ નાના ટુકડા વગેરે સઘળું હજી જોવામાં આવે છે. પાટણ ભાગ્યાને ૬૦૦ વર્ષ થઈ ગયાં છે અને એટલું જૂનું તો તે હોઇ શકે નહિ એમ સ્વાભાવિક રીતે જ માની શકાય છે. મહાકાળીના મંદિરની બાંધણી જૂની ઘાટીની અને મજબૂત છે. મંદિરના ઘુમટ તથા અગાશીપરથી કોટના બૂરજ અને કોઠા ઉપર ચડી શકાય છે.

**સહસ્રલિંગ**—પાટણનાં ખંડેરોમાં સહસ્રલિંગ તળાવ તો આજે સ્વપ્નવત્ થઇ ગયું છે. જે સ્થળે સહસ્રલિંગ હોવાનું બતાવવામાં આવે છે તે સ્થળે તે તળાવ હોવાનું એક પણ નિશાન આજે જોવામાં આવતું નથી. તળાવની ફરતી ૧૦૦૦ દેરીઓ હોવી જોઇએ એમ તળાવના નામ ઉપરથી જોવામાં આવે છે, પરન્તુ આજે તેની ફરતા ઈંટ અને માટીના ઢગલા જોવાય છે અને તળાવને સ્થળે હળ તથા રેલના પાટા ફરી વળ્યા છે! રેલની સડકને કાંકરા પણ **પાટણ**નાં ખંડેરોની જૂની ઈંટોના ઢગલાએ પૂરા પાડ્યા છે!

સહસ્રલિંગના સ્થાનપર એક નાની દેહેરીને 'ઓડડીની દેહેરી'ને નામે ઓળખવામાં આવે છે. જ્યારે **સિદ્ધરાજ સહસ્રલિંગ** તળાવ બંધાવતો હતો ત્યારે તે **જશમા** નામની એક ઓડડીના સૌંદર્યપર મુગ્ધ થયો હતો, એ વાત તથા તેને લગતો એક લાંબો રાસડો સુપ્રસિદ્ધ છે. **જશમા સિદ્ધરાજ**ની અનેક લાલચોને વશ થઈ નહોતી અને તે પોતાના સતીત્વને માટે સારી પ્રશંસા પામી હતી. સતી **જશમા**ના સ્મરણને માટે આ દેહેરી સ્થાપવામાં આવી હોય તેવી કશી પ્રતીતિ મળી શકતી નથી. દેહેરી પત્થરની બાંધેલી અને તદ્દન નવી છે. તેની અંદરની મૂર્તિઓ **શંકર પાર્વતી**ની છે. માત્ર લોકો તેને ઓડડીની દેહેરી કહે છે. તે વિના તેનો બીજો કશો પુરાવો નથી મળતો.

**રાણીનો મહેલ**—એક ઉંચી ટેકરી પર 'રાણીનો મહેલ' એ નામે ઓળખાતું એક ખંડેર જોવામાં આવે છે. આ મહેલ તેના ખંડેરપરથી બહુ નાનો

જણાય છે પરન્તુ તેનો બીજો ઘણો ભાગ જમીનદોસ્ત થઈ ગયેલો હોવો જોઈએ એવું સહજ અનુમાન કરી શકાય છે. ટેકરીના ઉત્તર દિશાના મોખરા આગળ પડી ગએલા ભાગો ઉપરથી એવું જણાય છે કે એ મહેલની ફરતો એક ઉંચો કોટ અને એ કોટમાં પેસવાનો દરવાજો ઉત્તર દિશામાં હોવો જોઈએ, અને મહેલને લગોલગ બીજાં નાનાં મોટાં મકાનો પણ હોવાં જોઈએ. મહેલ એ અષ્ટકોણ ગોળ મકાન છે અને તેની ઉપર છાપરૂં નહિ પણ અગાશી અથવા ઘુમ્મટ હશે એમ જણાય છે. ઘુમ્મટનો ભાગ પડી ગયો છે. દીવાલો લગભગ ચાર ફીટ જેટલી જાડી છે. એ મહેલની અંદર એક ભોંયરૂં હોવાની લોકવાયકા છે. આ સ્થળને 'રાણીનો મહેલ' કહેવામાં આવે છે, પરન્તુ આવું નાનું સ્થળ રાણીના મુખ્ય મહેલ તરીકે વપરાતું હોય એમ માની શકાતું નથી. તેના સ્થાનપરથી તે **સહસ્ત્રલિંગ**ના કિનારાપર હોય એવું અનુમાન કરી શકાય છે અને તેથી એ મકાન 'હવામહેલ' અથવા 'ગ્રીષ્મસદન' હશે એમ માની શકાય છે. આ સ્થળેથી એક બાજુએ **સરસ્વતી**નો પ્રવાહ વહ્યો જતો નજરે પડે છે.

**રાણીની વાવ—ભીમ** બાણાવળીની પટ્ટરાણી ઉદયમતીએ બંધાવેલી વાવ જેનું ખંડેર આજે 'રાણીની વાવ' ને નામે ઓળખાય છે તેનું ઘસાતું–ભૂંસાતું સ્મરણાવશેષ આજે જોવામાં આવે છે. એક ભાગી ગએલા કૂવાના મંડાણ જેવું મંડાણ છે અને તે ઉપર કોશથી પાણી ખેંચવાની ગોઠવણ કોઈએ નવીસવી કરી હોય તેવું જણાય છે; પરન્તુ વાવનો બીજો તૂટી ગએલો ભાગ કેટલો હશે તે સહેલાઈથી સમજી શકાય તેવું છે. લગભગ ૧૦૦ થી ૧૨૫ ફીટ જેટલો એક લાંબો ઉંડો ખાડો આવેલો છે અને તેને એક છેડે વાવના બાંધકામનો થોડો ભાગ ટકી રહ્યો છે જેમાં શીયાળાની મોસમસુધી પાણી પણ રહે છે. તેમાં કોતરકામવાળાં પત્થર જોવામાં આવે છે, તે સિવાય તેની બાંધણી સંબંધે ખ્યાલ આવે તેવાં બીજાં કશાં અવશેષો નથી. વાવ ઘણી જૂની છે એ તો નિઃસંશય છે અને પાટણના લોકોમાં તેની ચમત્કારિકતાની એક બે વાતો પણ કહેવામાં આવે છે પણ તેમાં કશો અર્થ રહેલો નથી. આજે તો લોકો એ વાવના પાણીને ચમત્કારવાળું માનીને બાળકોને થતા ઉટાંટીયાના દર્દ ઉપર દવા તરીકે પાય છે, બહારગામવાળા કેટલાકો તે પાણી મંગાવે છે અને વાવને ચમત્કારિક માનીને શ્રીફળ પણ વધેરે છે! પ્રાચીન સ્થળોનાં અવશેષોપરની આર્યોની શ્રદ્ધા ભક્તિ ખરેખર અદ્વિતીય છે.

**સિદ્ધપુર—સિદ્ધપુર** અને **પાટણ** બન્ને **સરસ્વતી**ને તીરે આવેલાં છે. **સરસ્વતી** નદી **સીરોહી**ના ડુંગરમાંથી નીકળે છે અને **સિદ્ધપુર** થ

પાટણ તરફ જાય છે. માર્ગમાં દેથળી સિવાય કિનારાપર દૂર કોઇ કોઇ ગામડાં આવેલાં છે. નદીના ઉપકંઠમાં ધા-બાજરીયાં બહુ થાય છે જેને ગામડાંના લોકો કાંઇ ઘા વાગ્યો હોય તેનાપર લગાડે છે અને તેથી ઘા રૂઝાઇ જાય છે. તેનું મુખ્ય ઐતિહાસિક અવશેષ રૂદ્રમાળ છે. અત્યારે રૂદ્રમાળના ૪ ટોડા ઊભા છે જેમાંના બે સમચોરસ છે અને તે સઘળા ઉત્તમ કારીગીરીવાળા છે. તેમાંના એકને ફરીથી સમરાવીને લોખંડના બંધથી ટકાવી રાખવામાં આવેલો જણાય છે. તેના ઉંચા બૂરજોનો નાશ થયો છે પણ જ્યારે તે હયાત હશે ત્યારે ઘણા ઉંચા હશે એમ આ ટોડા ઉપરથી કહી શકાય ખરૂં. તેપરના એક શિલાલેખમાં સંવત્ ૧૬૦૪ ની સાલ દર્શાવી છે. બીજા બે શિલાલેખો છે તેમાંના એકમાં સંવત ૬૫ ની ફાગણ વદી ૧ જણાવી છે, પરન્તુ તે તો બીજે ક્યાંયથી ઉપાડી લાવીને બેસાડી દીધા જેવા લાગે છે. સરસ્વતીના કિનારાપર બ્રહ્માન્ડેશ્વર મહાદેવનું સ્થાન રમણીય છે. અલ્પ સરોવર અને બિંદુ સરોવર સારી રીતે બાંધેલાં પણ ગંદાં પાણીથી ભરેલાં છે અને 'જ્ઞાનવાપી' નું સ્થળ તો એ નામને લજાવે તેવું છે. એ સઘળાં સ્થળો મુસલમાનોએ કરેલી ભાંગણી પછી ફરી સમરાવેલાં હોય એમ જોવાય છે. સિદ્ધપુરની સાથે આ કથાનો સંબંધ સ્વલ્પ જ છે.